# સાહિત્યમુકુર

[તૃતીય વિભાગ]

સંપાદક

ચન્દ્રવદન ચૂનીલાલ શાહ
...એમ. એ., બી.ટી., એલએલ. બી.
...આજીવન સ્વયંસેવક,
ધ સાર્વજનિક એડ્યુકેશન સોસાયટી: સૂરત.

卐

: સોલ એજન્ટ્ઝ :
મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, સૂરત.
મૂલ્ય: દોઢ રૂપિયો

આવતી કાલના સાહિત્યકાર
થવાની આશા આપતા
ગૂર્જર સાહિત્યના
આજના અભ્યાસીઓને

# નિવેદન

સને ૧૯૩૧ ની શરૂઆતમાં ઘડેલી મારી યોજના આ વિભાગની પ્રસિદ્ધિથી પાર પડે છે એથી મને હર્ષ થાય છે. ચોથા અને પાંચમા ધોરણો માટે તૈયાર કરેલા આ સંગ્રહના બે વિભાગો મુંબાઈ સરકારના કેળવણી ખાતા તરફથી પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયા છે તે ઉપરાંત ગૂજરાતની ઘણી શાળાઓમાં પાઠ્યપુસ્તકો તરીકે દાખલ થયા છે. મને આશા છે કે આગલા વિભાગોની રચનાનુસાર યોજાએલો સંગ્રહમાલાનો આ છેલ્લો મણકો પણ સાૈના આવકારને પાત્ર થશે. ત્રણે વિભાગોમાં જેમનાં કાવ્યો કે લેખો ઉતાર્યાં છે એવા લેખકો સંબંધી ટૂંક માહિતી આ વિભાગમાં આપી છે તે એની વિશિષ્ટતા છે.

આ પુસ્તકનું કદ મારી મૂળ ધારણા કરતાં કંઈક વધી ગયું છે. બને એટલાં સાહિત્યરૂપોનો તેમ જ બને એટલાં સાહિત્યકારોની પ્રાસાદિક વાણીનો ત્રણે વિભાગોમાં સમાવેશ કરવાના ન રોકી શકાય એવા મારા લોભનું આ પરિણામ છે. છતાં બીજા વિભાગના નિવેદનમાં સૂચવેલી નીતિ ગ્રહણ કરતાં, શિક્ષકને પસંદગીનો અને હોંશિયાર વિદ્યાર્થીઓને વિસ્તૃત વાચનનો યથાયોગ્ય અવકાશ રહેશે.

ફરીથી મારા સહશિક્ષક રા. નૃસિંહગિરિ મહેતાએ અમૂલ્ય સહાય આપી આ ગ્રંથપ્રકાશનમાં ન વીસરાય એવો જે ફાળો આપ્યો તેનું ઋણ જાહેરરીતે સ્વીકારી, જે જે લેખકોએ પોતાની કૃતિઓ છાપવા દેવાની મને પરવાનગી આપી તેમનો આભાર માની, તથા આ સંગ્રહમાલાની સુધારણાને અર્થે વ્યવહારુ અને ઈતર સૂચનાઓ કરવાને સાૈને વિનતિ કરીને હું વિરમું છું.

દેસાઈ પોળ, **સૂરત**
તા. ૪ : ૪ : ૧૯૩૨

ચન્દ્રવદન શાહ

# અ · નુ · ક્ર · મ

## પદ્યવિભાગ :

ાની છાણ

કા

# અર્ઘ્ય



[નોંધ : તમે બે વર્ષ ગૂજરાતી સાહિત્યનો અભ્યાસ કર્યો. પ્રાચીન તથા અર્વાચીન ગૂજરાતી કવિઓ તેમજ લેખકોની વિવિધ કૃતિઓનું તમે દર્શન કર્યું. આવતે વર્ષે તમે શાળાંત પરીક્ષા માટે તૈયારી કરવામાં રોકાયલા હશો, ને તમને ગૂજરાતી સાહિત્યનો અભ્યાસ કરવાને પૂરતો અવકાશ કદાચ નહીં મળે, જો કે તમે વાચનનો શોખ કેળવ્યો હશે તો તેને માટેની ફુરસદ આપોઆપ મળી આવશે. આથી આપણા

સાહિત્યનો પ્રાથમિક અભ્યાસ અને તેટલી વ્યવસ્થિત રીતે આ વર્ષે તમારે પૂરો કરવો જોઈએ. સાહિત્યમુકુરના આ છેલ્લા વિભાગમાં તમને પરિચિત ને અપરિચિત લેખકોની મુખ્ય કૃતિઓની વાનગી પીરસવામાં આવશે. મને આશા છે કે તે તમારી પસંદગીને પાત્ર થશે અને તમને બધા લેખકોની મૂળ કૃતિઓનો પરિચય કરાવવા પ્રેરશે.

**૧. અર્ઘ્ય**: રા. સ્નેહરશ્મિનું નામ તમારાથી ક્યાં અજાણ્યું છે ? અહીં આપેલા કાવ્યથી એમના ભાવભીના, કોમળ કવિહૃદયનો તમને વધુ સાક્ષાત્કાર થશે. કવિ પોતાના ઇષ્ટદેવતા સમક્ષ પોતાની માનની-પૂજ્યભાવની લાગણી વ્યક્ત કરે છે. આ ઇષ્ટદેવતા પરમાત્મા હોય, કે કવિતાદેવી —શારદા દેવી—ય હોય. દુનિયાની નજરે સ્વાગત કરવાની કીમતી વસ્તુઓ કવિ પાસે નથી તેથી શોચ કરીને કવિ કહે છે કે: 'મારી પાસે કવિઓને સુલભ એવાં મધુર સ્વપ્નો અને થોડીક કવિતા છે—એ જ મારું સર્વસ્વ છે—તે હું તારા માર્ગમાં હોંસભેર વેરું છું, તેના પર હે કાવ્યદેવી ! તું ધીમે

૧

# અર્ઘ્ય

[ શિખરિણી ]

કદી મારી પાસે વનવનતણાં હોત ફૂલડાં
રૂપાળાં, ઓજસ્વી, સુરભિ ઝરતાં, હાસ્ય કરતાં,
સજેલાં વા રંગે પુલકિત ઉષા સાન્ધ્ય નભનાં
વિખેરી તે માર્ગે તુજ હૃદય આહ્લાદ ભરતે.

કદી મારી પાસે ઝગમગ થતા હોત હીરલા
પ્રભાવન્તા, દૈવી, ત્રણ ભુવનના દીપ સરખા,
કરીને ઉમંગે તુજ પથ મહીં રોશની સદા
ધરી દેતે સર્વે હરખ થકી તારે ચરણ હું.

પરંતુ ભિખારી મુજ ગરીબ પાસે નહીં કશું
મીઠાં સ્વપ્નાં હૈયે મુજ ધન, અને થોડી કવિતા :
હું તો વેરું એ સૌ તુજ પથ મહીં વ્હાલ ધરીને
જરા ધીમે ધીમે પગ તું ભરજે—છે મૃદુલ એ !

—સ્નેહરશ્મિ



[ **પ્રશ્નાવલિ :** કવિ કેવાં ફૂલ અને હીરલા અર્ઘ્ય તરીકે આપવા ઇચ્છે છે ? કવિ પોતાને ભિખારી શા માટે કહે છે ? કવિધન કોને કહ્યું છે ? પોતાના અર્ઘ્ય પર ધીમેથી પગ મૂકવા શા સારુ આગ્રહ કરે છે ? આખા કાવ્યમાંના મુખ્ય વિચાર વિશે પાંચ લીટી લખો. ]

# પૌરાણિક કાવ્યો

[ **નોંધ :** કવિ પ્રેમાનંદના નામથી તમે હવે સુપરિચિત છો. એનાં ત્રણ કાવ્યો ને એમના જીવન વિશે ચર્ચા કરતા બે નિબંધો તો તમે વાંચ્યા પણ ખરાં. એમણે નાનાં મોટાં ત્રીસ કાવ્યો–મોટે ભાગે લાંબાં આખ્યાનો—લખ્યાં છે. એ બધાંનો ખ્યાલ તમને શી રીતે આપી શકાય ! એમનાં બીજાં ઉત્તમ આખ્યાનોમાંના બેમાંથી મોટો ભાગ આ પુસ્તકમાં ઉતાર્યો છે. પ્રેમાનંદનાં વધુ કાવ્યો વાંચવાની રસવૃત્તિ જો તમારામાં ખીલી હોય તો કાવ્યદોહનમાંથી તે જરૂર વાંચજો. આપણી પૈરાણિક કથાઓનો ખ્યાલ પણ તમને આવશે.

. . .

**૨. નળાખ્યાન :** માં'ણભટની કથાઓ કેટલી લોકપ્રિય થઈ પડી હતી તે મેં આગલા પુસ્તકમાં કહ્યું છે. અહીં આપેલી એ આખ્યાયિકાઓ પણ એવી જ રીતે શ્રોતાઓના મનનું રંજન કરવાને યોજાએલી હતી. બેઉ કથા મહાભારતમાંથી લેવામાં આવી છે.

નળાખ્યાન એટલે નળદમયંતીનાં વીતકોની હૃદયદ્રાવક કહાણી. નળ અને દમયંતીનાં રસિક વર્ણનો, એકબીજાને મેળવવાને તેમનો તલસાટ, સ્વયંવરનું હાસ્યજનક વર્ણન–ઇત્યાદિ પ્રસંગો કવિએ આલેખ્યા છે ખરા, છતાં તે માત્ર મૂળ કથામાં

ભાત પાડનારા અને તેને વધારે સ્પષ્ટપણે વ્યકત કરનારા પ્રસંગો છે. આખા કાવ્યનો મુખ્ય ધ્વનિ વિયોગદુ:ખનો છે; મુખ્ય રસ કરુણરસ છે. દમયંતીને મેળવવામાં નિષ્ફળ નિવડેલો અને નિરાશામાં નૂતન દંપતીને દુ:ખી કરવાનો નિશ્ચય કરી બેઠેલો કળિ તેમને ખરેખર ભારે વિપત્તિમાં નાખે છે. પરંતુ એમનો શુદ્ધ પ્રેમ, શુદ્ધ સુવર્ણની જેમ, એ ભયંકર કસોટીમાંથી સફળતાથી પસાર થાય છે, અને કળિને પોતાનો દુષ્ટ હેતુ આખરે છોડી દેવો પડે છે.

આ કાવ્ય પ્રેમાનંદનાં આખ્યાનોમાં સહેલાઈથી સર્વોત્તમ અને સૌથી વિશેપ લોકપ્રિય કાવ્ય તરીકે આગળ તરી આવે છે.

. . .

૩. **અભિમન્યુઆખ્યાન :** જો નળાખ્યાનનો મુખ્ય રસ કરુણ છે તો અભિમન્યુ આખ્યાનમાં વીરરસ પ્રાધાન્ય ભોગવે છે. અલબત્ત, એમાં ય શૃંગાર અને કરુણરસની લહરીઓ કવચિત્‌કવચિત્‌ નજરે પડે છે, છતાં આખા આખ્યાનનું મુખ્ય પાત્ર અભિમન્યુ છે. એનું યુદ્ધનૈપુણ્ય દાખવવામાં જ કવિએ સ્વાભાવિક રીતે પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કર્યો છે, અને તેમાં એમણે ખૂબ સફળતા મેળવી છે. ભલભલા મહારથીઓ સામે એકલે હાથે બાથ ભીડતો એ વીર યુવક વિના સંકોચે વાચક વર્ગનાં પ્રેમ ને પ્રશંસા જીતી લે છે. ઉત્તરાનું સ્વપ્ન, અને તેનો વિલાપ, આખા કાવ્યમાં જુદી જ ભાત પાડે છે.

**૪. અંગદવિષ્ટિમાંથી :** શ્રી. રામચંદ્રજી તો સાત્વિકતાનો અવતાર મનાય છે. આથી સીતાદેવીના હરણ માટે રાવણ સાથે સંગ્રામ ખેલતાં પહેલાં તેમણે અંગદ સાથે વિષ્ટિ–સુલેહ–નું રાવણને કહેણ મોકલે છે. અંગદ આ રીતની વિરુદ્ધ હોવા છતાં, રામની આજ્ઞાથી જાય છે. લંકાપુરીમાં પોતાના હાથનો પરચો બતાવી, રામનો મહિમા ગાઈ વિષ્ટિ કર્યા વિના, લડાઈની ચેતવણી આપીને તે પાછો ફરે છે.

આખો ય પ્રસંગ સામળભટે વિસ્તારથી પોતાના કાવ્યમાં આલેખ્યો છે. સત્તરમી સદીના આ મહાન કવિ આપણી સાહિત્યસૃષ્ટિમાં સ્વતંત્ર સામાજિક આખ્યાયિકાઓના લેખક તરીકે વિશેષ પ્રખ્યાત છે છતાં તે રામના પરમ ભક્ત હોવાથી તેમણે રામનો મહિમા સુંદર રીતે ગાયો છે. આ મોટા કાવ્યનો જે ભાગ અહીં ઉતાર્યો છે તે પરથી એની સરળ, છતાં કાવ્ય વસ્તુને અનુકૂળ એવી વેગવાન શૈલીનો તમને અનુભવ થશે. લંકામાં થયેલા ઉલ્કાપાત તેમજ અંગદ ને રાવણ વચ્ચે ચાલેલા સંવાદનું વર્ણન એટલું આબેહૂબ છે કે એ બીના આપણી નજર સમક્ષ બનતી હોય એમ જ આપણને લાગે છે.

• • •

**૫. ઉત્તરા–અભિમન્યુ :** પૌરાણિક પાત્રોને આપણા એક આધુનિક કવિએ નૂતન કવિતાના રંગે સફળતાથી રંગ્યાં

૨

# નળાખ્યાન

[ નળદમયંતીની કથા મહાભારતમાંથી લીધી છે. એક વેળા જ્યારે અર્જુન દિવ્ય આયુધો લેવા સ્વર્ગમાં ગયો હતો, ત્યારે યુધિષ્ઠિર બૃહદશ્વ ઋષિ આગળ વિષાદ કરતા હતા. અર્જુનની કર્તવ્યપરાયણતા અને બીજા ભાઇઓની બેદરકારીનો ઉલ્લેખ કરીને યુધિષ્ઠિર ઋષિને પૂછે છે કે 'મારા જેવો દુઃખી મનુષ્ય આ દુનિયામાં હશે ખરો ?' એના જવાબમાં બૃહદશ્વ નળદમયંતીની આખી કથા ધર્મરાજાને કહે છે. ]



: ૧ :

## નળરાય

બૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હૃદે;
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભૂપાળ.
તેને સુરસેન બાંધવજન, તે બેઉને એકેકો તન;
તે રૂપે ફૂટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.
પછે નળને આપી રાજ્યાસન, પિતા કાકો બન્યો ગયા વન;
ચલાવે રાજ્ય નળ મહામતિ, પુષ્કરને કીધો સેનાપતિ.
જીત્યા દેશ વધારી ખ્યાત, શત્રુ માત્ર પમાડયા શાંત;
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નળ પુષ્કરે કીધો દિગ્વિજે.
પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોરચખાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ.

કનકે ભર્યાં છે કોઠાર, જેવા ધન તેવા દાતાર;
જાચકનાં દારિદ્ર કાપ્યાં, નળે મુખ માગ્યાં ધન આપ્યાં.
ભિક્ષુક કહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાજ;
કીર્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજનાં પ્રસરે કીર્ણ.
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બધું ગામ;
ઘેર ઘેર થાયે હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન.
ચારે વર્ણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર;
ઉત્તર દક્ષિણ પૂરવ દશ, વીરસેનસુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, મુજથકી વાધ્યો પિતરાઈ;
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એવું જાણી મન આણી વૈરાગ, ગયો વન ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારુણ વનમાં પોતે પળ્યો.
જઈને સેવ્યું પર્વતશૃંગ, તળે વહે છે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું આસન, પાંદડાંનું કીધું છત્ર રાજન.
માનસી રાજ માંડયું વનતણું, કોકિલા ગાન કરે છે ઘણું;
આ મૃગ તે અશ્વ સારે કારણે, દ્રુમ પ્રતિહાર ઊભા બારણે,
ભૂંડ હસ્તી પૃથ્વી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ;
કો લુટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માંડયું રાજ્યાસન, અણચાલતે વશ કીધું મન;
એ કથા એટલેથી રહી, નળરાજા શું કરતો તહીં.
જ્યારે પુષ્કર ઊઠી વનમાં ગયો, ભાઈ વિના ભૂપ એકલો રહ્યો;
નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ રાજાની ફરે.

માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ;
શરીર કુળ માંહે કહાડે ખોડ, કહે ન મળે કો મારી જોડ.
બત્રીસ હોય લક્ષણ સંપૂર્ણ, તેનું હું કરું પાણિગ્રહણ;
એમ કરતાં વહી ગયા દિન, એવે આવ્યા નારદ મુન.

[વલણ]

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળ રે;
પછે વીણાપાણિએ કેમ મેળવ્યું, નળનું વેવિશાળ રે.



: ૨ :

## દમયંતી

[જ્યારે નળરાયે નારદમુનિને એમ કહ્યું કે આખા જગતમાં મારે લાયક કોઈ કન્યા નથી, તેથી હું પરણતો નથી; ત્યારે નારદઋષિએ એવો ગર્વ ન કરવા તેને જણાવ્યું અને ભીમકરાયની પુત્રી દમયંતીનો ઉલ્લેખ કરીને તે કહેવા લાગ્યા કે:

પણ તે કન્યા છે અલૌકિક, વેદ જેને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં તો તુંને ક્યાંથી પરણે.

પછી નળરાયની આજીજીને લીધે નારદમુનિ દમયંતીનું વર્ણન કરે છે: ]

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમકતણી કુંવરી છે, કેવી ફૂટડી રે.

[ ઢાળ ]

કૂટડી કેવી દમયંતી, કહો તેનું વિખાણ;
નારદ કહે રે સાંભળો, વીરસેનસુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્‌ભુત સુંદર વેશ;
તેને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરું છું વર્ણન;
જયમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન. ૫૦
દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમકસુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ, ઘડ્યું દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણમાત્ર ન પહોતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો ?
નારદ કહે બ્રહ્માજીએ, સૌ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારી નહીં, ભરથાર એવા પાખી.
વિરંચિએ વૈદર્ભે નાખી, ઉદય હરખે પામી;
તે જો અહીંઆ અવતરી, તો નિર્મી હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરા, સંદેહ મનનો [illegible]ટળિયો.

નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભૃકુટિ દેખીને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર,
તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શક્યા નહીં ધીર.
દમયંતીનાં અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામિનીનો કંઠ સાંભળી, કોકિલા થઈ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મોંને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજરકુળ;
તે હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધૂળ.
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર.

જેણે દમયંતી નવ જોઈ, તેણે ઉમર એળે ખોઈ;
જાણે કાયા કનકની લોઈ, એવી જગમાં બીજી નકોઈ.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શ્યામમાં શ્રેષ્ઠ સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી.
ઈંદ્રાદિક પરણવા ફરે, મહિલા મનમાં નવ ધરે;
અશ્વનીકુમાર આગળ પળે, તે ના આવે આંખ જ તળે.
જ્યારથી એ પૂતળું અવતરિયું, નારીમાત્રનું માન ઉતરિયું;
દસ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું.

જોગી થઈ તજ્યું હશે સર્વસ્વ તીર્થે નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત.

વખાણ સાંભળી સબળ, રુધિર અટવાયું પળપળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ.
નારદ કહે મારું કહેણ ન લાગે, હું નવ જાઉં તારે માગે;
મને મોહનાં બાણ જ વાગે, બ્રહ્મચર્યવ્રત મારું ભાંગે.

એવું કહી પામ્યા અંતરધ્યાન, મોહ પામ્યો નળરાજન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વહ્નિ સમાન.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઈએ ન સમાવે, મંત્રી કહે શું થાશે હાવે.

[ વલણ ]

હવે શું થશે કહે મંત્રી, વિચારે છે મન રે;
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેસી, નળરાય ચાલ્યો વન રે. ૧૦૦



: ૩ :

## હંસનું દૂતત્વ

[ કામજ્વરથી પીડાતો રાજા પોતાનો અગ્નિ શાંત કરવાને રાજપાટ છોડી વનમાં ભટકવા લાગ્યો. ત્યાં તેણે એક સુવર્ણરંગી હંસ જોયો ને યુક્તિથી તેને પકડયો. એને જીવિતદાન આપી રાજા ઘેર લાવ્યો. આ હંસ રાજાનો સુખદુ:ખનો ભાગીદાર બન્યો. એક વેળા નળરાયે એને

પોતાના વિરહની વાત કરી અને દમયંતી જોડે વેવિશાળ જોડાવી આપવા વિનતિ કરી. નળને અતિ કઠણ લાગતું આ કામ હંસે આઠ દિવસમાં રમતની જેમ ઉકેલી આપવાનું વચન આપ્યું, ને હંસ દમયંતીના ઉદ્યાનમાં પહોંચી ગયો.]

ભીમકરાયની ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.
ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્યજામની;
સખી સાથે દ્યૂત રમે છે, દમયંતી જે ભામની.
તેવે સમે તાંહાં હંસલે, વિખાણ્યો નળરાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધર્યો કાન.
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સોનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ.
શોભતું ને બોલતું, કરે નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં, તો તજું મારો પ્રાણ.
અબળા હેઠી ઊતરી, ઝાંઝર કાઢ્યાં તત્કાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.
દોડ આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નાસે, ચપળ નવ ઝલાય,
પંખી કહે રે પ્રેમદા, અમો કમળના રહેનાર;
નળ વિના કો ન ઝાલે, તું કોણ જે ગ્રહેનાર.

[હંસને તો પકડાવું જ હતું; એટલે દમયંતીને થોડી મહેનત આપીને તે હાથે કરીને પકડાયો. દમયંતીના કહેવાથી તેણે નળનાં વખાણ કરવા માંડ્યાં.]

તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ ભિયા મોટા ચતુર સુજાણ, જે હું નળની કરું રે વિખાણ.
નળ દીઠો નહીં તે નરરોઝ, સાંભળ્યો નહીં તે વ્રખડોજ;
જોયો નહીં તેનાં લોચન કેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં.

[ આટલા વર્ણનથી દમયંતીનું મન વિહ્વળ થયું ને તેને વિશે વિગતવાર વર્ણન કરતાં હંસ કહેવા લાગ્યો: ]

એક વાર બ્રહ્માએ શું કરિયું સકળ તેજ એક પાત્રમાં ભરિયું
તે તેજનો ઘડયો નળરાય કાંઈ એક રજ વાધી પાત્રમાંય.
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવિ;
વહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કહાડે કોર, વહાણું સાંજ તેણે ટહાડો પહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચિંત ભાનુ તપે મધ્યાહ્ન.

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તુલના કો નહીં.
શીતળતાએ શશી હાર્યો, મૂકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાઠો, મેરુ કેરી પૃષ્ઠ.
ઐશ્વર્યે ચુષ્યે ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહિમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ.
નૈષધરાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણી સ્ત્રીઓ વરે નળને, સવે માંડી રક્ષાય.
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી.

હંસ ભણે હો ભામની, એમ સૌએ શ્યામા સંતાડી;
નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી.
પુરુષને અદેખાઈનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટયો સર્વને, માટે નળ ધરાવ્યું નામ.
જપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપર્વત;
તે નારી નળને પરણશે, જેણે કાશી મુકાવ્યું કરવત.
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ.

ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઈ મારો, ત્યાં મેળવ વેવિશાળ.
હંસ કહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઈચ્છે આંબાફળ;
તેમ તુજને ઈચ્છા થઈ, ભરથાર પામવા નળ.
હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત.
વચન સુણી વિહંગમનાં, અબળાએ મૂકયો અહંકાર;
ભૂંડા એમ શું મને નિભ્રંછો, આપણે મિત્રાચાર.
સ્નેહ તે સત્કર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તારે પાય.

[ વલણ ]

પાયે લાગું, ને નળ માગું, હવે આવી તારે શર્ણેરે;
નહીંતર પ્રાણ જાશે મારા, ને પીંડ પડશે ધર્ણેરે.

[ આ પ્રમાણે નળને વરવાને દમયંતીને આતુર બનાવીને તથા સ્વયંવરની તૈયારી કરવાની તથા નળરાજાને પોતાના મનનો ભાવ દર્શાવતો જુદો કાગળ લખવાની સૂચના કરીને, પોતાનું દૂતત્વ સફળ થયું સમજી, નળરાય પાસે હંસ જઈ પહોંચ્યો. એની સમક્ષ તે દમયંતીનું વર્ણન કરે છે. પ્રેમાનંદે આ વર્ણનમાં અલૌકિક કવિત્વશક્તિ દાખવી છે. ]

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઊભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

[ઢાળ]

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત્ત થયું મારું, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે, બોલબોમ્ય બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ.
કામિનીનો ધમ્મીલ બહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદનવૃક્ષ.
અમૃતઘટ થાયે જો ઊણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઈ કુંભ પૂરો ભરે.
વિનતાવદન વિધિએ કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શર્વરીપતિ તે, ગોપ્ય ઊભા ફરે;
વૈદર્ભીના વદન આગળ, અમર તે આરતી કરે.
કચસમૂહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢ્યો હશે, તે અદ્યાપિ અંતરીક્ષ રહ્યો.

સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડી દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા.
જજ્ઞ જાગ ને ધર્મ ધ્યાન, તીર્થ કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત.
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદર્ભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રીભગવાન.
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ન સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વિવાહ કેઈ પેરે થાશે.

[ વલણ ]

થાશે સંબંધ ભીમકસુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતીતણી કથા.



: ૪ :

## સ્વયંવરની તૈયારી

[ હંસ પાછો વળ્યો પછી દમયંતી કામજ્વરથી પીડાવા લાગી. એની માતાને ખબર પડતાં તેણે ભીમકરાય પાસ સ્વયંવરની ગોઠવણ કરાવી, અને દેશદેશાવર નિમંત્રણ મોકલ્યાં. દમયંતીએ નળરાયને જુદો પત્ર લખી પોતાની માનસિક દશાનો ખ્યાલ આપ્યો. નિમંત્રણ મળતાં જ નળ રાજાએ વિદર્ભ જવાની તૈયારી કરી. રસ્તામાં છૂટા પડતાં હંસ નળરાયને શિખામણ દેતો ગયો :

ભાઈ તુજને કહું વિનતિ, દ્યૂત ના રમશો નૈષધપતિ;
નવ કરશો સ્ત્રીનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ.

પછી નળરાય ભીમકરાજાના નગરમાં જઈ પહોંચ્યા. ત્યાં તો આખું શહેર દેશદેશના રાજાઓના તંબુઓથી ભરાઈ ગયું હતું.]

એ કથા એટલેથી રહી, એક નવીન વાર્તા થઈ;
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જ્યાં બેઠા દેવ.
પૂજ્યા અર્ચ્યા પ્રીત અપાર, તવ ઈંદ્ર પૂછે સમાચાર;
કહો ઋષિ પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર.
પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગ માંહે;
અમરાવતીનો સૂનો ઘાટ, જમપુરની વહે છે વાટ.
જમપુર ભરાઈ વસ્યું, આહાં કો નાવે તે કારણ કશું;
કહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનુષ્ય જાયે અવગત્ય.
દમયંતી દમયંતી કરતાં મરે, તે સર્વ જમપુરી સંચરે;
જેણે દમયંતી દીઠી નથી, જીવતા મુઆ સર્વેથી.
ત્યાં સ્વયંવર માંડ્યો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ;
શું અપ્સરાનાં વોહો છો વના, દમયંતીની દાસી દેવાંગના.
વિદર્ભ દેશ ને કુંદનપુર, જાઓ જોવા શું બેઠા સુર;
કહી નારદ થયા અંતરધ્યાન, છાના દેવ થયા સાવધાન. ૨૦૦
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાર દેવને લાગી લુલતા;
ઈંદ્ર અગ્નિ વરુણને જમ, ઊઠી ચાલ્યા જે જયમત્યમ.

[ વલણ ]

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જુજવાં રૂપ રે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપ રે.

[ ચારે દેવતાઓ દમયંતીને મેળવવાનો છૂપો મનસૂબો કરીને આવ્યા હતા છતાં તેમનું પોકળ ફૂટી ગયું ને તેમણે એકી સાથે પોતપોતાનું નસીબ અજમાવવાનો વિચાર કર્યો. તેઓ યુક્તિપૂર્વક નળ પાસે ગયા અને પોતે માગે તે આપવાને વચને તેને બાંધી લીધો. પછી દમયંતી દેવતાઓને પરણે તે માટે તેને સમજાવવા દેવદૂત તરીકે જવા નળને કહ્યું. એકવચની નળરાયે તેમ કરવા કબૂલ્યું. પોતાના મનની વૃત્તિને રોકીને તેણે દમયંતી સમક્ષ નળને નિભ્રંછ્યો અને દેવોની ખૂબ પ્રશંસા કરી; પરંતુ દમયંતી એકની બે થઈ નહીં ને નળનું દૂતત્વ નિષ્ફળ ગયું. દેવોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે

દેવ કહે સુણો નૈષધરાય, અમો ધરું તમારી કાય;
પંચ નળ રહીએ એક હાર, ભાગ્ય હોય તેને વરશે નાર.

આ પ્રમાણે નિશ્ચય કરીને સૌ છૂટા પડયા. સ્વયંવરની આગલી રાતે ભીમકરાયે સો પડાદારને આખા નગરમાં પડો વગાડવા મોકલ્યા :

'આવજો સભામાં રાજકુમાર, કાલ કન્યા આરોપશે હાર.
પ્રાણીમાત્ર આવજો સજ થઈ......'

દમયંતીનો હસ્ત મેળવવાને કોડીલા રાજકુમારોએ આખી રાત સુંદર વસ્ત્રો ને આભૂષણોથી સજ્જ થવામાં વિતાવી. હવે સ્વયંવરનું વર્ણન આવે છે. ]

જશગીત બંદીજન બોલે, મહા ઉન્મત્ત મેગલ ડોલે;
નાનાવિધ ચિત્ર ચીતરિયાં, જાણે દેવવૃંદ ઊતરિયાં.
ઊડે અબીલ ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘુઘર ઘંટા;
સભા માંહે બેઠા મહા મુનિ, લાગી વેદશાસ્ત્રની ધુનિ.

ગીત ગાએ કોકિલસ્વરા, અનંગ વધારે અપ્સરા;
જાણે મંડપ નગરી અમરા, નાચે નારી નરચિત્તહરા.
ભીમક ભૂપને દે છે માન, આવી રહ્યા સર્વ રાજાન;
ગાનારી ગાએ ગીત ગાથા, બાંધ્યા તોરણ દેવાયા હાથા.

વસ્ત્ર કેસર માંહે ઝકઝોળ, બેસે આસને આરોગે તંબોળ;
વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સમા કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટના ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ;
બાળક યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.

કો તો મોટા ઘરના કુંવર, કો કહે આદ્ય અમારું ઘર;
આશા અભિમાન ભર્યાં નર, વાંકા મુગટ ધર્યાં શિર પર.
કેટલાક કરે તિલકની રેપ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ;
કેટલાક કરે પૂછાપૂછ, હું કેવો કહી મરડે મૂછ.

જેનાં મુખ માંહે નહીં દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં સળી, તે બેઠાં હુંપાવી પળી.
જોશીને પ્રણિપત્ય કરી, દેખાડે હાથ ને જન્મોતરી;
જો દમયંતી મુને પરણે, તો જોશી હું લાગું ચરણે.
જેના બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ;
એમ કીધાં કરી ગલોડાં, ઘેલા જુએ કાચમાં કોડાં;
પૂર્ણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય.

[ વલણ ]

વાટ જુવે છે નળતણી. દાસીને કહે સતી રે;
હું મંડપમાં પછે આવું, પ્રથમ આવે નૈષધપતિ રે.

• • •

[ આ કડવું પ્રેમાનંદ કવિની વર્ણન કરવાની તેમજ રસની ઝમાવટ કરવાની શક્તિનો આપણને ખ્યાલ આપે છે. નળનું વર્ણન આગળ કેટલીક વાર આવી ગયું છે છતાં આ કડવાનાં ટૂંકાં છતાં અસરકારક વાક્યોમાં કવિત્વ શક્તિના જે ચમકારા આપણને આંજી નાખે છે તે અન્યત્ર ભાગ્યે જ નજરે પડે છે.

વળી નળરાયનું વર્ણન કરતાંકરતાં જ કવિએ બીજા રાજકુમારોની અકળામણ સ્પષ્ટપણે વ્યક્ત કરી છે. જે કુમારોએ આશાના હવાઈ કિલ્લાઓ બાંધતાબાંધતા આખી રાત્રિ સ્વયંવર માટે સજ્જ થવામાં વ્યતીત કરી હતી, અને જેઓ મંડપમાં દાખલ થતાં સુધી દમયંતી પ્રાપ્ત કરવાની ખાતરી ધરાવતા હતા તેમને નળરાયના આગમનથી જે ગભરામણ થઈ તે વર્ણવવાને 'એ નળ આવ્યો રે' બસ છે.]

વાગી સ્વયંવરમાં હાક, તે નળ આવ્યો રે;
ભાંગાં ભૂપ સર્વનાં નાક, એ નળ આવ્યો રે.
જાણે ઉદયો નૈષધભાણ, તે નળ આવ્યો રે;
અસ્ત થયા સહુ તારા સમાન, એ નળ આવ્યો રે.
ઝળકે ઝળહળ જ્યોત, તે નળ આવ્યો રે;
મુગટ પર ચળકે ઉદ્યોત, એ નળ આવ્યો રે.

જોત રવિની પેર કુંડળ લહેકે, તે નળ આવ્યો રે;
અંગજા અંગે મહેકે, એ નળ આવ્યો રે.
શોભે વદન પૂનેમનો ચંદ, તે નળ આવ્યો રે;
કમળનયન પ્રેમનાં ફંદ, એ નળ આવ્યો રે.
ચાલતો શાર્દૂલની ગત્ય, તે નળ આવ્યો રે;
નિરાશ થયા નરપત્ય, એ નળ આવ્યો રે.
એ તો દમયંતીનો પ્રાણ, તે નળ આવ્યો રે;
હવે એ પરણશે નિર્વાણ, એ નળ આવ્યો રે.

કન્યાને થયું તવ જાણ, તે નળ આવ્યો રે;
જેનું હંસે કીધું વિખાણ, એ નળ આવ્યો રે.
તેજે તો તપે જાણે ભાણ, તે નળ આવ્યો રે;
શીતળતાએ સોમ સમાન, એ નળ આવ્યો રે.
ગતે કરીને જેવો વાય, તે નળ આવ્યો રે;
મહિમાએ શંકર રાય, એ નળ આવ્યો રે.
મનસ્થિરતાએ જેમ મેર, તે નળ આવ્યો રે;
જાણે ધને બીજો કુબેર, એ નળ આવ્યો રે.
સતવાદી શિબિ સમાન, તે નળ આવ્યો રે;
ઐશ્વર્યે નિર્દોષ રાજાન, એ નળ આવ્યો રે.
એ તો જુધ્ધે જાણે ઇન્દ્ર, તે નળ આવ્યો રે;
ત્યાગી જેવો હરિશ્ચન્દ્ર, એ નળ આવ્યો રે.
વિદ્યાએ ગુરુ શુક્ર જેમ, તે નળ આવ્યો રે;
દુઃખહર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યો રે.
દમયંતી ઘણું હરખે, તે નળ આવ્યો રે;
રખે વાર લાગે મન ફરકે, એ નળ આવ્યો રે.

એક આસને બેઠી નાર, તે નળ આવ્યો રે;
દાસી ઉંચલી ચાલે ચાર, એ નળ આવ્યો રે.
શોભે સુંદર અતિ સુકુમાર, તે નળ આવ્યો રે;
જઈ પોહોતાં મંડપદ્વાર, એ નળ આવ્યો રે.

[વલણ]

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરા ઉંચલે ચાર રે;
નળ બેઠો સિંહાસન, ચતુરા ચિંતતી તેણી વાર રે.

[પછી દમયંતીએ મંડપમાં પ્રવેશ કર્યો. દરેક રાજકુમાર એની દૃષ્ટિ મેળવવાને આતુર હતા; પરંતુ

અનેકને ઉવેખતી, આવી ચાલી નાર રે;
ગઈ એક નળ જાણી કરી, દીઠી પંચ નળની હાર રે.

આથી તે ભારે વિમાસણમાં પડી; ભીમકરાયે દેવતાઓને આવેલા જાણી તેમનાં લક્ષણો (અનિમેષ ચક્ષુ ને અંતરીક્ષમાં ઊભા રહેવું) સમજાવીને તેને પારખવા દમયંતીને કહ્યું. તે પ્રમાણે તેણે સાચા નળરાયને પારખ્યા ને તેને હાર પહેરાવવા માંડ્યો ત્યારે તો ચારે દેવતાઓ પડાપડી કરવા લાગ્યા અને સ્વાર્થને લીધે એકબીજાને શાપ દેવા લાગ્યા.

હું હું નળ પાંચે ઓચરે, પણ કન્યા કોને નવ વરે;
નારદજી અંતરીક્ષથી આવીઆ, ઈંદ્રાણી આદે તેડી લાવીઆ.
પોતાની સ્ત્રીઓને જોઇને ચારે દેવો શરમિંદા બની ગયા.]

કન્યાએ દીઠી દેવાંગના, અમર જાણીને માંડી વંદના;
અમો અલ્પજીવ કરૂપ, તમો ભારેખમ છો ભૂપ.
અમો જમ જરાથી ત્રાસીએ, પૂજનિક તમને ઉપાસીએ;
તમો અમને ભીમક રાજાન, હું તમને પુત્રી સમાન.

એમ કહીને ભર્યાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ;
ઈંદ્ર વરુણ વહ્નિ જમરાય, શોભે મંડપ જયજય થાય.--૩૦૦
નળને થયા તુષ્ટમાન, દેવ કહે માગો વરદાન;
બબ્બે વર આપે સુરરાજ, નળનું સહજે સર્યું કાજ.

કમળમાળ આપી ઈંદ્રરાય, લક્ષ વરસે નહીં સુકાય;
અશ્વમંત્ર આપ્યો રાજન, દિન એકે હીંડે શત જોજન.
કહે અગ્નિ ન દાઝે તુંય, જહાં સમરે તાંહાં પ્રગટું હુંય;
ધર્મ કહે ભોગવે રાજભોગ, ત્યાં લગે પુરમધ્યે નહીં રોગ.

જે કરશે તારી કથા વાંછના, તેને નવ હોયે જમજાચના;
વરુણ ભણે સાંભળ નળરાય, સૂકું વૃક્ષ નવપલ્લવ થાય.
સમર્યું જળ ઊપજે તત્કાળ, આઠે વર પામ્યો ભૂપાળ;
પછી દમયંતીને આપ્યો વર, અમૃતસ્ત્રવીઆ થાજો તુજ કર.

સવે સ્તુતિ કરી દેવતણી, વિમાને બેસી ગયા સ્વર્ગ ભણી;
દમયંતી હરખી તત્કાળ, નળને કંઠે આરોપી માળ.
સાક્ષુરાજા સર્વે બેસી રહ્યા, અદેખીઆ ઊઠીને ગયા;
વરકન્યા પરણ્યાં રીતે કરી, ભીમકે પહેરામણી ભલી કરી.

લાડ કોડ પોહોતાં કુંવરીતણાં, નળને વાનાં કીધાં ઘણાં;
નળ દમયંતી બંન્યો જાય, વળાવી વળ્યા ભીમકરાય.

વાજતે ગાજતે નળ વળ્યો, એને કળિજુગ સામો મળ્યો;
વરવા વૈદર્ભી નારદે મોકલ્યો, આવે ઉતાવળો શ્વાસે હળફળ્યો.
એહ્વા મહિપ ઉપર કળિકાળ, કંઠે મનીપના શીશની માળ,
કરમાં કાતું લોહ શૃંગાર, શિર સગડી ધીકે અંગાર.
જઈ વરું દમયંતી રૂપનિધાન, જુએ તો મળી સામી જાન;
કન્યાએ નળ જાણ્યો વર્યો, કળિ ક્રોધે પાછો ફર્યો.
જો નળે પરણવા દીધો નહીં, આજથી લાગું પૂંઠે થઈ;
નળરાજા આવ્યા પુર વિષે, કરે રાજ નારીશું સુખે.
ભોગવે ભોગ નાના વિધ પેર, સ્વર્ગતણું સુખ પામે ઘેર;
પ્રભુ પત્નીને વાધ્યો પ્રેમ, સાચવે બેઉ સત્ય ને નેમ.
ચોહોવર્ણ પાળે કુળધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ;
તેણે કળિનું ચાલે નહીં, હીંડે છિદ્ર જોતો જહીં તહીં.
નગર પૂંઠે ફેરા બહુ ખાય, સંત આગળ પ્રવેશ ન થાય;
સહસ્ર વરસ વહીને ગયાં, દમયંતીને બે બાળક થયાં.
જુગ્મ બાળ સાથે પ્રસવ્યાં, પુત્ર પુત્રી રૂપે અભિનવાં;
નળ દમયંતી હરખે ઘણું, બાળક વડે શોભે આંગણું.
એક દિવસે નળ ભૂપાળ, મંગાવ્યું જળ થયો સંધ્યાકાળ;
રહી પાની કોરડી ધોતાં પાગ, કળિ પામ્યો પેઠાનો લાગ.
સંધ્યાવંદન કીધું રાજાન, પ્રવેશ કળિનો થયો તે સ્થાન;
તેમ સેજ્યા સૂતો ભૂપાળ, સર્વાંગે વ્યાપ્યો કળિકાળ.

[ વલણ ]

કળિકાળ વાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધધણી રે;
હવે વહરાઉં પિત્રાઈને, કહી ચાલ્યો પુષ્કર ભણી રે.

: ૬ :

## વનવાસ

[ કળિયુગ અને દ્વાપર વિપ્રનું રૂપ ધરીને પુષ્કર પાસે આવ્યા અને તેને નળરાય સાથે દ્યૂત રમવાને ઉશ્કેર્યો. તેઓ નળના દરબારમાં ગયા. ત્યાં પુષ્કરે દ્યુત રમવાની જીદ લીધી. કળિને સંગે નળરાયને દુષ્ટ બુદ્ધિ સુઝી અને સૌની સલાહની અવગણના કરીને તેઓ દ્યૂત રમવા બેઠા. ]

હાર્યો નળ ને પુષ્કર જીત્યો, જઈ બેઠો સિંહાસનજી;
આણ પોતાની વરતાવી પુરમાં, કહે નળને જાઓ વનજી.
વનફુલ પહેરી વન વસો ને, કરો વનફળ આહારજી;
એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો શણગારજી.
સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઊઠ્યો નળ ભૂપાળજી;
દમયંતીને કહાવ્યું તું; પિયેર જાજે આ કાળજી.
રુદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથજી;
શીશ નામી સ્વામીને કહે, મુને તેડો સાથજી.
સુખદુ:ખની કહીએ વારતા, એકલાં નવ સોહાયજી;
હું સેવાને આવું સહી રે, થાકો તો ચાંપું પાયજી.
કંથ કહે ઓ કામિની, તું આવે મુજને જંજાળજી;
એ દુ:ખ સઘળાં વેઠીએ પણ, ટળવળી મરે બંને બાળજી.
રોતી કહે છે કામિની રે, જેમ છાયા દેહને વળગીજી;
તેમ હું તમારી તારુણી રે, કેમે ન થાઉં અળગીજી.

[વલણ]

જો અળગી કરશો નાથજી તો, પ્રાણ તજું તત્કાળ રે;
નળ કહે આવો વનવિષે તો, પિયેર વળાવો બાળ રે.

[ નળરાજા પોતાના ભાઈ પુષ્કર સાથે દ્યૂત રમે છે અને કળિના પ્રપંચે કરીને પોતાનું રાજપાટ ગુમાવે છે, ત્યારથી નળાખ્યાનમાં કરુણરસની ઝમાવટ કરવાની કવિ શરૂઆત કરે છે. દમયંતીનો મધરાતે ત્યાગ, એનો તથા નળનો વિલાપ, પારધીની કુદૃષ્ટિને પ્રસંગે દમયંતીએ અનુભવેલી નિરાધરતા, હાર ચોરવાનો તેને માથે આવેલો આક્ષેપ વગેરે નળાખ્યાનમાંના મુખ્ય કરુણ પ્રસંગોની શરૂઆત માતા પોતાનાં પ્રિય બાળકોને મોસાળ વિદાય કરતી વેળા જે રુદન કરે છે તેથી થાય છે. અરણ્યવાસનાં કષ્ટોની કલ્પના જ કરતી દમયંતી પોતાનાં બાળકોને પાછા મળવા સંબંધી સંદેહ ધરાવે છે ને કહે છે:

'હવે મળવાં દોહ્યલાં રે, મળીએ તો પ્રભુનો પાડ'

હૃદયસરસા ચાંપીને તથા વારંવાર ચુંબન કરીને પોતાનાં પ્રાણસમાં પ્રિય બાળકોને 'છેલ્લુંવહેલું લાડ' કરે છે.

આ કડવું ખરેખર હૃદયદ્રાવક છે. ]

મોસાળ પધારો રે, મોસાળ પધારો રે—
મોસાળ પધારો બાહુઆં રે, મારાં લાડવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજો રે, સહેજો મામીની ગાળ—મોસાળ૦

હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે—
હૃદયા ચાંપે પેટને રે, એ છેલ્લુંવહેલું લાડ;
હવે મળવાં દોહ્યલાં રે, મળીએ તો પ્રભુનો પાડ—મોસાળ૦

થયાં માતવોહોણાં રે, થયાં માતવોહોણાં—
માતવોહોણાં થયાં દામણાં રે, નહીં કો રૂડો સાથ;
રુએ રાણી હૃદયા ફાટે રે, કોણ માથે ફેરવશે હાથ—મોસાળ૦

મંદિરના ગુરુજી રે, મંદિરના ગુરુજી—
મંદિરના ગુરુજી સુદેવજી રે, તમારે ખોળે સોંપું એ તન.
જઈ કહેજો મારી માતને રે, જીવની પેરે કરજો જતન—મોસાળ૦

પુત્રી જમાઈ રે, તમતણાં પુત્રી જમાઈ—
પુત્રી જમાઈ તમતણાં રે, કહેજો વનમાં પૂર્યો વાસ;
જઈ કહેજો મારા તાતને રે, અમ જોગીનો લે તપાસ—મોસાળ૦

ચુંબન કરતી રે, માવડી ચુંબન કરતી—
ચુંબન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકાં નવ ઊતરે રે, એમ કહી દમયંતી રોય—મોસાળ૦

[વલણ]

રોયે રાણી અતિઘણું, વત્સ સોંપ્યાં ગુરુકરમાંહે રે;
ઋષિ સાથે એ બાળકાં, વોળાવ્યાં નળરાય રે.

• • •

[ માર્ગમાં તેમનો વેરી કળિ તેમની પાછળ પડ્યો અને હેરાન કરવા લાગ્યો. નળદમયંતીને ખાવાને અન્ન અને પીવાને પાણી મળવું મુશ્કેલ થઈ પડ્યું. જેમણે આછા સૂર્યનો તાપ સરખો ય સહ્યો ન હતો એવાં સુકોમળ નરનાર ધખમખતા સૂર્યના પ્રચંડ તાપમાં ને કાંટાળા વનમાં અન્ન-જળ વિના સાત દિવસ ભમ્યાં. આટલેથી સંતોષ ન માનતાં કળિએ તેમની વચ્ચે વિક્ષેપ પડાવ્યો. એક સરોવરના

પાણીથી ઘણા દિનની તરસ છીપાવીને રાજા ક્ષુધાતૃપ્તિ માટે ત્રણ માછલાં શોધી લાવ્યો. દમયંતીને તેની સોંપણ કરી તે બીજાંની શોધમાં ગયો. દેવોના વરદાનથી જેની હથેલી અમૃતમય બની છે એવી દમયંતીના હાથમાં એ માછલાં સજીવન થયાં ને રાણીએ ગભરાટમાં તેને છોડી દીધાં. બીજા ભક્ષને વિશે નિરાશ થએલો રાજા, મચ્છ ન જોતાં તે છૂપી રીતે ખાઈ જવાનો દમયંતી પર આરોપ મૂકે છે. કળિનો ભુલાવ્યો રાજા વરદાનનું ભાન ભૂલે છે અને દમયંતીને સ્વાર્થી માની ખૂબ મહેણાં મારે છે. છતાં એ પતિવ્રતા પતિ પાછળ ચાલી જાય છે. રસ્તામાં એક મોટું ભક્ષ મેળવવાની લાલચે રાજા પોતાનું એકનું એક વસ્ત્ર એક પક્ષી પર નાખે છે, પક્ષી ઊડી જાયછે; ભક્ષ નથી મળતું ને વસ્ત્ર હાથથી જાય છે. દમયંતીના વસ્ત્રનો અડધો ભાગ શરીરે ઓઢીને દુઃખી દંપતી આગળ ધપે છે.]

: ૭ :

## દમયંતીનો ત્યાગ

[હવે નળરાય દમયંતીને ભર નિદ્રામાં ત્યજી જાય છે તે સમયનું વર્ણન છે. જે દમયંતીને પ્રાપ્ત કરવાને તે તલપાપડ થઈ રહ્યો હતો અને જેણે દેવોને તરછોડી નળને વરમાળ પહેરાવી તે જ દમયંતીને ભયાનક વનમાં નિરાધાર દશામાં છોડી જવા જેટલી નળને તેના પ્રત્યે ઘૃણા કેમ ઉત્પન્ન થઈ તે આશ્ચર્યજનક છે. એ કૃત્ય થઈ ગયા પછી નળને પોતાને નવાઈ લાગી ને તે વિલાપ કરવા લાગ્યો.

ખરી વાત એ છે કે જ્યારથી તેણે પોતાના ભાઈ સ
દ્યૂત રમવાનું સ્વીકાર્યું ત્યારથી તેના અંતઃકરણ
સત્–અસત્ વચ્ચે ઘોર દ્વંદ્વ ચાલતું આવ્યું છે. કળિ ત
સેતાન અથવા દૈત્ય. એની અવળી પ્રેરણા વડે નળરાય
બુદ્ધિ ભ્રષ્ટ થઈ. તે સત્યનો માર્ગ ત્યજીને અસત્યને પ
પળવા લાગ્યો. પોતાની પ્રિયતમાની પ્રમાણિકતામાંથી
તેની શ્રદ્ધા ઊઠી ગઈ. તે તેનો તિરસ્કાર કરવા લાગ્યો :

'તું નહીં નારી હું નહીં કંથ'

રાતે જ્યારે વૈદર્ભી વસુધાવશ પડી હતી ત્યારે તેનો ત્ય
કરવાની જે દુષ્ટ પ્રેરણા થઈ તેની સામે પણ તેણે પ્રથ
તો ખૂબ ટક્કર ઝીલી. એના અંતરની એ ગડમથલનો ચિત
કવિએ આબેહૂબ રીતે આપ્યો :

કળિ તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી.'

આખરે થોડા વખતને માટે તો કળિનો વિજય થાય
અને નળ પોતાની અર્ધાંગનાને વનમાં મૂકીને નાસી જાય
પ્રાતઃકાળના સૂર્યના પ્રાગટ્ય સાથે નળના અંતઃકરણ
સત્‌નો પ્રકાશ પડે છે–દૈત્ય મોળો પડે છે, અને તેને પશ્ચાત્ત
થાય છે. તે કહે છે :

'ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાની ટળી અવશ્ય.

એની ઉન્મત્ત દશાનું વર્ણન કરતાં કવિ કહે છે :

'વન ફરતો, રુદન કરતો, જોતો આવ્યાની વાટ.
રાય વિલપે, ઘણું કલપે, સંભારે સુખ સ્નેહ;
કબુધ આવી, મન ભાવી, અન્યાયે દીધો છેહ.

આ બધો વિલાપ નિરર્થક હતો. નિર્જન વનમાં એક તો રસ્તો જડવો મુશ્કેલ. બીજું, કળિ કંઈ કાચો ન્હોતો; પોતાનું કામ તે બરાબર જાણતો હતો. તેણે નળનાં પગલાંનાં નિશાન ભૂસી નાખ્યાં હતાં. પ્રબળ ઈચ્છા છતાં દમયંતી પાસે પાછા જવાનું નળને માટે અશક્ય હતું. કરુણતાની આ પરાકાષ્ટા છે.]

મહાવનની આવી જંખજાળ, તે સ્થાનકે થયો સંધ્યાકાળ;
બંને બેઠાં દ્રુમની તળે, ચૂંટી પત્ર પાથર્યાં નળે.
દુ:ખની વાત કરી નવનવી, દમયંતી નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગોઅંગ રહી વસી, મુખ જાણે પૂનેમનો શશી.
નળે સૂતી દીઠી સુંદરી, નિ:શ્વાસ મૂક્યો બે નયણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરિ, એ દુ:ખે પ્રાણ ન જાય નીસરી.
વૈદર્ભી વસુધાવશ પડી, દુ:ખ નો'તું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રુએ રાજા જોઈને દેહ.
નખથી નિરખતાં જોયું મુખ, ત્યારે મનમાં લાગ્યું દુ:ખ;
કળિ વળી તેનું ચિત્ત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે.
શી સગાઈ પરતનયાતણી, દુષ્ટ દમયંતી એ પાપણી;
શી પ્રીત છેહ દીધો જેણીએ, હું વિના મચ્છ ખાવાં એણીએ.
મલિન મન એનું નિર્ધાર, કો સમે મારો કરે આહાર;
ન ઘટે એશું રહેવું મળી, રાયને ઉપજાવે બુદ્ધિ કળિ.

તે સમેની હૃદેની દાઝ, મૂકું વનમાં એકલી આજ;
બુદ્ધિભ્રષ્ટ મન રાજાતણું, કળિનો પ્રેર્યો ક્રોધે ઘણું.
મનમાંહે આશંકા ગણે, એક વસ્ત્ર પહેર્યું બે જણે;
મધ્ય ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી.
હોય છુરી તો છેદું પટકૂળ, કળિ થયો કાતું અનર્થનું મૂળ;
નળે લીધું છુરિકા શસ્ત્ર, વચ્ચેથી વહેર્યું અડધું વસ્ત્ર.
કટકા બે પટકૂળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાત જ ભરી, પ્રીત શ્યામાની સાંભરી.
નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી.
ત્રૈલોકમોહન એ માનિની, કેમ વેદના સહેશે રાનની;
ન ઘટે મૂકી જાવું મને, નળ આવ્યો દમયંતી કને.

દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છને પાછો વળ્યો;
કળિ તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી.
વિચારવારિનિધિમાં પડ્યો, આવાગમન હીંડોળે ચડ્યો;
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી.
બળ પ્રબળ કળિનું થયું, પ્રેમબંધન ત્રૂટી ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ.
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે;
જેવું હોય વમનનું અન્ન, તેવી મારે એ સ્ત્રીજન;
કો વેળા મુને મારે નેટ, હું પે વહાલું એનું પેટ;
એવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડ્યો સાસોટ;
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ.

[વલણ]

કાળ ઉદે અરુણતણો, ત્યાં લગે ધાયો ધીશ રે;
જાગ્યો હૃદે થયું દુઃખ ઉદે, જ્યારે દીઠો દીશ રે.

. . . . . . .

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતાતણું અવનિ પછાડે આપ.
વૈદર્ભી વામા, રંક રામા, એકલડી વન મધ્ય;
ભય ધરશે, ને ફાટી મરશે, જીવ્યાની વળી અવધ્ય.
નહીં મળે ફરી, કોકિલાસ્વરી, શે ઊપન્યો વિખવાદ;
મનગમયંતી, બોલ દમયંતી, નળે માંડયો સાદ.
વિશ્વમોહિની, સૃષ્ટિદ્રોહિની, સુંદરી સુજાણ;
વિરહિણી વલ્લભ, દર્શન દુર્લભ, બોલ પિયુના પ્રાણ.
વન ફરતો, રુદન કરતો, જોતો આવ્યાની વાટ;
કળિએ ચરણ ધરણનાં ભૂસ્યાં, વન કીધું નિર્વાટ.
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રુએ હૃદયાફાટે;
મોહધારણ, કર્મકારણ, કહે ભુજ દેઈ લલાટે.
રાય વિલપે, ઘણું કલપે, સંભારે સુખ સ્નેહ;
કુબુધ આવી, મન ભાવી, અન્યાયે દીધો છેહ.
અજગર વાઘ વરુ નાગ છે, દારુણ વનની હદ્ય;
કરાડ કોતર, સિંહના સ્વર, શ્યામા ફાટી મરશે સદ્ય.
દોહલે પામી, ગજગામી, દેવ ગયા નિર્મુખ;
સ્વયંવર સાથ, સાંભળી વાત, સર્વ પામશે સુખ.
કોણ નેત્ર લૂહે, રાય રુએ, એવે શબ્દ સાંભળ્યો ગાઢો;
લોહ પ્રેમજળ, મુકાવ રાય નળ, બળતાને બાહેર કાઢો.

[ આ પ્રમાણે પોતાની મુક્તિ માટે નળરાયની આજીજી કરતા કરકોટક નાગને રાજાએ અગ્નિમાંથી બચાવ્યો. પ્રચંડ કાયાવાળા નાગે શાંતિ મેળવી, ને નળનો ઉપકાર માન્યો. પછી એકદમ તે પોતાના રક્ષક ઉપર ધસ્યો ને તેને કંઠે ડંસ્યો. પરિણામેઃ

લાગી વિખજ્વાળા દાધો ભૂપ, કાળી કાયા થયું કૂબડું રૂપ.

આવું વિચિત્ર વર્તન સમજાવતાં નાગે નળને કહ્યું કે ત્રણ વર્ષ ગુપ્ત રીતે રહેવામાં આ કૂબડું રૂપ મદદ કરશે, ને જ્યારે ઈચ્છા હશે ત્યારે અમુક વસ્ત્ર પહેરવાથી મૂળ સ્વરૂપ પ્રાપ્ત થઈ શકશે. આની ખાતરી કરી, નાગનો ઉપકાર માની, નળરાય અયોધ્યાનરેશ ઋતુપર્ણની સભામાં ગયો. અશ્વમંત્રનો જાણકાર હોવાનો દાવો કરીને, કુરૂપતા અને આ અસામાન્ય વિદ્યાના સંયોગ વિશે ઉદ્ભવેલી શંકાનું નિવારણ કરીને, નીચ કામ ન કરવાની શરતે રાજાએ હયદાસપતિનો અધિકાર મેળવ્યો. દમયંતીના વિરહથી પીડાતો રાજા રોજ તેનું સ્મરણ કરીને દિવસ વિતાવવા લાગ્યો.



: ૮ :

## દમયંતીનો વિલાપ

બીજી તરફ દમયંતીની શી દશા થઈ તે જુઓઃ

સ્વપ્ન આવ્યું નારને, મૂકી જાય છે નાથ;
જાગી ઊઠી અચાનકે, ગ્રહેવા પ્રભુનો હાથ.

વૈદર્ભી થઈ ગાભરી, વળી જુએ ચોપાસ;
એમ અબળાનાં હૃદે કારમાં, બીઉં તમારે હાસ.
જોયું વન ફરી ફરી, સમ દેઈ કીધા સાદ;
પછી રુએ બહુ વિધ કરી, પામી અતિ વિષાદ.

[ દમયંતીના વિલાપનું વર્ણન હૃદયભેદક છે. આખો વિલાપ એટલો સ્વાભાવિક છે કે કોઈપણ વાચકના મન ઉપર અસર કર્યા વિના તે રહે એમ નથી. પ્રેમાનંદની કવિત્વશકિતનો સાચો પ્રતાપ આપણે અહીં નિહાળીએ છીએ. નળના વિચારમાં દમયંતી એટલી તન્મય બની ગઈ છે કે તેને પોતાના શરીરનું ય ભાન રહ્યું નથી. એક જ વિચારની ધૂન તેના મનમાં રમી રહી છેઃ

હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર.]

. . .

વૈદરભી વનમાં વલવલે, અંધારીરે રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી રે જાત-વૈદર્ભી૦
રસનાએ નામ જ નળતણું, મુખ જપતી રે જાય;
શુદ્ધ નથી રે શરીરની, ભાંજે કંટક પાય-વૈદર્ભી૦
રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બેબે ઝરે, વહે અંગ રુધિર-વૈદર્ભી૦
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલંતી ઊભી રહે ભરાયે કાંટે કેશ-વૈદર્ભી૦૪૫૦
અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિતધાર,
હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર-વૈદર્ભી૦

[ આ પ્રમાણે પોતાની મુક્તિ માટે નળરાયની આજીજી કરતા કરકોટક નાગને રાજાએ અગ્નિમાંથી બચાવ્યો. પ્રચંડ કાયાવાળા નાગે શાંતિ મેળવી, ને નળનો ઉપકાર માન્યો. પછી એકદમ તે પોતાના રક્ષક ઉપર ધસ્યો ને તેને કંઠે ડંસ્યો. પરિણામેઃ

લાગી વિખજવાળા દાધો ભૂપ, કાળી કાયા થયું કૂબડું રૂપ.

આવું વિચિત્ર વર્તન સમજાવતાં નાગે નળને કહ્યું કે ત્રણ વર્ષ ગુપ્ત રીતે રહેવામાં આ કૂબડું રૂપ મદદ કરશે, ને જ્યારે ઇચ્છા હશે ત્યારે અમુક વસ્ત્ર પહેરવાથી મૂળ સ્વરૂપ પ્રાપ્ત થઈ શકશે. આની ખાતરી કરી, નાગનો ઉપકાર માની, નળરાય અયોધ્યાનરેશ ઋતુપર્ણની સભામાં ગયો. અશ્વમંત્રનો જાણકાર હોવાનો દાવો કરીને, કુરૂપતા અને આ અસામાન્ય વિદ્યાના સંયોગ વિશે ઉદ્‌ભવેલી શંકાનું નિવારણ કરીને, નીચ કામ ન કરવાની શરતે રાજાએ હયદાસપતિનો અધિકાર મેળવ્યો. દમયંતીના વિરહથી પીડાતો રાજા રોજ તેનું સ્મરણ કરીને દિવસ વિતાવવા લાગ્યો.



: ૮ :

## દમયંતીનો વિલાપ

બીજી તરફ દમયંતીની શી દશા થઈ તે જુઓઃ

> સ્વપ્ન આવ્યું નારને, મૂકી જાય છે નાથ;
> જાગી ઊઠી અચાનકે, ગ્રહેવા પ્રભુનો હાથ.

[ત્રણ દિવસ અને રાત ઘોર અરણ્યમાં ભીમકુમારી ભટકી. જે પશુપંખી રસ્તામાં મળે તેને પોતાના સ્વામીની ખબર પૂછતી, ગાંડાની જેમ, તે આગળ વધી. ફિયાં, આકાશગામિ વૃક્ષોને અરણ્યમાં દૂર-સુદૂર નિહાળી નૈષધનાથની ભાળ મેળવવા વૃથા વિનતિ કરવા લાગી. આખરે તે રુદન કરવા લાગી કે

પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, ત્યારે શત્રુ થયાં સર્વ કોય રે.

રસ્તામાં અજાણતાં દમયંતીએ એક અજગરના મોંમાં પગ મૂકી દીધો—એટલી બધી ભાનભૂલી થઈને તે ભમતી હતી. એક પારધીએ તેનો જાન બચાવ્યો. તેના બદલામાં દમયંતીને પરણવાની અપેક્ષા રાખતાં એ કામીને સતીએ બાળી નાખ્યો.



: ૯ :

# દમયંતીની કસોટી

[વળી આગળ વધતાં વેપારીઓની એક વણજાર જોઈને નળરાયનો પત્તો મેળવવા તેમને વિનતિ કરી. પ્રથમ તો તેને ગાંડી ગણીને સૌએ હસી કાઢી, પરંતુ પાછળથી જ્યારે કળિના કહેવાથી પોતાના માણસોના થએલા અચાનક નાશ માટે જ્યારે તેને જવાબદાર ઠેરવી ત્યારે બધા વેપારીઓએ તેને કૃત્યા ગણીને બૂમ મારી. એવી દશામાં તેણે એક નગરમાં પ્રવેશ કર્યો:

ઊંડા કોતર ઊતરે, ચઢે ગિરિકરાડ;
અશુદ્ધે ઉધડકે નહીં, પાડે વાઘ બરાડ—વૈદર્ભી૦
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફડા માંહે સાપ ફૂંફવે, ઘણું ઘૂઘવે ઘોહ—વૈદર્ભી૦
શબ્દ પશુપંખીતણા, ન પડે કાંઈ પ્રીછ;
વરુ વણિયર બિહાવે અરણ્યમાં, ધાયે વળગવા રીંછ—વૈદર્ભી૦
શૂકર રોઝ ચિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુનાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ—વૈદર્ભી૦
આંબા આંબલી લીમડા, અરીઠા અપાર;
શીમળ સમળી સેગડા, ન સૂઝે પંથ વિચાર—વૈદર્ભી૦
ખેર ખાખર ને કાચકી, કંટાળા થુએર;
બાવળીઆ બહુ બોરડી, સરગવા સમેર—વૈદર્ભી૦
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વીંટાય;
છૂટા કેશ કામિનીતણા, ઝાંખરે ઝીંટાય—વૈદર્ભી૦
વૃક્ષ અથડાએ અંગશું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય—વૈદર્ભી૦
દિવસ નિશા પ્રીછે નહીં, એવું ઘાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ—વૈદર્ભી૦
અન્ન ઉદક પામી નહીં, નહીં બેસવું શયન;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતા વન—વૈદર્ભી૦

[વલણ]

વન ભયાનક ભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહી રે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઈ, પ્રેમદા પામી નહીં રે.

[ત્રણ દિવસ અને રાત ઘોર અરણ્યમાં ભીમકુમારી ભટકી. જે પશુપંખી રસ્તામાં મળે તેને પોતાના સ્વામીની ખબર પૂછતી, ગાંડાના જેમ, તે આગળ વધી. ઊંચાં, આકાશગામી વૃક્ષોને અરણ્યમાં દૂર–સુદૂર નિહાળી નૈષધનાથની ભાળ મેળવવા વૃથા વિનતિ કરવા લાગી. આખરે તે રુદન કરવા લાગી કે

પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, ત્યારે શત્રુ થયાં સર્વ કોય રે.

રસ્તામાં અજાણતાં દમયંતીએ એક અજગરના મોંમાં પગ મૂકી દીધો—એટલી બધી ભાનભૂલી થઈને તે ભમતી હતી. એક પારધીએ તેનો જાન બચાવ્યો તેના બદલામાં દમયંતીને પરણવાની અપેક્ષા રાખતાં એ કામીને સતીએ બાળી નાખ્યો.



: ૯ :

## દમયંતીની કસોટી

[વળી આગળ વધતાં વેપારીઓની એક વણજાર જોઈને નળરાયનો પત્તો મેળવવા તેમને વિનતિ કરી. પ્રથમ તો તેને ગાંડી ગણીને સૌએ હસી કાઢી, પરંતુ પાછળથી જ્યારે કળિના કહેવાથી પોતાના માણસોના થએલા અચાનક નાશ માટે જ્યારે તેને જવાબદાર ઠેરવી ત્યારે બધા વેપારીઓએ તેને કૃત્યા ગણીને ખૂબ મારી. એવી દશામાં તેણે એક નગરમાં પ્રવેશ કર્યો:

અંગે ઢીમાં હો રુધિરધારા ઝરે;
બહુ સળ ઊઠ્યા હો, અવિલોકન કરે.
ઊષ્ણ જ રેણુ હો, ચરણે દાઝે રે;
કળિ પૂંઠે પડીઓ હો, દેવા દુઃખ કાજે રે.

આ નગર એની માસી ભાનુમતીનું હતું. રાણીએ દમયંતીને મહેલમાં તેડાવી, પણ ઓળખી નહીં. માસીને ત્યાં દાસી તરીકે, છતાં નીચ કામ ન કરવાની શરતે, તે રહી. રાતદિન તે નળનું ધ્યાન ધરવા લાગી, અને નળરાય છતો થાય એ આશાએ વિદેશી વિપ્રોને બોલાવવા લાગી. આ પ્રમાણે નળ-દમયંતી એકબીજાના ધ્યાનમાં દૂર દૂર રહ્યા છતાં રચ્યાપચ્યા રહેવાથી કળિને ચિંતા થઈ; અને માસીની સાથે દમયંતીને લડાવવાની યુક્તિ રચી. માસીની પુત્રી ઈન્દુમતી એક વાર સ્નાન કરતી હતી ત્યારે તેનો હાર કળિએ છુપાવ્યો. હાર ચોર્યાનો આરોપ પાસે ઊભેલી દમયંતીને શિર આવ્યો. દમયંતી તેનો ઈન્કાર કરે છે અને પાછળથી પોતાના સતીત્વને પ્રભાવે તે પાછો મેળવી આપે છે.]

ઈંદુમતી કહે બાઈ સાંભળ, લોકને કાં સંભળાવો;
કહે વૈદર્ભી વણ ચોરીએ, શા માટે અકળાવો.
હાથમાંહેથી હાર લઈને, ના કહે કેમ ચાલે;
તસ્કર કરીને તો બાંધે જો, વસ્તુ સાથે ઝાલે.
મિથ્યા હું કહેતી નથી, કોણ માળા લે તુજ પાખે;
એવી ચોરટી હું હોઉં તો, રાજમાતા કેમ રાખે.

માતા મારીએ માન દીધું, સખી સરખી જાણી;
અસાધ્વી મુને કેમ ઓળખી, શું લેતાં ઝાલ્યો છે પાણિ.
અમે પરીક્ષા તારી કરી જો, ભરથારે પરહરી;
બાઈ હું મહેણા જોગ થઈ, તમારા ઘરની પેટભરી.
ચોરી કરવી આંખ ભરવી, એ તો કયાંનો ન્યાય;
એવે રાજમાતા પધાર્યાં, રોઈ બંને કન્યાય.
આપ આપણું દુઃખ કહે માતાને, નયણે ઢાળી આંસુ;
એક કહે મારો હાર લીધો, એક કહે ચોરી ફાંસુ.
ચતુરશિરોમણી રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઈ તે મોટું અચરજ, સતીને કેમ કહેવાશે.
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવર્તે, જો કીધું હોય હાસ.
સરખેસરખામાં હોય કૌતક, આપો હાર મોતીતણો;
રાજકુંવર રિસાળ ઘણો છે, જાણે થશે કલેશ ઘણો.
માળા હોયે આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વશુર પક્ષની સર્વે જાણે, તેને શો ઉત્તર દીજે. ૫૦૦
હૃદે ફાટતે કહે દમયંતી, અપવાદ દીધો એવો;
હાં હાં બાઈજી હાર તમારો, લીધો છે મેં દેવો.
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું વેર રાખી;
અમો ન હોઉં ચોરીના કરનારાં, છઉં જશનાં અભિલાખી.
ઈંદુમતી કહે આપે છૂટશો, શો શોહોર કરવો ઠાલો;
માળા મારી કરમાં મૂકો, જો જશ હોયે વહાલો.
સેવક સખીઓ એમ કહે છે, એણીએ માળા લીધી;
સારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

[વલણ]

ક્રોધી નિશ્ચે ચોગ્ટી, રાજમાતાએ જણાવી રીસ
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જગદીશ

. . .

સાક્ષી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યા
બાઈ, હાર તમારો જડજો, સોનારો ફાટી પડજો
એવું કહેતામાં કળિયુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટ્યો
માંહેથકો પડ્યો નીસરી હાર, સતીને તૂઠ્યા વિશ્વાધા
અંતરીક્ષથી અકસ્માત, વરસ્યો હારતણો વરસા
એક એકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોત
પછે દમયંતીને પાગે રાજમાતા ફરી ફરી લાં
બાઈ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરા
ઈંદુમતી થઈ ઓશિયાળી, મુખડું ન દેખાડે વાળ



: ૧૦ :

## દમયંતીની શોધ

[જ્યારે નળદમયંતીના વનમાં જવાની, અને પાછળથી
કરેલા દમયંતીના ત્યાગની ખબર ભીમકરાયને પડી ત્યારે તે
પોતાનાં પુત્રી-જમાઈની શોધ માટે અનેક માણસોને ચારે દિશ

કરીને, દમયંતીની શોધમાં ભટકવા લાગ્યો. આખરે તેણે દમયંતીનો પત્તો કેવી રીતે મેળવ્યો તેનું વર્ણન અહીં આપ્યું છે. ]

બ્રાહ્મણ ચાલ્યો અનુચર વેશજી, અટણ કરતો દેશદેશજી;
કળા પાડી વરવું ગાત્રજી, જીરણ વસ્ત્ર ગ્રહ્યું તુંબીપાત્રજી.

[ઢાળ]

પાત્ર કરમાં રહિત જોખમ, જયેષ્ટિકા જીર્ણ વસન;
દુઃખી દરિદ્રી સરખો દેખીએ, જદ્યપિ છે સંપન્ન.
નીરખે ઓવારા નવાણના, જહાં નીર ભરતી નાર;
જોયાં જૂથ જુવતીતણાં, પણ ન જડી ભીમકકુમાર.
તીર્થ જાત્રા જગન જાગ્રણ, જ્યાં સ્ત્રીઓનો સંવાય;
અજાણ્યો થઈ જુએ બ્રાહ્મણ, શીશ ધૂણીને જાય.
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ;
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતાને ગામ.
વિપ્ર પુરમાં આવિયો, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજમાતા, ઊજવે છે વર્ત.
પૂર્ણાહુતિ વેળા હતી, જોવા મળ્યાં બહુ જન;
દાસી સાથે દમયંતી, કરે પંથીનું દર્શન.
અપૂર્વ મનુષ્યનું કરે દર્શન, નીરખે નરની કાય;
વિચાર એવો વૈદર્ભીને, આવી મળે નળરાય.
વેદ અધ્યયન કરે વાડવ, અભિષેક આશીર્વાદ;
કિંકરી બહુ ગીત ગાયે, હોય ભેરીનાદ.
દીક્ષા લેઈ સુબાહુ, બેઠો તેજસ્વી જન;
હુતદ્રવ્ય હોમાયે વિવિધ પેરે, ધૂમ્ર ગયો રે ગગન.

દાન આપે ગાય સવચ્છી, રાય ભર્યો અહમેવ;
જગનકેરા કુંડ આગળ, આવી રહ્યો સુદેવ.

દેહ દુર્બળ રેણુએ ભર્યો, જયેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;
સભા સર્વ ખડખડ હસી, આ રત્ન કયાંથી આવ્યું.
મંડપ જગન જોયો નહીં, નહીં જોયો દીક્ષિત નરેશ;
ઘેલો જસો આવ્યો ધસ્યો, સરવને મારે ઠેશ.
લોક કહે હો ઘેલીઆ, ટેહેલીઆ અંતરના અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિકળ દૃષ્ટ, શો સ્ત્રી સાથે સંબંધ.
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એવે સુદેવ ને દમયંતીની, મળી દૃષ્ટેદૃષ્ટ.
નિમેષ થાતી રહી નયણે, વિચારમાં પડયાં બેહ;
મ્હારે પિયેરથી પધારિયો, સુદેવ સાચો એહ.
વિપ્ર કો વિદર્ભનો એ, નાનપણ સખ્યે નેહ;
માંહોમાંહે જોયાં કરે, સર્વને થયો સંદેહ.
ગુરુએ ગોરી ઓળખી, જડયું અબળાનું એધાણ;
ભામિનીના ભાલ ઉપર, વિધિએ નિર્મ્યો ભાણ.
અગોપ રાખતી માસીમંદિર, કેશ કેરી લટ;
ખસી વેણી સૂરજ ઝળકયો, હૃદે ભરાયું ઉલ્લટ.
સમીપ આવ્યાં સાસસામાં, નેત્ર જળ જેમ નેવ;
સાથે બંન્યો બોલિયાં, હો દમયંતી સુદેવ.

[ વલણ ]

સુદેવ દમયંતી મળ્યાં, ધરણી ઢળ્યાં મૂર્ચ્છા હવી રે;
સભા સર્વ વિસ્મય થઈ, આ તો વાર્તા દીસે નવી રે.




: ૧૧ :

# નળનું પ્રાગટ્ય

[ પોતાને ત્યાં રહેલી સ્ત્રી, દમયંતી તરીકે જાહેર થઈ ત્યારે ભાનુમતી, ઈન્દુમતી, સુબાહુ વગેરે સૌ શરમાઈ ગયા અને પોતાની જાતને ધિક્કારવા લાગ્યા. તેમના મનનું સમાધાન કરીને સુદેવ અને દમયંતી ભીમકરાયને ત્યાં જઈ પહોંચ્યાં. તરત જ નળની તપાસ માટે દમયંતીએ તજવીજ કરાવવા માંડી. તેના દૂતોમાંના એકે ખબર આપી કે દમયંતીની કથા સાંભળી અયોધ્યાનો એક રાજસારથિ ઘણો શોક કરવા લાગ્યો. ઋતુપર્ણ રાજાને દમયંતીએ સમાચાર મોકલ્યા કે તે ફરીથી સ્વયંવર કરે છે માટે પ્રાતઃકાળે ત્યાં હાજર થવું. બાહુકની મદદથી, અશ્વમંત્રને પ્રતાપે, રાજા કુંદનપુર આવી પહોંચ્યો, બાહુકે અને ઋતુપર્ણે અશ્વ-વિદ્યા અને ગણિતવિદ્યા એકબીજાને શીખવી. બેઉ વિદ્યાનો પ્રતાપ નહીં સહેવાવાથી કળિએ નળના શરીરનો ત્યાગ કર્યો. દમયંતીએ બાહુકની પરીક્ષા કરવા માટે પોતાનાં બે બાળકોને લઈ એક દાસીને એની સમીપ મોકલી. ]

બાહુકે દીઠાં બાહુઆં, ઊલટ્યું અંતઃકર્ણ;
દાસણાં સારાં બાળકાંને, દેખીને આવે મણ.
કળજુગે કલ્પાંત જ કીધું, બાળક વરત્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજી અબળા અંતરિયાળ.
સંજોગસાગર ઊલટ્યો, નયણાં શ્રાવણ સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન.

મળવાને તેડયાં મીઠડાં, કર લાંબા કીધા ધીશ;
છળ્યાં બીનાં બાળકાં તે, પાડે ચીસેચીસ.
દાસીએ ચાંપ્યાં હૃદે સાથે, કીધો બાહુકનો તિરસ્કાર;
રહેવા દે તારું રમાડવું ભાઈ, રુએ છે રાજકુમાર.
બાહુક કહે બાળકને મુને, આંઈ દેવાનો સ્નેહ;
નારે ભાઈડા ભેટતાં થાએ કાળી કુંવરની દેહ.
છે છત્રપતિનાં છોકરાં, તુંને મળવાનું કેમ મન;
શે દુઃખે થાય છે ગળગળો, રોતાં ફૂટશે લોચન.
બાહુક વળતો બોલિયો મારે એવાં બાળકની જોડ;
આ દેખીને તે સાંભર્યાં, થયો રમાડવાનો કોડ.

[ આ વાતની ખબર પડતાં દમયંતીએ પિતાને કહ્યું કે આ બાહુક નળરાય હોય એવો વહેમ પડે છે માટે આજ્ઞા હોય તો એકાંતમાં બોલાવી એને પૂછું. પિતાની સંમતિ મળતાં તેઓ એકાંતમાં મળ્યાં; ને પોતાના મનની ખાતરી થતાં પોતાનો સ્વીકાર કરવાને દમયંતીએ બાહુકને વિનતિ કરી. એની સ્વામીભક્તિથી પ્રસન્ન થઈ, બાહુકે નાગે આપેલાં વસ્ત્રો પરિધાન કર્યાં, ને પોતાનું મૂળ સ્વરૂપ મેળવ્યું.

હર્ષઘેલી સુંદરી, ભેટી ભીડી બાથ રે;
જયજયકાર ઘરમાં થયો દેખી નૈષધનાથ રે.

ઋતુપર્ણ રાજાનો સારથિ નળરાય નીવડયો એથી ભીમકરાયના કુટુંબીઓમાં તેમ જ નગરજનોમાં ભારે ખુશાલી ફેલાઈ. પુણ્યશ્લોકને પોતાને ત્યાં નોકર તરીકે રાખવા માટે ઋતુપર્ણ રાજા લજવાયો ને નળરાયની ક્ષમા

ચાચવા લાગ્યો, તેના મનનું સમાધાન કરીને, પાંચ દિવસ કુંદનપુરમાં રહીને, નૈષધપુર જવા નળદમયંતી નીકળ્યાં.

ચતુર સૈન્ય બહુ ભીમકે આપ્યું, સાથે થયો નરેશજી;
નળરાજા ઘણા જોદ્ધા સંગાથે, આવ્યા નૈષધ દેશજી.
તે સમાચાર પુષ્કરને પહોંતો, તેમ જ ઊઠ્યો રાયજી;
પ્રજા સંગાથે સામો મળવા, પ્રીતે પાળો પળાયજી.

ભીમકપુત્રે પુષ્કર લડવા આવે છે એમ માની લશ્કરને તૈયાર રહેવા સૂચવ્યું; પરંતુ નળે તેને વાર્યો. પુષ્કરમાં કળિનો નાશ થતાં તેને પોતાની ભૂલ સમજાઈ હતી. તે ભાઈની માફી માગવા લાગ્યો :

પુષ્કરે ઘણું દીન જ ભાખ્યું, થયાં સજળ લોચનજી;
હું કૃતઘ્ની કઠણ ગોઝારો, મેં દંપતી કહાડયાં વનજી.
ત્રણ અપરાધે વિપરીત કીધું, દીધું દારુણ દુ:ખજી;
સાત સમુદ્ર ન જાય શ્યામતા, ધોતાં મારું મુખજી.
પુષ્કર વીરને નળે સમજાવ્યો, કહીને આતમજ્ઞાનજી;
એક ગજે બેઠા બેઉ બાંધવ, આવ્યાં પુર નિધાનજી.
ધ્વજા પતાકા તોરણ બાંધ્યાં, ચિત્ર સાથિયા શેરીજી;
અગર ધૂપ આરતી થાએ, વાજે ભેરી નફેરીજી.
ધવળ મંગળ કીર્તન ગાથા, હાથા કુંકુમ રોળજી;
ચૌટાં ચોક રસ્તાને નાકે, પ્રજા ઊભી ટોળેટોળજી.
કુસુમ મુક્તાફળે વધાવે, ગોખ ચઢી નરનારીજી;
નૈષધ નગરીની શોભા સુંદર, શું અમરાપુરી ઉતારીજી.
અભિજિત લગ્ન મુહૂર્ત સાધી, નળ બેઠો સિંહાસનજી;
મળવા સર્વ સગાં આવ્યાં તે, વોળાવ્યાં રાજનજી.

જુદ્ધપતિ પુષ્કરને કીધો, નળે કીધા જગન અનંતજી;
ધર્મરાજ કીધું નળરાયે, વરસ સહસ્ર છત્રીશ પર્યંતજી;
પછે પુત્રને રાજ આપી ગયા તપ કરવા ગુણગ્રામજી. ૬૦૦
અનશન વ્રત લઈ દેહ મૂકયો, આવ્યું દિવ્ય વિમાનજી;
વૈકુંઠ નળ દમયંતી પહોંતાં, પામ્યાં પદ અવિધાનજી.

બૃહદશ્વ કહે હો રાય યુધિષ્ઠિર, એવા હવા ન હોયજી;
એ દુઃખ આગળ તારાં દુઃખને, યુધિષ્ઠિર શું રોયજી.
કાલે અર્જુન આવશે રાયજી, કરીને ઉત્તમ કાજજી;
કથા સાંભળી પાયે લાગ્યો, મુનિવરને મહારાજજી.
યુધિષ્ઠિર કહે પરિતાપ ગયો મનનો, સાંભળી સાધુ ચરિત્રજી;
અવિચળ વાણી ઋષિ તમારી, સુણી હું થયો પવિત્રજી.
થોડે દિવસે અર્જુન આવ્યા, રીઝયા ધર્મરાજાનજી;
વૈશંપાયન કહે જન્મેજય, પૂર્ણ થયું આખ્યાનજી.
વીરક્ષેત્ર વડોદરા કહાવે ગરવો દેશ ગૂજરાતજી;
કૃષ્ણસુત કવિ ભટ પ્રેમાનંદ, વાડવ ચોવીસા ન્યાતજી.
ગુરુપ્રતાપે પદ બંધ કીધો, કાલાં વાલા ભાખીજી;
આરણ્યક પર્વની મૂળ કથામાં, નૈષધલીલા દાખીજી.
સંવંત સત્તર બેતાળો વર્ષે, પોષ સુદિ ગુરુવારજી;
દ્વિતીયા ચન્દ્રદર્શનની વેળા, થઈ કથા પૂર્ણ વિસ્તારજી.
તે દિવસે પરિપૂર્ણ કીધો, ગ્રંથ પુનિત પદ બંધજી;
શ્રોતાવક્તા સહુને થાશે હરિકેરો સંબંધજી.



—પ્રેમાનંદ

૩

# અભિમન્યુ આખ્યાન

: ૧ :

## પૂર્વકથા

અભિમન્યુને મારવાની ગુરુ દ્રોણાચાર્યે અંજલિ મૂકી કૌરવોને સંતોષ્યા, કેમકે તે દિવસે એ યુવકના અતુલ પરાક્રમથી આખી કૌરવસેના—મોટમોટા મહારથીઓ સમેત—હતાશ થઇ ગઈ હતી. અર્જુન સાથે હોત તો આ પ્રતિજ્ઞા ગુરુ દેવથી કદાચ પાળી શકાત નહીં. પરંતુ આ બાબતમાં કૃષ્ણે દુશ્મનોને અણધારી મદદ કરી. તેમને પરાક્રમી ભાણેજનો અંત આણવો હતો; આથી તેમણે અર્જુનને ત્યાંથી યુક્તિપૂર્વક ખસેડયો. તેની ગેરહાજરીમાં, અદ્ભુત પરાક્રમ છતાં, જગદીશની પ્રપંચજાળને પરિણામે અભિમન્યુ હણાયો. મામા—ભાણેજ વચ્ચે શી રીતે વેર બંધાયું અને કૃષ્ણ પોતાના ભાણેજનો નાશ કરવાને શા સારુ આતુર હતા તે નીચેની ટૂંકવેલી કથા પરથી સમજાશે.

એક વેળા અયદાનવે મહાદેવની પૂજા કરીને વરદાન મેળવ્યું . વૈકુંઠપતિ સિવાય તે કોઇનાથી મરે નહીં. અયદાનવના ત્રાસથી ભયભીત બનેલા દેવતાઓએ દ્વારિકામાં કૃષ્ણને આ દૈત્યનો નાશ કરી ભૂમિ પરનો ભાર ઓછો કરવા

વિનતિ કરી. કૃષ્ણે એ પરાક્રમી દૈત્યને માર્યો. ત્યાર બાદ એની સ્ત્રીએ અહિલોચન નામના પુત્રને જન્મ આપ્યો. પિતાના મરણનો ઇતિહાસ જ્યારે તેણે જાણ્યો ત્યારે તેણે વેર લેવાની પ્રતિજ્ઞા લીધી. મહાદેવની પૂજા કરીને તેણે વર માગ્યો કે 'મારે હાથે કૃષ્ણ મરે.' મહાદેવે વિચાર કરીને તેને એક વજ્રની પેટી આપી કે જેમાં પવન પણ પ્રવેશ કરી શકે નહીં, ને કહ્યું કે 'જો તારામાં હામ હોય તો કૃષ્ણને આ પેટીમાં પૂરી દે કે જેથી તે મરણ પામશે.' સંતુષ્ટ થએલો અહિલોચન, માતાને પ્રણામ કરીને, તેની ઘણી નામરજી છતાં, એ પેટી લઈને દ્વારામતી તરફ પ્રયાણ કરવા લાગ્યો.

આ વાતની ખબર પડતાં કૃષ્ણે એ ઊગતા શત્રુને કપટથી મારવાનો નિશ્ચય કીધો. તેમણે વિપ્રનું રૂપ ધારણ કર્યું અને અહિલોચનને મળીને દાનવોના ગુરુ શુક્રાચાર્ય તરીકે પોતાને ઓળખાવ્યા. પોતાના યજમાન અયદાનવને મારવા માટે કૃષ્ણ પ્રત્યે રોશ દર્શાવ્યો, ને દાનવપુત્રનો વિશ્વાસ જીતી લીધો; કૃષ્ણ એના જેવો જ હોઈને આ પેટીમાં તે સમાશે કે નહીં તે પહેલેથી નક્કી કરવા તેઓ અહિલોચનને પેટીમાં પ્રવેશ કરવા કહે છે. વિશ્વાસથી અંધ બનેલો દાનવ તેમ કરે છે. કૃષ્ણ પેટીને તાળું મારે છે અને ખરા સ્વરૂપમાં જાહેર થાય છે. અહિલોચન ખૂબ અકળાય છે, પેટી તોડવા સાત વાર તેને ઉછાળે છે, છતાં વજ્રની પેટી તૂટતી નથી, ને તે મરણ પામે છે.

સોળહજાર સ્ત્રીઓના આશ્ચર્ય વચ્ચે કૃષ્ણ એ પેટી ઊંચકીને સુભદ્રાના ભુવનમાં, તેને નહીં અડકવાની ચેતવણી સાથે, મૂકી આવે છે. કૃષ્ણની રાણીઓની કુતૂહલવૃત્તિ તેમના ડહાપણ ઉપર વિજય મેળવે છે અને તેઓ સુભદ્રાને પેટી ખોલવા સમજાવે છે. તેમ કરતાં, પેટીને ખૂણે લટકી રહેલા અહિલોચનનો પ્રાણ, નાક વાટે સુભદ્રાના પાંચ માસના ગર્ભના ખોળિયામાં પ્રવેશ કરે છે. પ્રસૂતિવેળા એ દૈત્ય સુભદ્રાને અત્યંત કષ્ટ આપે છે. કૃષ્ણ બહેનને શાંતિ પમાડવા, એકાંતમાં, સાત કોઠાનો ચક્રવ્યૂહ રચે છે, ને તેમાંથી સફળતા પૂર્વક કેવી રીતે પસાર થવું તે સમજાવે છે. ગર્ભમાં છુપાયેલો અહિલોચન તે ગોખી લે છે. છ કોઠાની સમજૂતી આપતામાં, ગર્ભના હલનચલનને લીધે સુભદ્રાને શાંતિ વળે છે. ને તે નિદ્રાધીન થાય છે. સાતમા કોઠા વિશે કૃષ્ણ સમજૂતી નથી આપતા એટલે ગર્ભ કહે છે 'મામા સાતમા કોઠાની સમજૂતી આપો.' બહાર આવે તો સમજાવું એવી લાલચ મળવાથી ગર્ભ બહાર પડે છે ને સુભદ્રાને પુત્ર પ્રસવ્યાની જાહેરાત થાય છે. અલબત્ત, ચક્રવ્યૂહ ભૂંસી નાંખીને, કૃષ્ણ વચનભંગ કરે છે.

સૌભદ્ર મોટો થયો પછી શ્રી કૃષ્ણે એક વેળા તેને રમાડવાને ખોળામાં લીધો:

સભા સઘળી દેખતાં, રમાડયો ભગવંતે બાળ;  
પછે અભિમન્યુએ મૂછ ઝાલી, તાણીઆ ગોપાળ.

પાર્થપુત્રે પ્રહાર માંડ્યો, પાટુનો પેટ માંહ;
તે વજ્ર થઈને વાગવા લાગ્યું, હરિ કહે હાય હાય.
મુકાવ્યો મૂકે નહીં, મોહનમૂછના વાળ;
કૃષ્ણજીએ કુંવર દીઠો, મહા કૃતાંત જ કાળ.
હસતાં હરિ એમ ઓચરે, અલ્યા શું કરે સમજ્યો પુત;
મામાને મારીએ નહીં, તું ભગિનીકેરો સુત.
કુંવર કહે કૃષ્ણજી, તમો ચલાવ્યો પંથ;
કંસ મામો માર્યો તમો, ભાણેજ થઈ ભગવંત.
તમે કીધું તે મારે જ કરવું રખે રહેતા વીલા;
અમો તે લોપું નહીં, મામા, માયાના ચીલા.

[વલણ]

ચીલો તો લોપું નહીં, વળી કુંવર એવું વદે;
સભા સઘળીએ હાસ્ય કીધું, પણ હરિએ વાત રાખી હદે.

આ પ્રસંગથી કૃષ્ણની ખાતરી થઈ કે પોતાના ભાણેજમાં પોતાના વેરી અહિલોચનનો અંશ છે. એના વધતા જતા પરાક્રમથી તેમને બીક લાગવા માંડી ને એનો જલદી અંત આણવાની તેઓ પેરવી કરવા લાગ્યા.



: ૨ :

## લગ્ન

સંજય ભણે સાંભળની રાય, અભિમન્યુનો કહું મહિમાય;
જે અભિમન્યુ બોલ્યો વિપરીત, તે વેણ વિઠ્ઠલે રાખ્યું ચિત્ત.

કુંતાને ભેટયા કમલાપતિ, પછે પધાર્યા દ્વારામતી;
એક વાર પાંડવે કીધું અકૃત્ય, દુર્યોધનશું રમ્યા દ્યૂત.
હાર્યારે રાજ હાર્યા ભંડાર, વસવુંરે વન સંવત્સર બાર;
પાંચાલીશું ગયા વનવાસ, ત્યાં મળ્યા આવી અવિનાશ.

પાંડવને ભેટયા જદુવીર, કહ્યું કષ્ટ નયણે ભરી નીર;
અભિમન્યુ સુભદ્રાને આણું કરી, દ્વારામતીમાં ગયા નરહરિ.
ભાણેજ ભાવ ભગવંતે ભણ્યો, પ્રદ્યૂમ્ન સાથે વિદ્યા ભણ્યો;
તેર વરસ મોસાળે રહ્યો, સત્તરનો સૌભદ્ર થયો.

પાંડવના દિન પૂર્ણ થયા, એવે મચ્છ દેશમાં પ્રગટ થયા;
રાયે વૈરાટે સેવા કરી, પાંડવશું વાણી ઓચરી.
મેં કીધું મહા કૂડું કર્મ, પાસા પ્રહારે પીડયા ધર્મ;
આ દ્રૌપદી સતી સુંદરી, તેને મેં કહી કિંકરી.

દુઃખે નિર્ગમ્યા છે દશ માસ, પૃથ્વીપતિને મેં કહ્યા દાસ;
તેહ ભાર ઓશિંગળ કરો, ઉત્તરા કુંવરી અમારી વરો.
ભણાવી કીધી અટપટી, માટે પરણાવવા ઘટે કીરટી;
કન્યાદાન લ્યો ગાંડીવપાણે, વળતા બોલ્યા ગાંડીવ વાણ.

જે ભણાવી મેં પુત્રી કરી, તેને કયમ કહું સુંદરી;
જો ગુરુ ઇચ્છે એથી સંતાન, તો ઉદયાચલ ન ઊગે ભાણ.
પણ અભિમન્યુ છે મારો બાળ, જેનો મામો શ્રીગોપાળ;
તેને પુત્રી આપો તમો, સગા વેવાઈ અર્જુન થયા અમો.

સુણી પારથનું એવું વચન, મચ્છપતિનું તવ હરખ્યું મન;
પછે યુધિષ્ઠિર કાગળ લખે, મોકલવાને દ્વારિકાવિખે.

સ્વસ્તી શ્રી પુરી દ્વારામતી, લક્ષણપૂર્ણ કમલાપતિ;
ત્રિકમજી ત્રિભુવનધણી, કૃપા કરો છો તેથી કરજો ઘણી.
લખીતંગ પત્ર ધર્મનરેશ, અમો ઉદ્દયા છઉં મચ્છને દેશ;
તમારી કરુણાની છે લહેર, વરસ ઉતર્યાં વૈરાટને ઘેર.
મચ્છપતિને છે દીકરી, તે અભિમન્યુને પરણાવવા કરી;
જો તમને ગમે ગોપાળ, તો કીજિયે એ વેવિશાળ.
ઘટે તેવું કહાવજો ગોપાળ, જાન લઈ આવજો પ્રતિપાળ;
આખું ગામ તેડી કુસસ્થળી, જે હોય જાદવની મંડળી.
અભિમન્યુ છે તમારી પાસ, તેને પરણાવવા આવો અવિનાશ;
અમો બેસી રહ્યા છીએ તમ માટે, ત્યાં આવો તો વાત ઘાલીએ ઘાટે.
પત્ર આપીને વળાવ્યો દાસ, તે ગયો જ્યાં હતા અવિનાશ;
સભામાં જઈ ઊભો રહ્યો, બોલ એક કર જોડી કહ્યો. ૫

[ પાંડવોનો સંદેશ સાંભળી કમલાપતિ અને અન્ય સંબંધીઓ રાજી થયા. તેમણે સૌને જાન તૈયાર કરવાની ચેતવણી આપી. સૌ તત્કાળ વૈરાટનગરી તરફ જવા નીકળ્યા.]

દુંદુભિ શબ્દ તે બહુ વિધ હોય, સાંતરા થઈ ચાલ્યા સર્વ કોય;
ઉગ્રસેન વસુદેવ જેહ, નગ્ર રાખવા મૂક્યા એહ.
કોટિ જોદ્ધા મૂક્યા રખેવાળ, જાન લઈ ચાલ્યા પ્રતિપાળ;
થોડે દહાડે મચ્છને દેશ, વાત પુરમાં થઈ પ્રવેશ.

[ વલણ ]

પુરમાં સમાચાર આવ્યા જે, જાન લાવ્યા હળધર ને હરિ,
યુધિષ્ઠિર અતિ હર્ષ પામ્યા, પછે સામા ગયાની સામગ્રી કરી.

: ૩ :

# અભિમન્યુની પ્રતિજ્ઞા

અભિમન્યુનો વિવાહ કીધો, પછે વળ્યા વૈકુંઠરાય;
જાન તો ગઈ દ્વારિકા, એક રહ્યો સૌભદ્રેય.
માસ એક પૂંઠળથી કૃષ્ણને, તેડવા આવ્યા અર્જુન;
સેના મેળવી સાત અક્ષોહિણી, લેવાને રાજ આસન.
કુરુક્ષેત્રમાં આવી ઊતર્યા, પાંડવ હવા હોશિયાર;
કૌરવ સામા આવ્યા તે, લાવ્યા ક્ષોહિણી અગિયાર.
દસમે દિવસે ભીષ્મ પડ્યા, શિખંડીને હાથ;
પછે સેનાપતિ તે દ્રોણ કીધા, મળી કૌરવનો સાથ.
બીજે દિવસે અર્જુને રણમાં, મારીઓ ભગદત્ત;
મુનિ દ્રોણ મૂર્છા પમાડ્યા, અભિમન્યુ ઉન્મત્ત.
નાઠી સેના દુર્યોધનની તે, સૌભદ્રકેરે માર;
તેમાં કોઈ રહેવા નવ પામ્યું, કર્ણે તે ખાધી હાર.
શિબિર જઈને સાથ મળ્યો, ઋષિ બોલ્યા વાક;
કાલે અભિમન્યુને ન મારું તો, હું પડું કુંભીપાક.
સુભટ સર્વે હરખાયાને, હવો જયજયકાર;
તેણી વેળા ત્યાં હતા ભાઈ, પાંડવના અનુચર.
શીઘ્ર સેવક આવ્યો, જ્યાં હતા પાંચે ભ્રાત;
દ્રોણે પ્રતિજ્ઞા કીધી તે, કહી માંડી વાત.
કુંતીકુંવર નવ કંપ્યા ને, ગયું ઊડી મુખ;
દિઙ્મૂઢ થઈને રહ્યા સર્વે; સભા પામી દુઃખ.
એવે એક ત્યાંથી આવ્યો, પાંડવનો અનુચર;
મહા શોક સહિત તે બોલ્યો, કરીને નમસ્કાર.

સ્વામી ચક્રવ્યૂહ તે કાલ રચશે, કૌરવે કીધું કપટ;
અર્જુનને અળગા તેડશે, સંસપ્તક સુભટ.
અર્જુન કહે તમે સાંભળોરે, કુંવરને મારે દ્રોણ;
મારે સંગ્રામ આપવો સુશર્માને, પાળવું જોઇએ પ્રોણ.
અભિમન્યુને જીવવાની તે, નથી મુજને આશ;
ભીમને જઈ સંભળાવીએ, કંઇએક એનો છે વિશ્વાસ.
એવું કહીને ઊઠ્યા અર્જુન, સાથે શ્યામશરીર;
સુભટ સર્વે સંચર્યાં, આપ આપને મંદિર.
અભિમન્યુ ત્યાં આવિયોરે, સુભદ્રાની પાસ;
માતા દ્રોણે પ્રતિજ્ઞા કીધી, મુજનો કરવા નાશ.
બ્રાહ્મણના બીહાવ્યા બીના સર્વે, પિતા પામ્યા દુઃખ;
ચક્રાવો લેતાં મુને આવડે છે, પણ મેં મુન્ય કીધું મુખ.
સાત્યકી ને કાકા વળી એ, છટ્ઠો ધૃષ્ટદ્યુમ્ન;
જોઉં પારથ પાખે કોણ કરે છે, વ્યૂહ લીધાનું મન.
અંતે હારવા હું ન દેઉં, પણ જોઈ સુભટના શણગાર;
મારું તે કૌરવ જીવતા, વ્યૂહને કરું તારાતાર.

[ વલણ ]

કરું કટકા વ્યૂહતણા, કુંવર ત્યાં પ્રતિજ્ઞા કરે;
સુભદ્રાને તેણી વેળા, ત્યાં વહુ ઉત્તરા સાંભરે.



: ૪ :

## ઉત્તરાનું સ્વપ્ન

[વહાલસોઈ માતાને સ્વાભાવિક રીતે મૃત્યુના મુખમાં ધસતા પુત્રની શૂરાતનની વાતો સાંભળીને પોતાની પુત્રવધૂ

સાંભરી; ને વંશ વધારવાની ઈચ્છા પ્રદીપ્ત થઈ. ચોધાર આંસુ સાથે તેમણે દ્રૌપદીને આજીજી કરી કે યુધિષ્ઠિરને જઈને કહો કે :

કુંવરી તેડાવો સુજ્ઞ સ્વામી, જો મળે આપણા પુત્રને;
વિલંબ ન કરશો કંથજી, જો વધારવા ઈચ્છા ઘરસૂત્રને.

આ વ્યાજબી માગણીને રાજાએ ટેકો આપ્યો, ને રાયકાને પોતાની મનવેગી ને પવનવેગી સાંઢણી પર ઉત્તરાને રાતોરાત તેડી લાવવાને મોકલ્યો. તેજ રાતે

સ્વપ્ન ઘોર આવ્યું શ્યામાને, અકસ્માત ઊઠી જાગી;
થરથર ધ્રૂજે કંઈ નવ સૂઝે, ઝાળ અભ્યંતર લાગી. ૧૦૦

• • •

સ્વપ્ન મુને લાધ્યું રે હો, કે કાળજું દાઝયુંજી;
હૃદયા દાઝયું રે હો, કે સ્વપ્ન મને લાધ્યુંજી. ટેક.
સાંભળો સુદેષ્ણા માવડીરે, મેં દીઠી કૌતક વાત રે;
સ્વપ્ન માંહે એવું દીઠું જે, થાશે મહા ઉત્પાત. સ્વપ્ન૦
શું કરું મારી માવડી રે, મુને હૈડે લાગ્યો ચોળો રે;
જન્મ તો એળે ગયો રે, કાંઈ નવ પહોંતો સોહોલો. સ્વપ્ન૦
ધિક્‌ધિક્ મારાં કર્મડાં રે, કંઈ દીઠું નહીં નઠાર રે;
જન્મ તો એળે ગયો જેમ, સૂકું વગડાનું બોર. સ્વપ્ન૦
અતિ આદરે ઉછેરે માળી, પાણી સીંચી વેલી રે,
જ્યારે કળી પ્રગટી પુષ્પની રે, ત્યારે ભોગી ચાલ્યો મેલી. સ્વપ્ન૦
મારી કાજળ વેણી આંખડીરે, કેશ વિના કાંઈ માથ રે;
નિલવટ નહીં મારે ચાંદલો, મારા ચુડલા વોહોણા હાથ. સ્વપ્ન૦

જાણે ઊંટ ઉપર બેસીને, ચાલ્યા મારા કંથ રે;
એક શ્યામ વસ્ત્ર પહેરી ઓઢીને, પૂર્વથી આવ્યા દક્ષિણપંથ. સ્વપ્ન૦
લોઢાનું વાસણ ખીરનું ભોજન, માંહે તેલની ધાર રે;
સુભદ્રાનો જાયો જમતો દીઠો મેં કોટે કરેણનો હાર. સ્વપ્ન૦
પૃથ્વી પડયો મારો ચાંદલો રે, મેં ખાંડો દીઠો સૂર રે;
સરોવર ભર્યાં લોહીએ રે, કાંઈ સૂકાં સાગર પૂર. સ્વપ્ન૦
તે શું હશે મારી માવડી રે, એવાં કૌતક દીઠાં કોડ રે;
પછી સુદેષ્ણાજી બોલ્યાં, કાંઈ જમાઈજીને ખોડ. સ્વપ્ન૦
એવી વાત કરે છે જેટલે, એવે આણું આવ્યું બહાર રે;
રાયકો કહે છે રાણીજીને, હવે મોકલો રાજકુમાર. સ્વપ્ન૦
ચક્રાવો તે રચી રહ્યો છે, કૌરવ પ્રાણી માત્ર રે;
અર્જુન પધારશે સંસપ્તકમાં, ગઢ લેશે તમ જામાત્ર. સ્વપ્ન૦

[ વલણ ]

જામાત્ર ચઢશે જુદ્ધ કરવાને, મોકલો મહારાજ રે;
પાછલી રાતે પહોંચ્યું જોઈએ, ન કરો સાસરવાસાનો સાજ રે.

. . .

રાયકાના વચન સુણીને, રોતા બોલ્યા રાણી રે;
સ્વપ્નાં તો સાચાં થયાં, વાત આગળથી જાણી રે.
મારી ઉત્તરાબાઈ૦
ઉતાવળાં સાસરડે પધારો, સારો જો સર્વ શણગાર રે;
કર્મે લખ્યું તે ક્યાંથી ટળશે, મળશે તુજ ભરથાર રે. મારી૦
રાતડી માંહે ધર્મરાયે, આણું મોકલ્યું કરી ખપ રે;
રાખશે હરજી ને જીતશે વરજી, જો ચાંદલે તારે તપ રે. મારી૦

દુખડાં સહેજો ને ડાહ્યાં રહેજો, કહેવરાવજો કાંઈ રૂડું રે;
સુભદ્રા પાંચાલી સામા ઉત્તર ના દેશો, રખે કહાવતી કૂડું રે; મારી૦
બારણે રહીને જી જી કહીએ, સાસુ કરે જ્યારે સાદ રે;
સુભદ્રા કદીને તરછોડી નાખે, સામો ન કીજે વાદ રે. મારી૦
વહેલાં થાઓ ને ઉતાવળાં જાઓ, પહોંચો જેમ સવારાં રે;
કંથજીને ક્ષેમ જ વાધશે, પરમ સૌભાગ્ય તમારાં રે. મારી૦
રુદન કરતી ને આંખડી ભરતી, બોલી રાજકુમારી રે;
પતિનું આણું રે ને મૂકીએ ભાણું રે, કેમ રહું કહેની વારી રે. મારી૦
સાસરવાસો લાવોને ખાસો, જવાં મોટાને ઘરે રે;
માને મળીઆં ને આંસુડાં ઢળીઆં, સર્વને આંસુ ખરે રે. મારી૦
ઉત્તરા લીધાને ઉતાવળ કીધી, રાયકા વાટે નીસર્યો રે;
સાંઢને ખેડી ને વહુને તેડી, પણ ગવાળો ઘેર વીસર્યો રે. મારી૦

[ વલણ ]

વીસર્યો ગવાળો ઘેર રહ્યો ભર્યો, ઉત્તરા જવા જ્યારે સાંતરી રે;
અરે રાયકા પટકૂળ કયાં પડયાં, હવે સાસરે જઈ હું શું કરીશ રે.



: ૫ :

## યુદ્ધની તૈયારી

[ એક બાજુ ઉત્તરાની સૌ કાગને ડોળે વાટ જોવા લાગ્યા. છતાં તે આવી નહીં; બીજી બાજુ, પ્રાત:કાળથી જ અભિમન્યુએ યુદ્ધમાટે તૈયારી કરવા માંડી. સુભદ્રા પાસે જઇને તે કહેવા લાગ્યો:

લાવો માતા કવચ ને ટોપ, મારે છે કૌરવ પર કોપ;
એક એકને આજ રણમાંહે હણું, દુઃખ ટાળું માતા દ્રૌપદીતણું.

કુળના ભાવિની ઝંખના કરતી ગરીબ બિચારી માતા શું બોલે? આયુધ સંતાડીને તે શોધવાનો ડોળ કરવા લાગી. પરંતુ અભિમન્યુની અધીરાઈને ક્યાં સુધી રોકી શકાય! આખરે એ સજ્જ થયો ને યુધિષ્ઠિરને જઈને મળ્યો. રણક્ષેત્રમાં જતાં ઢીલ થાય એ હેતુથી એમણે એને માતા કુંતાનો આશીર્વાદ લેવા મોકલ્યો. માતાને પગે પડી યુદ્ધમાં જવાની અભિમન્યુએ આજ્ઞા માગી. કૃષ્ણ-અર્જુન એની રક્ષા કરવાને હાજર નહીં હોવાથી સતીએ પોતે એના હાથ પર રક્ષાદોરો બાંધ્યો ને આશિષ દીધી; પરંતુ કૃષ્ણને પોતાના ભાણાનું રક્ષણ ન્હોતું કરવું એથી બ્રાહ્મણને વેશે તે અભિમન્યુને મળ્યા ને કુંતામાતાની રક્ષા બંધાવવા સારુ તેની ખૂબ મશ્કરી કરી.

મામો તારો જાણશે તો દુભાશે જગદીશજી;
અર્જુન તો અદકું નહીં કરશે, છેદશે તારું શીશજી. ૧૫૦

ને યુદ્ધમાં વિજય થશે તો ય તેનો યશ ડોશીને મળશે? આથી ઉશ્કેરાઈને અભિમન્યુએ રક્ષાદોરો તોડી નાખ્યો.]

• • •

સાસુ જુએ છે વાટડી, ઉત્તરા શેં નવ આવીજી;
રખારી વેરી થયો, વાત કંઈ એક ભાવી. સાસુ૦
વાયદો વહુનો નિશાતણો, આ ઊગ્યો ભાણજી;
હવે પુત્ર તે રાખ્યો નવ રહે, શું કરું ભગવાન. સાસુ૦

યુધિષ્ઠિર દુઃખ મનમાં ધરે, શે લાગી આવડી વારજી;
એવે કુંતા પાસેથી આવ્યો અભિમન્યુકુમાર. સાસુ૦
હાં કાકા કાં ઊભા રહ્યા, ધરોની આયુધજી;
હસ્તિનાપુર ધણી બેસી રહ્યા, કરવું છે મહા યુદ્ધ. સાસુ૦
લાવ સારથિ રથ મારો, કહેતાંમાંહે લાવ્યોજી;
ધૃષ્ટદ્યુમ્ન સેના સર્વશું, શીઘ્ર થઈને આવ્યો. સાસુ૦
રાય યુધિષ્ઠિર રણે ચડયા, જ્ઞાન વાત વિચારોજી;
વહુ ન આવી ને વાટ જુએ, મારો વંશ વધારો. સાસુ૦
નિર્દોષ નિશાન ગડગડે, ધજા ફરફર થાયજી;
શરણાઈ નફેરી નવનવાં, નોબત ઝણઝણાય. સાસુ૦
ફૂંકો ઘોસ મુખ ગાજતા, હુંકારા રણતૂરજી;
લોહમય બખતર પહેર્યાં, સોંપ્યા છે રણશૂર. સાસુ૦

પાળા ને અસવાર સર્વે, સેના તે પંથે પળીરે;
દિવસ ઘટિકા ચાર ચડતે, માર્ગમાં ઉત્તરા સામી મળીરે.



: ૬ :

## ઉત્તરા–અભિમન્યુનો મેળાપ

મળી મહિલા મારગમાંહે, વાહન વિના પાળી;
સકળ સેનાને જોવા લાગી, જેમ જુવે મૃગલી બાળી.

હણહણ કરતી હય હસ્તીની, હીંડતી દીઠી હાર;
તેના અસવાર અચરજ પામ્યા, નયણે નીરખી નાર.
જોધ માત્ર જોતામાં મોહ્યા, થયો પ્રદીપન કામ;
ચળ્યાં ચિત્ત ને ચાબુક પડયા, વછૂટી ગઈ લગામ.
વ્યાકુળ વીર થયા વ્રેહપ્રહારે, પ્રાક્રમ પામ્યાં નાશ;
મોહ્યા સારથિ શીતળ થયા ને, પડયાં પરોણા ને રાશ.
સાત ક્ષોહિણી સૈન્ય મોહ્યું, દેખી ઉત્તરાનું અંગ;
વાહન છૂટયાં કરે કિકિયારી, પડયો સેના માંહે ભંગ.
જોધ ઉપર જોધ થઈ જાય, અશ્વ હીંડે ત્યાં તાણી;
અવળા સવળું સૈન્ય મંડાયું, વાત કોઇએ નવ જાણી.
રાય યુધિષ્ઠિર થયા ઝાંખા, જાણ્યું આવ્યા પિત્રાઈ;
ભીમ સાત્યકી સેનાપતિ, બેઉ સામા આવ્યા ધાઈ.
શરમાયા સુભટ સજજ થઈ ચાલ્યા, કહ્યું જે વાહન વછ્યાં;
એવે અભિમન્યુ ને ઉત્તરા નારી, જાતાં દૃષ્ટે પડયાં.
અન્યોન્ય દૃષ્ટ મળી પણ, ઓળખે નહીં કો કોને;
અભિમન્યુએ ઉત્તરાને નીરખી, ઉત્તરાએ નીરખ્યો અભિમન્યુ.
નરનારી બેઉ રૂપ વખાણે, બ્રહ્મા છે તુંને ધન્ય;
જોતાં જોતાં તૃપ્ત ન પામે, ચંદ્રકલા તે બંન્ય.
ઉત્તરાએ અભિમન્યુને નીરખી, નયણે ભર્યાં આંસુ;
આવા નાથનો હાથ નવ ઝાલ્યે, અવતાર લીધો ફાંસુ.
હરિહર હિરણ્યગર્ભ મળીને, એ પુરુષને ઘડિયો;
ચંપકવર્ણું શરીર વિરાજે, જાણે કનકની ખોળે મઢિયો.

ધન્ય કુખ જનેતા કેરી, ધન્ય કુટુંબ પરિવાર;
ધન્ય નારી વ્રતની કરનારી, જેને આવો હશે ભરથાર.
મેં પાપણીએ કંઈ પુણ્ય નવ કીધું, તો ક્યાંથી આવો સ્વામી;
એમ ઉત્તરા ત્યાં દુઃખને ધરતી, સામો મોહ્યો છે સ્વામી.
અભિમન્યુ મનમાં વિમાસે, કોણ હશે એ નારી;
એના રૂપ આગળ ઈંદ્રાણી, કમલા, રતિ જાય હારી.
મહા મોટા જોગેશ્વર સરખા, એ આગળ થાય આધીન;
મૃગનયની ચપળ આંખ અંજન, અથવા જાણે મીન. ૨૦૦
કેશ વેશ વામાનો વર્ણું વિષધર જોતાં થાકે;
સમાચાર કેમ એને પૂછું હું, ચોદિશ વીંટ્યો કાકે.

[વલણ]

વીંટ્યો કાકે ચારે પાસે, કેમ બોલાવું એ નારી રે;
પછી યુધિષ્ઠિરને પૂછ્યો સમાચાર, લજ્જા મૂકી વિસારી રે.

• • •

અભિમન્યુ વળતી ઓચરે, ધર્મરાયશું વિનય કરે;
કોણ પ્રભવે શોભતી પ્રેમદા રે.
કાકા કપટ ભાવે મુજને નથી, અબળા આવી ક્યાં થકી;
જેથી સર્વથા રે મન પામ્યું મુદા રે.

[ ઢાળ ]

મુદા પામ્યા મનવિષે, તે તો દેખી રામાનું રૂપ;
અભિમન્યુનાં વચન સુણીને, બોલ્યા યુધિષ્ઠિર ભૂપ.
ભૂપતિ કહે છે ભત્રીજા એ, ભામિની છે તારી;
ઉત્તરા એવું નામ છે એનું, વૈરાટરાજકુમારી.

એ પણ તુજને નથી ઓળખતી, રહી છે મીટ માંડી;
રાત રાતમાં તેડાવી, મેં મોકલીને સાંઢી.
સેના સર્વે ચાલતી કીધી, રણવાસ રચ્યો ધૃષ્ટદ્યુમ્ન.
યુધિષ્ઠિરે એક માર્ગ વચ્ચે, તણાવ્યું શિબિર ભવન.
ઉત્તરા આવ્યાં અંતઃપુરમાં, દીઠો સુંદર સ્વામી;
મેં કોણ પુણ્ય પૂર્વે કીધાં જે, ભરથાર આવો પામી.
હર્ષે આંસુ હવાં બેઉને, મળવા હૈડું ફાટે;
અરે દૈવ તેં આ શું કીધું, વિયોગ રહ્યો શા માટે.
જુગ્મઘટિકા ત્યાં રહ્યાં બંને કરી સ્નાન સજ્યા આયુદ્ધ;
કાં અબળા છે તારી આજ્ઞા, હું જાઉં કરવાને જુદ્ધ.
વિધાત્રાએ જે લખ્યું તે, આગળ આગળથી થાય;
આજ મેળાપ હતો આપણો, ને કરતાં કલ્લોલ ના જાય.
હું તમને જાણું આવી તો, કાં રહે વિયોગ;
સુખ પ્રાપ્તી હવડાં હતી, જ્યારે ટળ્યા કર્મના ભોગ.

[ વલણ ]

ટળ્યા કર્મના ભોગરે, મહિલા એવું કહીને ચાલિયોરે;
ઉત્તરાએ ધસીને ત્યાં પછી અભિમન્યુનો છેડો ઝાલિયોરે.

• • •

[ આ કડવામાં ઉત્તરાનો વિલાપ વર્ણવ્યો છે. ઉત્તરાની કાંતિથી આકર્ષાઈને અભિમન્યુએ થોડી ક્ષણ તેની સાથે સહવાસ કર્યો; એ બેઉને એકબીજા સારુ સદ્‌ભાવ ઊપજ્યો; છતાં, વચનથી બંધાયલા અભિમન્યુએ યુદ્ધમાં જવાની રજા માગી. આ વેળા ઉત્તરાના કાનમાં અનિષ્ટ ભાવિના ભણકારા

વાગવા માંડયા, ને તે વિલાપ કરવા લાગી. પોતાના પક્ષના મહારથીઓની ગેરહાજરીમાં કૌરવ પક્ષના ભડવીર યોદ્ધાઓ સાથે નાદાન અભિમન્યુ કેમ ટક્કર ઝીલશે એ વિશે તેના મનમાં શંકા ઉદ્ભવી. આ વર્ણનમાંય કવિ કરુણ રસની સારી ઝમાવટ કરી શક્યા છે. પોતાના કંથના ભાવિ વિશેની તન્મયતા વર્ણવતાં ઉત્તરા પાસે કવિ કહેવડાવે છે:

સંધ્યાકાળ હું કેવો દેખીશ, ઘડી જુગ સરખી થાશે રે;
નિમિષ નહીં મળે આંખડીએ, હું જોઈ રહીશ એણી દિશે રે.

સંધ્યાકાળે સ્વામી રણક્ષેત્રમાંથી વિજય મેળવી પાછો ન ફરે ત્યાં સુધી પળેપળ એનો જ વિચાર અને અનિમિષ નયનો પણ એ જ દિશામાં—એ કેટલી ગાઢ પતિભક્તિ, એના શ્રેય માટે કેટલી આતુરતા સૂચવે છે! છતાં આખરે એક ક્ષત્રિયાણીને છાજે તેમ તેણે અભિમન્યુને વિદાય આપી:

મારા કંથજી કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો. ]

પિયુ શું થાશે રે, મારા પિયુજી શું થાશે રે;
આજની રજનિ કેઈ પેરે જાશેરે, મારા પિયુજી શું થાશે રે. ટેક.
કોણ સારુ વઢવાને વકરો, ચક્રાવો ગઢ જીતવો કપરો;
તે મોટા ને તમો બાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
વ્યૂહને મોઢે ઊભા છે દ્રોણ, તમને જીતવાનું કીધું પોણ;
પ્રતિજ્ઞા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
શકુનિ કૌરવ પાપી કર્ણ, જેને દેખતાં પામીએ મર્ણ;
મારા સ્વામી છો સુકોમળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦

જયદ્રથ સરખા જોદ્ધા છે નવ, મહા ભયંકર ભૂરિશ્રવ;
કૃતવર્મા કૃતાંત કાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
કૌરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુઃશાસન;
વરુ વા મોટા જેવા વ્યાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
અશ્વત્થામા જોદ્ધો મહાબળ, સિંહ સરખો સામો શલ્ય;
નાખશે તમ પર શરની જાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
બાણુંકેરો વરસશે વરસાદ, અંત્રીક્ષ અંધારું ને ઉલ્કાપાત;
અગ્નિ અસ્ત્રની ઊડશે જવાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
આયુધધારા રહેશે વરસી, ભોગળ ગદા ને ભાલા ફરસી;
તે વેળા શી કરશો ચાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦
કાકાકેરી અલ્પ સગાઈ, અર્જુન હોય તો આવે ધાઈ;
નથી મામો શ્રીગોપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦૨૫૦
આંખડી મારી જમણી હાલે, દુઃખ હૃદેમાં ઊંડું સાલે;
કેવો દેખીશ સંધ્યાકાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ૦

[ વલણ ]

સંધ્યાકાળ હું કેવો દેખીશ, ઘડી જુગ સરખી થાશે રે;
નિમિષ નહીં મળે આંખડીએ, હું જોઈ રહીશ એણી દિશે રે. ॥

• • •

ઉત્તરાનાં વાયક સાંભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી;
કાં પ્રિયા આંખલડી રાતી કરો, મારા સમ જો આંસુડાં ભરો.
તમો ચતુરા છો ક્ષત્રાણી, પ્રેમદા ચઢાવો મુને પાણી;
રણથકીરે જે ઓસરવું, તે જીવ્યાપેં ભલું હોય મરવું.

તમે આજ્ઞા કરો એવું જાણી, ત્યારે બોલ્યા ઉત્તરારાણી;
મન છે તો પધારો કંથજી, સામા શત્રુને બળ કરી મારો.
માતાજીને રે ભાગ્યે ફરજો, સામા શત્રુ હોય તે રે મરજો;
તમે જુદ્ધ કરવાને જાજો, જેવા અહીં છો તેવા ત્યાં થાજો.
મારા કંથજી કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો;
એવું કહીને પાયે લાગી, પિયુ ચાલ્યો તે આજ્ઞા માગી.

પતિવ્રતા પૂંઠળ જોતી, ખરે આંસુડાં જાણે મોતી;
વહાલાજીનો વૃાંસો ન ખમાય, ફરી જુવે તો વારુ રે થાય.
એમ ટળવળ ટળવળ કરતી, પાછી શિબિર ભણી તે ફરતી;
નેત્ર નીર મૂકયું છે રે રેડી, પછી સુભદ્રાએ લીધી તેડી.
ભેટયાં સુભદ્રા ને પાંચાળી, વહુજી નમ્યાં છે કેડને વાળી;
હવે અભિમન્યુ રણે ચાલ્યો, રથ પ્રહારે મહીધર હાલ્યો.
ત્યાર પહેલી સેના આથડે, સામસામાં કટક બે લડે.
દુદુંભિશબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડો ધડધડે.

[ વલણ ]

ધડધડે સૈન્ય મેઘની પેરે, રેણુ જઈ પહોંચી ગગન રે;
એવે કૌરવને કંપાવતો, આવતો દીઠો અભિમન્યુ રે.



: ૭ :

## અભિમન્યુ રણે ચડયો

[ ચક્રવ્યૂહના છએ કોઠાઓ જીતવામાં અભિમન્યુએ બતાવેલું અતુલ પરાક્રમ ને યુદ્ધનૈપુણ્ય કવિ પ્રેમાનંદે

વિસ્તારપૂર્વક અને પ્રેરક શૈલીમાં વર્ણવ્યું છે. એ આખું વર્ણન અહીં ઉતારવા માટે જગા નહીં હોવાથી અત્રે માત્ર થોડાક પ્રસંગો આપ્યા છે. એના અભ્યાસથીય તમે અભિમન્યુના ચારિત્ર્ય વિશે સારો ખ્યાલ મેળવી શકશો. આફતને સમયે દુશ્મનને નમતું આપીને, તેની મહેરબાની ઉપર જીવવા કરતાં, સ્વપરાક્રમથી પોતાના શત્રુઓને બને એટલી હાનિ પહોંચાડી મરણની સામે થવું એ અભિમન્યુનો મુદ્રાલેખ હતો. યુક્તિપ્રયુક્તિ કરતાં તે સ્વબળનો ઉપયોગ કરી પોતાનો ધર્મ બજાવવાને વધારે તત્પર રહેતો. એથી જ બેઉ પક્ષના બીજા ભડવીરોની સરખામણીમાં અભિમન્યુનું ચારિત્ર્ય આપણને નિષ્કલંક અને માનની લાગણી ઉપજાવે એવું લાગે છે. ]

[ સાખી ]

દ્રોણ કહે મા દોડ રે, બોલ માન તું મારા;
જોઈને આવજે બાલકા, છે કાળ કૈરવ તારા.
કુલણ મૂકો મહામુનિ, અભિમન્યુને શી શીખ;
બ્રાહ્મણને યુદ્ધ ઘટે નહીં, ઘરઘર માગો રે ભીખ.
(અલ્યા)ભીખ માગે ભૂંડું નથી,બ્રાહ્મણનો એ અભ્યાસ;
ભીખ મગાવું તારા તાતને, તુને મોકલું જમવાસ.
અભિમાન મૂકો મહામુનિ, અશુદ્ધ ભાખો છો શુંય;
પહેલા તમને આગળ કરી, ને પછી જઈશ તે હુંય.
એવું કહીને ઉતપત્યો ધનુષ કરી ટંકાર;
ત્રાસે દળ કૌરવતણું, કરે નાહાનો વિચાર.

ધસ્યો દ્રોણ ઉપર અભિમન્યુ, મુખે કરી શંખનાદ;
સેનાપતિ સૌભદ્રેનો, પ્રથમે હતો સંવાદ.
ભાગ્યું દળ કૌરવતણું, ગટોરગચ્છને માર;
તેમાં કોઈ રહેવા ન શક્યું, કર્ણે તે ખાધી હાર.
દ્રોણ કહે તમે સુભટ સર્વે, થઈ રહો બળવંત;
એક કપિધ્વજના કુંવર આગળ, કાં થયા તૃણવંત.
એવું કહીને હાંકિયો, અભિમન્યુને ઋષિરાય;
અલ્યા ઈંદ્રે અહીંઆં અવાય નહીં, ત્યાં તેં કેમ પેસાય ?
એ ચક્રાવાના ચક્ર આગળ, વિષ્ણુએ તે નવ ઓઝાય;
એવું જાણી તું વળજે પાછો, જીવતાં નહીં જવાય.
ધનુર્વિદ્યાના મંત્ર આગળ, એવો છે રે ધાટો;
લેવો કપરો જાણીને, તારો અર્જુન પિતા નાઠો.
કુંવર કહે રે ગુરુજી, તમે તે ભણાવ્યો;
વિદ્યારહિત ગુરુનો શીખવ્યો, તે માટે અહીં નવ આવ્યો.
હું ભણાવ્યો છું ભૂધરે, બીજા તે ગર્ગાચાર્ય;
તે માટે તૃણવંત ગુરુજી, તમો જીત્યાનું કાર્ય.
એવું કહીને ઊછળ્યો, પહેલાં બાણ મૂક્યાં ત્રણ;
એકે ભેદ્યું હૃદે ઋષિ ને, જુગ્મ પડિયાં ચર્ણે.
તે પૂંઠેથી તેર મૂક્યાં, મુનિ કીધો વિરથ;
કર્ણને પંચવીશ માર્યાં, કોપ્યો પુત્ર પારથ.
દશે દુ:શાસનને ભેદ્યો, સત્તરે દુર્યોધન;
અગિયારે અશ્વત્થામા અકળાવ્યો, સત્તાવીશમે શકુન.
મૂર્ચ્છા પમાડયો શલ્યને, વળી ભાગ્યો ભૂરિશ્રવા;
જોદ્ધ ઊભા નવ હવા, અભિમન્યુ આગળ જુદ્ધ કરવા.

ભીમે દળ પાડયું ઘણું, સાત્યકીએ વાળ્યો સંહાર;
દ્વિજરાજ ઊઠયા સજ્જ થઇને, નવ સહેવાયો માર.
દ્વિજરાજ ઊભો ધનુષ લઇને, સજ્જ થયો જેમનો તેમ;
સૌભદ્રે લીધો લટપટી, સોમને રાહુ એમ.
વ્યાકુળ કીધો જોતાં માંહે, ઢાંકયો શરજાળ;
ભીડ પડી ભત્રીજાને, ત્યારે ધાયા ધર્મભૂપાળ.
મહીપતિ કહે હો મુનિ, સ્વામી રાખો સોમ દૃષ્ટ;
પ્રભુ આંખ બન્યો પોતાતણી, તો એમ ન દીજે કષ્ટ.
અભિમન્યુ બાળકની સામા, તમે ક્રોધ કરીને થોભ્યા;
સવ્યસાચીસુત સામા, વઢતાં વધે નવ શોભા.
ત્યારે કુંવર કહે રે કાલાવાલા, કાં કરો છો કાકા;
બીક બહુ ધરતા દીસો છો, એમ થોડામાં શું થાકયા.
જુઓ તમાસો તાતજી મારા, સમજો થાઓ મતિયા;
એ દ્રોણ કર્ણ ને અશ્વત્થામા, તે શું વઢે કણસિયા.
અર્જુન લાજે ઓસરે, હું નમાવ્યો નહીં નમું;
એવું કહીને દ્રોણના બાણનું કાપ્યું કાગમું.
શત બાણે પૃથ્વી પાડયો, મુનિ મૂર્ચ્છાગત કીધો;
અભિમન્યુ પેઠો ચક્રાવામાં, પહેલો કોઠો લીધો.

[ વલણ ]

લીધો કોઠો ને દ્રોણ હાર્યા, પાંડવસાથ પૂંઠળ ગયો રે;
કહે પ્રેમાનંદ પછી શું થયું, બીજે ગુલ્મે રાધે રહ્યો રે.

. . .

વ્યૂહમાં પેઠો અભિમન્યુ વીરજી, ધરા ધ્રુજાવી ધાતો ધીરજી;
કૌરવે પાછાં ચલાવ્યાં ચર્ણજી, બીજે કોઠે રહ્યો છે કર્ણજી.

[ઢાળ]

કર્ણ રહ્યો છે બીજે કોડે, હઠીલો મહા શૂર;
જોઈને આવે અર્જુનીઆ, રખે ભાગતો ભૂર.
કર્ણે કાને સાંભળ્યો હશે, ને દીઠો હશે કંઈ વાર;
આ સમો છે દોહેલો, જે સહેવો શત્રુકેરો માર.
આદિત ઈંદુને અહીંથી વીંધું, તારાને વીંધું તાકી;
અલ્યા એક બાણે એકલો, પૃથ્વી ચડાવું ચાકી.

અભિમન્યુ વળતું બોલિયો, તું કાં કરે અભિમાન;
શું ભાર મસ્તક લીયે તાણી, જેમ શકટ હેઠળ શ્વાન.
વચન સુણી વીરનાં, કર્ણને તે ચડિયો કાળ;
પછી ક્રોધ કરીને મોકલ્યો, વૃક્ષસેન નામે બાળ.
પિતા કહે રે પુત્ર પરાક્રમી, સોંડીયે બળવંત;
મુને મારવો ઘટે નહીં, તું આણ એનો અંત.

કર્ણકુંવર કેસરી સરખો, ધસ્યો મૂકી દોટ;
પછી અભિમન્યુના બાણ સામી, મૂકી દોટ સાસોટ.
ગદા કાપી કરી કડકા, ગાજ્યો ઉત્તરાનાથ;
પછી ખભા માંહેથી છેદ્યા, વૃક્ષસેનકેરા હાથ.
કર વિના બિરાજતો, પણ શોભતો કાળ ભાથી;
તે ઝૂમતો સેનાવિષે, જેમ દંત વિનાનો હાથી.
એક પૈડું પડયું રથનું તે, પગ સાંહે ભરાવી,
અભિમન્યુ ઉપર ઉછાળ્યું તે, હ્રદેમાં વાગ્યું આવી. ૩૫
કિરીટીકુંવરે બાણ મૂકયાં, રીસ અંતર વ્યાપી;
કુંડળ મુકુટ સહિત વૃક્ષસેનનું મસ્તક નાખ્યું કાપી.

[ વલણ ]

કાપ્યું મસ્તક કુંવરનું ને, ધડ તે ધરણી ઢળ્યું રે;
શિર પડયું રાધેને ખોળે, દેખી કર્ણને મૂર્છા વળી રે.

• • •

કર્ણ તે પડયો મૂર્છા ખાઈજી, કૌરવ પાસે આવ્યા ધાઈજી;
આંસુડાં લોહી શોક સમાવ્યોજી, એવે અભિમન્યુ ઉપર આવ્યોજી.

[ ઢાળ ]

આવ્યો અભિમન્યુ ઉપર, બોલતો મુખવાણ;
ઊભો રહે રાધેપુત્ર સાથે કરાવું તારી કાણ.
ત્યારે કર્ણ ધસ્યો ક્રોધ કરીને, આણી પુત્રની દાઝે;
પાંડવસેનાને ભરડતો, જેમ કુંજર કમળને ભાંજે.
ભીમ ધર્મ ને નકુળ સહદેવ, આવતા કીધા વિરથ;
ગ્લાનિ પામ્યા કાકા દેખીને, કોપ્યો પુત્ર પારથ.
શું છેડે છે સૈન્યને તું, રથ આરો ખેડ;
પછી સામસામા આથડયા, કરે બાણ રેડારેડ.
એવું કહીને દશ બાણ મૂક્યાં, રીસ અંતર વ્યાપી;
પછી પલક માંહે તે આવતાં, અભિમન્યુએ નાખ્યાં કાપી.
વેર વાળવા પુત્રનું, કર્ણે મૂકયું અગ્ન્યસ્ત્ર;
પાંડવસેનાને પાવક બાળે, વળી વાહન વસ્ત્ર.
જ્વાળ ધૂમ્ર ધૂમે ઘણું, ને થાય ઉલ્કાપાત;
ત્યારે મેઘાસ્ત્ર મૂકયું, અભિમન્યુએ આણીઓ વરસાદ.
પર્જન્યે કૌરવ તણાયા, કર્ણે પ્રગટાવ્યો વાયુ;
મેઘ તે મિથ્યા કર્યો, પાંડવસૈન્ય ઊડી જાય.

ત્યારે અભિમન્યુએ સર્પ કીધા, ઊડે લક્ષોલક્ષ;
વાહન વીરને વ્યાલ વળગ્યા, વાયુનો કીધો ભક્ષ.
સર્પ સર્વે સમાવ્યા પછી, કર્ણે પ્રગટયા ગરુડ;
પછી અભિમન્યુએ ગરુડ માર્યા, પાહાણ પ્રગટયા પ્રૌઢ.
કાલચંદ્ર બાણ કાઢી, અંતર આણી રીસ;
સૌભદ્રેના સારથિનું કર્ણે તે છેદ્યું શીશ.
ધજા કાપી ધનુષ છેદ્યું, અશ્વ માર્યા ઠાર;
કર્ણ લાગ્યો ગાજવા, અભિમન્યુએ ખાધી હાર.
ભાગ્યો તે જાણી ભત્રીજો, ને ભીમસેને મૂકી દોટ;
ત્યારે કર્ણ નાઠો રથ મૂકીને, ન સહેવાઈ ચોટ.
નાસે દુર્યોધન ભાઈ સાથે, આગળ અશ્વત્થામા;
ત્યારે ચૌદ સહસ્ર અભિમન્યે માર્યા,કોઈ નાસતા કો સામા.

• • •

નાઠા કૌરવ ચોદિશાએ, દુર્યોધન અતિ ખીજે;
કાકા સાથે કિરીટકુંવર, આવ્યો ક્રોધે ત્રીજે.
છે કો હાથી આ સમે, શત્રુને આવતો હાંકે;
એ ઘડી ખોટી કરે, કો જઈને એને રાખે.
ત્યારે અયોધ્યાનો મહારાજા, ઈંદ્રાક્ષ એવું નામ;
દશ સહસ્ર સુભટ સાથે ચાલ્યો, રાયને કરી પ્રણામ.
દશ સહસ્ર બાણ મૂકયાં અભિમન્યે, અંતર આણી રીસ;
અયુત યોદ્ધા અભેદ્યાનાં, તે સર્વનાં છેદ્યાં શીશ.
ક્ષિતિ ઉપર ઈન્દ્રાક્ષ પડયો, ચોટલો ઝાલ્યો સુભટ;
ખડ્ગઘાયે મસ્તક છેદ્યું, કૌરવનાં હૃદય ગયાં ફટ;
ભાગ્યું દળ અભિમન્યુપ્રહારે, કૌરવ નવ સહેવાય;
ત્રાહે ત્રાહે ભાઈઓ નાસતાં, એ માર નવ સહેવાય.

[ વલણ ]

કહે ત્રાહેત્રાહે મુખે, પાંડવ કરે કલ્લોલ રે;
અભિમન્યુ આવ્યો ચોથે કોઠે, રીસે રાતોચોળ રે.

. . .

[ પોતાનું રાજ્ય ગયું જાણી દુર્યોધન વિલાપ કરતો હતો, અને તે પાછું મેળવવા કોઈને બહાર પડવા વિનતિ કરતો હતો. એના પુત્ર લક્ષ્મણે બીડું ઝડપ્યું, ને પિતાને ખૂશ કર્યો. અભિમન્યુની સરખામણીમાં તેનું પરાક્રમ મોળું પડ્યું ને આખરે તે હણાયો. ]

ત્રણ બાણે પાડ્યો કર્ણ, થયો અચેતન જાણે મર્ણ;
નાઠી કૌરવસેના જાય, વાઘ ભયથી નાસે જેમ ગાય.
દુઃશાસન લીધો શર એણી, નાસે પડે ને વેવલાં વીણી;
ધ્વજા છત્ર કાપ્યાં વેગે કરી, નાઠો દુર્યોધન રથથી ઊતરી.
એમ સૈન્ય ભાગ્યું સર્વ કોય, આપરૂપ જ્વલ અભિમન્યુ હોય;
દેખી લક્ષ્મણને રીસ ચડી, અભિમન્યુ ઉપર દીધી હડી.
સુભદ્રે કીધો પાળો પાય, બીજો રથ મોકલ્યો ધર્મરાય;
તે ઉપર થયો આરૂઢ, પછી પ્રાક્રમ કીધું પ્રૌઢ.
એક વારે સોળહજાર, બાણ મૂક્યા કિરીટીકુમાર;
લક્ષ્મણના સંગી જે ધીશ, સોળ સહસ્રનાં છેદ્યાં શીશ.
વિરથ કીધો લક્ષ્મણ વીર, તેનું બાણે પરોવ્યું શિર;
ચાલ્યો શોણિતકેરો પ્રવાહ, દેખી દુર્યોધન કહે ત્રાહત્રાહ.
લક્ષ્મણ પડવાને લથડ્યો, ત્યારે અભિમન્યુ ઉપર દબડ્યો;
જોતાં ક્ષત્રી સર્વ નરેશ, પાડી મુગટ ને ઝાલ્યા કેશ.

વિજળી સરખો ખડ્ગ કાઢિયો, ઊંચે હાથે અભિમન્યુ ત્રાડિયો;
જેને જોબનનો ઉન્માદ, દુર્યોધનને દીધો સાદ.
અરે અહંકારી ઓરો આવ, તારા કુંવરને તું રે મુકાવ;
લક્ષ્મણ બોલ્યો ટળવળી, મુખમાં ઘાલી દશ આંગળી:
ચતુર થઈ ભાઈ તું મા ચૂક, વડ પિતરાઈ તું મુજને મૂક;
એમ કુંવર અતિશે રુવે, ન ચાલે કૈરવ સામું જુવે.
વદન કળા રહી છે હસી, મુખ જાણે પૂનેમનો શશી;
અદ્‌ભુત શોભા મુખ પર વસી, એનું મસ્તક છેદ્યું ધસી.
જ્યાં ઊભો દુર્યોધન રાય, નાખ્યું મસ્તક હૃદયામાંય;
કૈરવનાં ભાગ્યાં ઓસાણ, પાંડવનાં વાગ્યાં નિશાન.
કૈરવપતિ કરે રે વિલાપ, કોણ પ્રગટ્યાં પૂર્વનાં પાપ;
લક્ષણવંતા હો લક્ષ્મણ, કાં ઉતારી ગયો સગપણ.
દીકરા ન દીજે દુઃખડાં, હું કોનાં જોઉં મુખડાં;
ચડતે જોબન થયા હટપટા, પુત્ર પધારો ઘેર લટકતા.
એમ આંખે આંસુડાં ભરે, દ્રોણાદિક આસનાવાસના કરે;
રોયે સુખ ન આવે રજ, તો શોક મૂકી થાઓ સજ.
દુર્યોધન કહે હું નથી રે મરતો, હું જીવ્યામાં નથી જીવતો;
પુત્ર વિના શું ભોગવું ભોગ, હવે ઘટે છે લેવો જોગ.
અભિમન્યુએ વાળી છે નીક, એ રાજને માથે છે ધિક્ક;
પછી કરણશકુનિએ દીધો પ્રતિબોધ, રથ ઉપર બેસાડો જોદ્ધ.

[વલણ]

જોદ્ધ ચડ્યો રણવિષે, સુણ ધૃતરાષ્ટ્ર રાય રે;
લક્ષ્મણનો વધ સાંભળી, પછી ભૂપને મૂર્છા થાય રે.



: ૮ :

# અભિમન્યુ પડયો

[ કૌરવસેનામાંથી જ્યારે સૌએ અભિમન્યુને જીતવાની આશા મૂકી ત્યારે જયદ્રથે પ્રપંચ કરવાની સલાહ આપી. સાતમા કોઠામાં પ્રવેશ કરવા ધસતા અભિમન્યુને પાંડવસેનાથી વિખૂટો પાડી દેવાની, ને પછી છ મહારથીઓ તેમજ આખા કૌરવસૈન્યથી ઘેરી લઈ તેને હણવાની જયદ્રથની યુક્તિ સૌને ગમી. શ્રીકૃષ્ણ અને કૌરવોના પ્રપંચ વિના અભિમન્યુ જીતી ન શકાયો એ જ એના અદ્ભુત યુદ્ધનૈપુણ્ય, અખૂટ ધૈર્ય અને અતિ અસામાન્ય પરાક્રમ વિશે મોટામાં મોટું પ્રમાણપત્ર છે. એના જેવું વીર મૃત્યુ માનવીઓને દુર્લભ હોય છે. સત્તરઅઢાર વર્ષનો સામાન્ય રીતે બાળકમાં ખપતો આ વીર યોદ્ધો ઈર્ષા ઉપજાવે એવી કીર્તિ મેળવી અમરલોકમાં જઈને વસે છે. ]

દુર્યોધન તે કકળતો, અભિમન્યુને દેખીને બળતો;
સુભટ પ્રત્યે એમ ઓચરતો, ભાઇઓ ભત્રીજો નથી મરતો.
વળતો વાણી વદતો એવી, જયદ્રથ જે કૌરવનો બનેવી;
મારું વચન સાંભળો નિત્ય, એમ આપણી થાયે જીત્ય.
આપણ કપટ કંઇએક કીજે, જો પાપથકી બીહીજે;
પાછી સેના સૌએ વાળો, પાંડવસૈન્યને આવતું ખાળો.
ભીમસેનને ન આવવા દઉં, સાતમે કોઠે તાણી લઉં;
વીંટી વળજો ખટ મહારથી, એને રાખનારો કો નથી.

સેના મુજને સોંપો સઘળી, પાંડવ નહીં શકે એને મળી;
સુણી કૌરવનાં હરખ્યાં મન, કહેતાં જયદ્રથને ધન્યધન્ય.
હવે ખટરથી તે કોણ કોણ, શલ્ય, કર્ણ, અશ્વત્થામા, દ્રોણ;
દુર્યોધન ને ભુરિશ્રવા, ખટરથી એટલા રહ્યા.

[ વલણ ]

વૈશંપાયન વદે વળતું; સુણ જન્મેજય ભૂપાળ રે;
કેમ ખટરથીએ કપટ કરીને, માર્યો અર્જુનકેરો બાલ રે.

• • •

[ઢાળ]

બાળક જે સવ્યસાચીતણો, સુભદ્રાનો જાયો;
ખટમે કોઠે થાપ કરીને, કૌરવ ઉપર ધાયો.
ત્રિત્ય પ્રહરને સમે પાંડવે, જુદ્ધ માંડયું પુનરપે;
અભિમન્યુ શોભવા લાગ્યો, ચોદિશાએ વીંટયો નૃપે. ૪૫૦
પાંડવ પાંચાળ ને સાત્યકી, વૈરાટ ને દ્રુપદ;
ગડગડી પેઠા છટ્ઠે કોઠે, જેને બળનો મદ.
ત્રાહે ત્રાહે કહી દુર્યોધન બોલ્યો, હાથ બેઉએ ઘસીયા;
પાંડવ ધાયા કૌરવ ઉપર, કહેતાં માંહે ધસીયા.
કુરુક્ષેત્ર દીસે લોહિયાળું, જાણે ફાલ્ગુન ફૂલ્યો પલાસ;
સૌભદ્રના યુદ્ધ આગળ, કરે કૌરવ નાસાનાસ.
અમર નર અંત્રીક્ષ રહ્યા, કરે પુષ્પકેરી ધાર;
પેઠો અભિમન્યુ વ્યૂહવિષે, કર્યું સૈન્ય તારેતાર.
નાઠા કૌરવો કોઠો મૂકી, તે ગયા સાતમે વંક;
ચાર પાંડવ તે જયદ્રથને દેખી, રહ્યા રણઓશંક.

સદાશિવની વાણી સફળ જયદ્રથને થઈ;
પછી અભિમન્યુની પૂંઠે તે, કોઇ કાકો ન શકયો જઈ.
સરિતાની પેઠે ધાયો સૌભદ્રે, બાણ મૂકી એકે મૂઠ;
મનમાં એવો વિચાર છે જે, સર્વ આવે છે મારી પૂંઠે.
અભિમન્યુએ પૂંઠે ફરીને જોયું તો, ન દીઠો કાકાનો જોડો;
અરે કૌરવે કપટ કીધું છે, આગળ બાંધ્યો છે ઓડો.
દ્રોણ ને ભૂરિશ્રવા, શલ્ય કર્ણ વળીઆ વીંટી;
અંતરમાંહે અભિમન્યે વિચાર્યું, જીવવાની આશા ખોટી.
એવે પૂંઠેથી બહુ સૈન્ય લઈ ને, આવ્યો દુર્યોધન;
શત્રુસાગર માંહે બૂડયો રે, સવ્યસાચીનો તન.
કહે દુર્યોધન ખટરથીને, ભાઈઓ શું વિચારો;
આવો પાછો નહીં મળે એ, સર્વે મળીને મારો.
દુષ્ટ કર્મ દ્રોણે કીધું, છેદી ધનુષની પ્રતિંચાય;
ભૂરિશ્રવાએ ઘોડા માર્યા, શલ્યે ભેદી કાય.
કૃતવર્માએ કવચ કાપ્યું, અશ્વત્થામાએ મુગટ;
એમ વિરથ કીધો સર્વે મળીને, સુભટે સુભટ.
સો સો બાણ ખટરથીએ માર્યાં, શરીર કીધું ચારણી;
કરમાં ગદા ને ધાય શૂરો, કૌરવ ઉપર કીધી વારૂણી.
જેવો ખાખર ફૂલ્યો, ફાગણ માસે, એવી કીધી દેહી;
નાના પ્રકારનાં બાણ વાગ્યાં, પડયાં સોંસરાં વહી.
જેમ પારધીએ પોપટ વીંધ્યો, તરફડે વનસાંય,
તેમ કુંવર ત્યાં કષ્ટ પામ્યો, ત્યાં કોણ આવે સહાય.
કૃષ્ણ અર્જુન ત્યાં સંભાર્યા ને, પિતા માતુલ કો ધાય,
એવું વિચારી હોઠ દીધી, કર્ણ ભણી કર્યું મુખ.

ગદાપ્રહારે રાધેને પાડી ને, ઝૂંટી લીધું ધનુષ;
કર્ણને ચાંપે ટંકાર કીધો, ધ્રૂજ્યા ચૌદ લોક.
દ્રોણને કર્ણ કહે ભાઈ નાસો, એને જીતવો તે ફોક;
પડયો બાણવિના મહાવીર, મુખે કીધો હુંકાર.

રખે ભાણેજ નવ મરે, કૃષ્ણે કીધો વિચાર;
કપટ કરીને કૃષ્ણ આવ્યા, રૂપ ઉંદરનું ધરી.
અભિમન્યુના ધનુષની પ્રતિંચા કટકા કરી;
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું, એમ નવ ઘટે ગોપાળ.
ભાંગ્યું ધનુષ તે કૌરવે જાણ્યું, વીંટી લીધો બાળ;
ઉપરા ઉપરી ઘા પડયા ને, છૂંદો કીધી કાય.
તેવે દિસે ગદા હાથમાં લઈને, કૌરવ ઉપર ધાય;
પડયોપૃથ્વી થયો એઠો, મુખે પાડયો સાદ:
આવો કૌરવ છે કોઈ જોદ્ધો, કરે જુદ્ધનો વાદ;
છ રથીને એકકી ગદા મારી, અભિમને મસ્તક માંય.
પાદુપ્રહારે પૃથ્વી પાડયો, માની દુર્યોધન રાય;
નાસતા પુરુષ ચરણે ઝાલી, ઝીંકયા ધરણી સાથ.
બાવીશ સહસ્ર પરાક્રમી, માર્યા અભિમન્યે હાથ;
કોથી ઢૂંકડા જવાય નહીં, સહેવાય નહીં સંગ્રામ.
દુ:શાસનનો પુત્ર ચાલ્યો, કાળકેતુ એનું નામ;
તેના હાથમાં ગદા મોટી, અભિમન્યુના ઉપર નાખી;
ત્યારે ત્યાંથી ઊડી પડીને, દેહ પોતાની રાખી.
એવે એક શલ્યરાયે, મૂકી મોટી સાંગ;
સર્પિણી સરખી આવી પેઠી, અભિમન્યુને અંગ.

ચૌદ બાણ ત્યાં કર્ણે માર્યાં ભૂરિશ્રવાએ ભોગળ;
એવે ત્રણ ગદા કાળકેતુએ મારી, જાણે કુંવરનો આવ્યો કાળ.
દ્રોણ કૃપ ને કૃતવર્માએ બાણ મૂકયાં વળી;
મહા પ્રહારથી પારથપુત્ર, પડયો ધરણે ઢળી.

રૂપવંત, ગુણવંત, કુળવંત, પાતળો કટિનો મોડ;
અકળાઈ પૃથ્વી પડયો, જાણે ભાંગ્યો ચંપાનો છોડ.
વસુધાએ અડકયો નહીં, બાણે વિંધાઈ રહ્યો અંત્રક્ષ;
શક્તિ ભાંગી શરીરની, ભાઈ જુએ ટગટગ ચક્ષ.
નિશાન વાગ્યાં કૌરવનાં, બોલ્યા દુર્યોધન ધીશ;
જા કાળકેતુ તું પૂરો કરની પડયાનું છેદની શીશ.
ત્રાહેત્રાહે દેવતાએ કીધું, દ્રોણ લાગ્યો કહેવા;
આફણીએ મરશે રાજા, તું એને દેની રહેવા.
ભૂપ કહે જો કદાપિ જીવે તો, આપણે નહીં જીવાય;
એવું કહી કાળકેતુ મોકલ્યો, ખડ્ગ ગ્રહી કરમાંય.
મસ્તક છેદવા આવતો દીઠો, આવેશી પણ પિતરાઈ;
પડયાં પડયાં ત્યાં અભિમન્યુને, ક્રોધ આવ્યો ભરાઈ.
બકતો વાણી આવતો જાણી, સુતાંસુતાં ગદા નાખી નિર્વાણ;
કાળકેતુનું મસ્તક છેદ્યું; ગયા નીસરી પ્રાણ.
અભિમન્યે મન જાણ્યું જે, પ્રાણ ગયા શત્રુતણા;
પછી સામો કૃષ્ણ સંભાર્યો, જેના ગુણ છે અતિ ઘણા.
શાતા થઈ સુતની કાયાએ, જ્યારે સમર્યા શ્રીભગવાન;
એવે સ્વર્ગથી આવી અપ્સરા, લેઇને દિવ્ય વિમાન.

પ્રાણ નીસર્યાં અભિમન્યુના દેહ તે દેવની ધરી;
વિમાને બેસી સ્વર્ગે ગયો, શ્રોતાજન બોલો શ્રીહરિ.

[ વલણ ]

શ્રીહરિ મુખ કહો રે શ્રોતા, એમ પડયો અભિમન્યુ રે;
પછી પાંડવે શું કીધું, કૃષ્ણ અર્જુન આવે ભવન રે.

• • •

[ અભિમન્યુ હણાયો તેથી પાંડવસૈન્યમાં હાહાકાર મચી રહે છે. દ્રૌપદી ને સુભદ્રા હૃદયભેદક વિલાપ કરે છે. પાંડવો દિઙ્મૂઢ થઈને શું કરવું તેની સમજ ન પડવાથી બેસી રહે છે. અર્જુનને આ વાતની જાણ થતાં, જયદ્રથને બીજે દિવસે સાયંકાળ પહેલાં મારવાની તે પ્રતિજ્ઞા લે છે. કૌરવોએ જયદ્રથને સંતાડી મૂકવાનો પ્રબંધ કર્યો. ચાર ઘટિકા દિવસ હતો ત્યારે કૃષ્ણે સૂર્ય પર પોતાના ચક્રનું આવરણ કરી સંધ્યાકાળનો દેખાવ કર્યો. અર્જુન પ્રતિજ્ઞાપાલન ન થવાથી મરવા તૈયાર થયો, એટલામાં કૌરવોએ જયદ્રથને બહાર કાઢ્યો; કૃષ્ણે ચક્ર ખસેડયું એટલે સૂર્ય પ્રકાશ્યો ને અર્જુને જયદ્રથને માર્યો. ]

—પ્રેમાનંદ



# ૪

# અંગદવિષ્ટિમાંથી

## : ૧ :

## વિષ્ટિનો દૂત

[ સીતાદેવીનું હરણ થયા પછી જટાયૂ પક્ષીએ બતાવેલે માર્ગે રામ–લક્ષ્મણ પોતાના વાનર અનુયાયીઓનાં ટોળાં સહિત લંકાપુરીના બહારના મેદાનમાં આવી પહોંચ્યા. રામનો શાંત ને સાત્વિક સ્વભાવ કોઈપણ જાતના કજિયાની વિરુદ્ધ હતો; તેઓ બિનજરૂરી હિંસા કરવા ચહાતા ન્હોતા; શોખને ખાતર લોહીની નીકો વહે એ જોવા જેવી તેમની વૃત્તિ ન્હોતી; આથી પોતાના અનુયાયીઓની અનિચ્છા છતાં તેમણે રાવણને વિષ્ટિનું કહેણ મોકલવાનું નક્કી કર્યું. વાલિસુત અંગદને તેમણે પોતાના દૂત તરીકે પસંદ કર્યો, પરંતુ એને પોતાના સ્વામીનો આ વિચાર મોળો લાગ્યો. એ રાવણને પાપી ગણતો ને તેનો વધ કરવામાં કંઈ પાપ સમજતો નહીં. આથી લંકાનો અને લંકાપતિનો નાશ કરવા માટે તે ઉત્સુક હતો. આમ કરવાની રજા આપવાને બદલે રામે તેને સમજાવવા માંડ્યો. ]

**રામ:** રામચન્દ્ર કહે સાંભળ અંગદ, રાઢ રોષ ન કરશો રીસે,
એક ચૌદ ચોકડીનું રાજ્ય પામે તું, એવું વરદાન આપ્યું'તું ઈશે;
સીતાશાપ પ્રતાપથી પંડે, દેહવટ થાશે દિન દશવીશે;
હુકમ કહે સામળનો સ્વામી, કરો કહ્યું તો મારું મન હીસે.

લંક બાળવી નવ પડે, રૈયત નવ લૂંટાય;
શત ગાયોનાં શિંગડાં તેથી ટાઢાં થાય.

**અંગદ:** અંગદ કહે આજ્ઞા દો મુજને, જોરે જુદ્ધ કરું ત્યાં ઝાઝું,
હાથી ભાથી સાથી એના, દેખી મારા દિલમાં દાઝું;
મંત્ર રામનો મુખ છે મારે, લડતાં ભૂપતથી નહીં ભાજું,
નીચ કામ કાસદનું કરવા, લંકામાં જાતાં હું લાજું.

**રામ:** કાસદ કામ એ તો નહીં, એ મોટમ પદ મેર;
લંકપતશું છત દાખવે, તે જ સવાયો શેર.

**અંગદ:** વિષ્ટિ કામ કરવું તે શાને, કરગરી બોલ શા માટે કહિયે?
નગર ઝગર કરવું નિરવંશી, શત્રુવચન શા માટે સહિયે?
સુતપરિવાર સંહારું એના, હવે રાજા બેસી કયમ રહિયે?
લક્ષવસા સીતા અહીં લાવું, જરૂરપણે અયોધ્યા જઇએ.

**રામ:** અધિકા બોલ કહો છો અંગદ, શૂરપણું જાણે છે સૃષ્ટિ,
મારું મન તેથી નવ માને રાડથકી નત્ર થઇએ ઋષ્ટિ;
શિવસેવકને માથે ઉપર નથી ચાલતી મારી દૃષ્ટિ,
મુજને સુખ ઉપજાવો અંગદ, વિવેક વાત કરો ત્યાં વિષ્ટિ.

**અંગદ:** નાથ તમારે સુખ કયમ બોલું, જાણે હુકમ થયો તે જવાયું
ગુણહીણો દેશે સુખ ગાળો, ભાંડ બોલશે એક ભવાયું;

શત્રુવચન કયમ સાંખી રહીશું ? તેહ દુઃખે મુજ તન સવાયું,
સામળસ્વામી કહો તે કહીએ; લક્ષવસા એ વચન સવાયું.

**રામ:** સામદ શૂર સાબાશ વખાણ કરું શાં વાતે ?
હેતે મૂકયો શિર હાથ રીઝથકી રઘુનાથે;
મમત ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણાં,
ગુણહીણો દે ગાળ બોલ કહેજો ત્યાં બમણાં.
વળી સામ દામ ભેદ કરી, વિષ્ટિ વધારી વાધજો;
મૂરખનું મન માને નહીં, શૂરપણું ત્યાં સાધજો.

• • •

અંગદ હરખ્યો મન, હવે મન માન્યું મારું,
ગમતી કરશું ત્યાં ગોઠ, ધીરજ મનમાં ધારું;
સવાયો દોઢો શત સહસ્ર, વાદ કરતાં વાધે,
રઢિયાળો રાવણરાય, શત્રુવટ શોભિત સાધે;
પછે પરાક્રમથી પ્રાજે કરું, અંગદે વિચાર્યું અંકમાં,
સામળ કહે સેવક રામનો, જઈ લૂટ પડાવું લંકમાં.



: ૨ :

## લંકાવર્ણન

સરોવર સમુદ્રાકાર, પંકજ સહસ્ર ખીલે,
સ્ફાટિક મણિની પાળ, ગોપ ગુણવંતા ઝીલે;
કસ્તુરી બહેક બરાસ, વેર્યાં કેસર બહુ વાટે,
હીરાજડિત ઘણી પેડ, ઘુમર ઘણી ઘાટે ઘાટે;

ઇન્દ્ર જીત્યો ઇન્દ્રજિતે, સમૃદ્ધિ લૂટી લાવ્યો ઘણી,
વૈકુંઠ વાસ્યું વસુધાપરે, એ લીલાલહેર લંકાતણી.

નક્ષત્ર સરખી નાર, ઝવેરની જ્યોતો સરખી,
ચંપકવરણાં ચીર, પદ્મિની પૂરણ પરખી;
કનક મણિમય કુંભ, પ્રેમદા પરવરી પાણી,
આભૂષણ ઉપમાય, ઇન્દ્રકેરી ઇંદ્રાણી.

એ લખ જિહ્વાએ કવિ કહે, ભાટ ભાત ન શકે ભણી,
સામળ કહે હું કેમ કહી શકું, લીલાલહર લંકાતણી.

. . .

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રીરામ,
વેગે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ.
રિદ્ધ ઉપમા રાવણતણી, કેમ કહે કવિરાજ,
મહિપત મહેલ મઘવા સમા, લંક દેશ કે લાજ,
પ્રતિહાર બેઠો પાળપર, બોલ્યો મુખથી વાણ;
ક્યાં જાય રે વાંદરા, મૂરખ મહા અજાણ.

ઓળગ કરે જ્યાં ઇન્દ્ર, ચંદ્ર જ્યાં છત્ર ધરે છે,
દિવાકર કર દીપ, વરુણ જ્યાં નીર ભરે છે;
ચાર વદનથી વેદ બ્રહ્માજી પાઠ ભણે છે,
ધલહલ તજી ધર્મરાય ગાનગુણ એહ ગણે છે;

રત્ન ખાણ રત્નાવળી, કલ્પદ્રુમ મોટાં સણી;
રિદ્ધિ ઘણી રાવણઘરે, અલખત ઇન્દ્રાસનતણી.

સાત સોનેરી કોટ, એકએકપેં અતિ ઊંચા,
પાંચસેં પાંસઠ પોળ, ઓળ ખરી જ્યાં ખૂંચા;

દરવાજા દશવીશ, બસેં બાસઠ છે બારી,
ત્યાં બેઠા બળવંત, ધીર નર ધનુષો ધારી;
વણ આજ્ઞાએ વિચરે નહીં, વાયુ સરખો પણ જિહાં,
એ અતળિબળ અંગદ અધિક, પલક એક પોંહતો તિહાં.

કરે ગાન સહસ્ર સંગીત, વિવિધપેર વાજાં વાજે,
ઘંટ ઘડિયાળાં ઘોર, ઘણાં નિશાન જ ગાજે;
નવ લખ નવે હજાર, નવીન નૃત્ય કિન્નર નાચે,
નાટકચેટક નવરંગ, રાય દેખી મન રાચે;
વળી દેવદુંદુભિ ગડગડે શોભા સુરનાયકતણી;
બાણું ક્રોડ સામદ સહિત, લાયક બેઠો લંકાધણી.

વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી,
બહો સમૃદ્ધ વિધ બારણે, લાયક બેઠો લંકાધણી.

એક છત્ર ધર રાજ, પ્રતાપ પામ્યો તે પ્રૌઢે,
દેવ દાનવ નર નાગ, કિંકરો સહુ કર જોડે;
દશ મસ્તક ભુજ વીશ, ઇશ વરદાન જે દીધું,
ચૌદ ચોકડી રાજ, કબૂલ એ કર્મે કીધું;
કોઈ થયો નથી થાશે નહીં, બળવંત રાવણ સરખો,
રામ વણ કોઈ જીતે નહીં, પંડિત રૂડે પરખ્યો.

બાણું ક્રોડ બેઠા રહે, આઠ જામ હરનિશ જિહાં,
સાંભળ કહું અંગદ બળ અધિક, પલક એકે પહોંચ્યો તિહાં.



: ૩ :

## લંકામાં ત્રાસ

હાલક હુલક ત્રાસ, પડ્યો ડોઢી ને ડેઢી;
બૂંબારવ ચોપાસ, વિકટ વાટો જ્યાં ટેઢી;
પ્રાજે કીધા પ્રતિહાર, 'દ્વાર ઉઘાડી ધાયો,
પાંત્રીશ શીશ કરમાંય, અતિ અહંકારી આયો;
તે જોદ્ધા સહુ જોઈ રહ્યા, કર ઊંચો કો નવ થયો;
સામળ કહે સેવક રામનો, તે ધાહડમલ ઘરમાં ગયો.

ધાયો અંગદ ધીર નીર ઉતાર્યાં નરનાં,
દેવટ દીધો દરબાર, વખાણુ શા કહું વાનરનાં;
પુરમાં પડ્યો પૂકાર, છે કે હિંમત છુટાણી,
વાયે ચાલી વાત, લંક બાધી લુટાણી;
ત્યાં ખલક બાધી ખળભળી, નાસવા લાગી નારીઓ;
કોઈ ઊંચી ચઢે અટારીએ, બંધ કરે કોઈ બારીઓ.

ગઢ લંકા ઘેરઘેર વાત વાયુવત્ વાધી,
ચઢ્યું રામનું સેન, લંક લૂંટાણી બાધી;
કહે માર્યો કુંભકર્ણ, કહે રાવણ રણ રોળ્યો,
કહે ઈંદ્રજિત અજીત, તે ચાંચડવત્ ચોળ્યો;
ગુલબાન ઘણું ગલીકુંચીએ, લાખ કરોડ લોકે લહ્યો;
કહે રુડ્યો રામ રાવણ પરે, ઉલ્કાપાત એવો થયો.

થયું રાવણને જાણ, દેશમાં હુંડી વાહી,
પ્રતાપવંત પ્રધાન, ચઢ્યો ચોખૂંટે ચાહી;

દીધી રૈયતને ધીર, વીર હંકાર્યાં વાટે,
જોરાળા મહાજોદ્ધ, મૂકયા બહુ ઘાટે ઘાટે;
તાપ લાગ્યો સહુ તરફડયા, ધૈર્ય કોઈનું નવ રહ્યું,
શામળ કહે સેવક રામનો અંગદ જાતાં એટલું થયું.

પાંત્રીશ હણી પ્રતિહાર, શીશ ગ્રહ્યાં છે હાથે,
જોરાળા વડ જોદ્ધ, બહુ વળગ્યા છે બાથે;
હનુમંત થકી હજારગણો જોરાવર જાતે;
આવ્યો સભામાં શૂર, ગાજે કરતો પ્રભાતે.
કલ્પાંત કોલાહલ કૂદતો, ક્રોધ એનો શું કહું કથી;
કોઈને ગણતીમાં નવ ગણે, નિમિષ માત્ર નમતો નથી.



: ૪ :

## રાવણની રાજસભામાં

લંકપતિ એક લક્ષ, બેઠા બળવંતા એ બહુને,
સિંહાસન છત્ર ને ચમર, શોભે સુખસાગર સહુને;
એક કેડે બાણું કરોડ, ધીર રણ ધનુષો ધારી,
કૃતાંત સરીખા કાળ, અતલિબળ અપરંપારી;
જઈ અંગદ તે મધ્યે અડયો, સભા દેખી દિલમાં હસ્યો,
મહિમા દેખાડું માહરો, વિચાર એવો મનમાં વસ્યો.

[ રાજ સભામાં આવીને અંગદે રામનો વિષ્ટિનો સંદેશ
રજૂ કર્યો:

રામચન્દ્રની નાર સીતા સતી ! માતા મોરી,
દૈત્ય દાનવ કો દુષ્ટ, ચંડાળ લઈ આવ્યો ચોરી;
દયાનિધિ દાતાર, ધર્મ હજુ મનમાં ધારે,
પાછી આપે જો સીત, તો એને નવ મારે;
નહીંતર દેશ દેહવટ કરે, એવી આજ્ઞા આપી મુને,
ચતુર હોય તો ચેતજે, ચેતાવવા આવ્યો તુંને.

[ શુભનિષ્ઠાથી મોકલેલા આ કહેણની મદોન્મત રાવણે તેમજ તેના ખુશામતીઆ દરબારીઓએ હાંસી કરી. આથી અંગદને પોતાનું વાણીનું સામર્થ્ય બતાવવાનો અવકાશ મળ્યો. તેણે રામ, સીતા અને લક્ષ્મણનાં ખૂબ વખાણ કર્યાં; બીજી બાજુ, રાવણ અને તેના પક્ષની પુષ્કળ હેકડી કરી; ને રાવણનો ક્રોધ ઉત્તેજિત કર્યો. ]

**રાવણ :** બોલે વધતા બોલ, તોલ ખૂવે છે તારું,
રવિ સામા નાખે રેણુ, માન ઘટે નહીં મારું;
આયુષ્ય તારું અલ્પ, એક ઘડીમાં આવ્યું,
તાતનું લેતાં વેર, ભાગ્ય ભૂંડું ભાવ્યું;
અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં,
શત્રુને જઈ શરણે રહ્યો, પાવક ઊઠ્યો તુજ પેટમાં.

**અંગદ :** અન્યાયી બોલે આળ, ગાળ ગુણહીણા દે છે,
અધર્મી અવતાર, ભાર શું માથે લે છે;
મુજને તુજ પર હેત, એહ રાખી નહીં બીજું,
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું;

જો વાલિ તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં,
તુજને રાખ્યો 'તો કાખમાં, મુજને રાખ્યો' તો કૂખમાં !

રાવણ : વાલિ સરખા ક્રોડ, ચરણ મારાં ચાંપે છે,
સુગ્રીવ સરખા લાખ કૃત્ય દેખી કાંપે છે;
ઈંદ્ર આદિ સુર સાથ, હાથ જોડે જન ઝાઝા,
નથી સાંભળ્યો કાન, રિદ્ધિપતિ રાવણ રાજા ?
ડોલાવું દશ દિગ્પાળને, સળકાવું શેષધામને,
તું અલ્પબુદ્ધિ સમજે નહીં, રહ્યો વખાણે રામને.
કીડીથી કુંજર કયમ બીશે, ડકર કરી દેખાડે ડકરી,
સ્વપ્નામાં સીતા નહીં આપું, પકર અમે પકરી તે પકરી;
જીવજાન તુજ જોખમ થાશે, મેલ જનાવર ઝાઝી જકરી,
શાર્દૂલ શેર સિંહશો રાવણ, બીજા બળવંતા તે બકરી !

[ આવી જ રીતે રાવણ-અંગદ વચ્ચેનો સંવાદ ચાલ્યો જાય છે. એક બીજાને કોઈ નમતું આપતું નથી. રાવણ અંગદની દયા ખાય છે અને પશુ જાણી નહીં મારવાનો ડોળ કરે છે. કદાચ એને અંગદને મારવામાં હીણપત લાગતું હશે; પરંતુ અંગદનાં બધાં વાકયો રાવણને ઉશ્કેરવાને જ યોજેલાં હતાં. વળી સંવાદ આગળ ધપે છે: ]

રાવણ : રામના દંતમાં દેઈ, સીતાજી હું હરી લાવ્યો,
રોતો ફરતો રાન, દશ માસે અહીં આવ્યો;
પામર કેરી પેર, ભિખારી ભાવે ભમતો,
માંકડ કુકડમાંય, રહ્યો રાજી થઈ રમતો;

મરદ મૂછાળા પાસથી, કઠણ લેવી છે કામિની;
જાઓ જાઓ મૂકું જીવતા, જરૂર આજની જામિની.

**અંગદ:** મરદ મૂછાળો હોય, તે શીદ થાય ભિખારી,
નરપતિ હોય નરેન્દ્ર, ચોરે કાં તે પરનારી;
સામદ હોયે શૂર, રિદ્ધિપતિ રાવ કે રાણા,
તે શિદ પાડે બૂમ, કામુકે કર ચંપાણા,
ઊંચા અધર્મ નવ આચરે, ભૂંડા બોલે ભાંડમાં,
તોલ ઘટે તુને મારતાં, રામને મન તું રાંડમાં.

**રાવણ:** સાત લાખ છે પુત્ર, એક મારે શું થાશે,
લાખ એંશી હજાર જામાત્ર પ્રૌઢ છે પાસે;
એક વિભીષણ ભ્રાત, ભૂર ભૂંડો થઈ ભાગ્યો,
જ્યમ ચુડેલનો પાગ, પટ આખે એક ધાગો;
લંગૂર મૂઢ લવરી કરે, મમત ન મૂકે મનમાં,
કાસદ કિંકર કયમ મારીએ; તોલ વિચારું તનમાં.

**અંગદ:** પૂર્વજન્મના પાપ થકી, સીતાના શાપ થકી,
અક્કલ ઓછી આપ થકી, સેંજ પડયો શૂળમાં;
અક્ષરના અંક થકી, વિધાતાના વંક થકી,
રંજાડયા કો રંક થકી, ધન મેળ્યું ધૂળમાં.
અહંકાર અતિ આણ્યા થકી, મમત મૂઢ માણ્યા થકી,
નિર્ગુણ નાણ્યા થકી, તણાયો તું પૂરમાં;
છેક બુદ્ધિ છોછી થકી, અક્કલ આપ ઓછી થકી,
રાવણ તેં હાથ ઘાલ્યો, ગોખરુનાં મૂળમાં.

: ૫ :

# છેલ્લી ચેતવણી

[ હવે રાવણની ધીરજ ખૂટી ને તેણે હુકમ કર્યો કે એ અભિમાની મૂરખને વિના ઢીલે મારી નાખો. આખરે એ પોતે જ અંગદ સામે મેદાને પડ્યો: ]

રૂઠ્યો રાવણરાય, ધીર (ધસમસતો) ધાયો,
મારી મૂઠ મરોડ, શૂર પૂછેથી સહાયો;
પાગરણ પરિયટ પેર, ઝાપટી ઝીંકે જ્યારે,
અંગદે સમર્યા રામ, તનથી ફૂલ્યો ત્યારે;
મસ્તક પછવાડે ફેરવ્યો, સંધારવા માંડ્યો સાથથી;
સામળ કહે સેવક રામનો હઠ કરી છૂટ્યો હાથથી.

અંગદે સમર્યા ઇષ્ટ, દાવ દોષીને દીધા,
પાંચ સહસ્ર પ્રચંડ, કિંકરો કૂટો કીધા;
પટક્યા પાપી પ્રાણ, ચંચળ કરી ચાંપ્યા ચરણે,
આજે કીધા કંઈ પૂછ, ધીર ઢોળ્યા બહુ ધરણે;
કરડ્યા વતરડ્યા કંઈ દંતથી, અધિક જનોલીધા અંકમાં,
મંડોલ થયો બહુ દેશમાં, લૂંટ પડી ગઈ લંકમાં.

નાસે નરપતિ નાર, રાય રાવણની રાણી,
માર માર સંભળાય, વિપરીત બોલાએ વાણી;
શેરીમાં રોયાં શ્વાન, કાગણ કળકળવા લાગી,
જાગ્યો ઘુવડ ગંભીર, ભયભીત થઈ રૈયત ભાગી;

[ આટલું સાંભળતાં અંગદ આકાશમાં કૂદ્યા. સીતાદેવીને મળવા તે વાડીમાં ગયો. એમની સાથે વાત કરી પાછા ફરતાં રાવણના સૈનિકોએ તેને રોકયો, એટલે તેણે પોતાનું પરાક્રમ દાખવ્યું ને સારી લંકાનગરીમાં ઉલ્કાપાત થયો. થોડા વખતમાં તે રામની પાસે હાજર થયો. ]

દંડવત્ કીધા દશવીશ, શીશ નમાવ્યું નેહે,
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશ પર મૂકયો હાથ વાતો પૂછી રઘુનાથે,
વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે,
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી,
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડકેરા ધણી.
વાલિસુત કહે વાત, એની મેં કેમ કહેવાયે,
નથી સમજ્યો નરેન્દ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ કર્યા તે જુગતે ઝાઝા,
જેમ પથ્થર પર નીર, માને નહીં રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી,
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં એ લંકાધણી.
એક કહીએ તો આઠ, ઠાઠમાં બોલ જ બોલે,
કહે વાનર ને વનચર, આપબળ કરે અતોલે,
ભર્યાં ભોજનમાંય ચાર કણ જોયા ચાંપી,
અનેક કહ્યા ઉપદેશ, મન મેં જોયું માપી;
લોઢા ઉપર લીહ જયમ, પટકૂળ ગાંઠ જેવી પડે,
રાઢ વિના રાવણ રીઝે નહીં, માગી સીતા તો નહીં જડે. ૨૫૦

—સામળભટ

પૂછી આવો તમો પુરપતિ, ત્યાંરસુધી ઊભો રહું,
એમ કરતાં તમો ઊગરો, ઉપદેશ સત્ય સાચો કહું.

રાવણ : અંગદ અક્કલના હીણ, વચન તું જો વિચારી,
નવખંડતણો નરેન્દ્ર, શીખ શી દેશે નારી;
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે,
પરવશ પડી તે પાશ, ઈહાં અથડાતો આવે;
નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયાં,
રામાને રાવણ પૂછે નહીં, એ રામ તણે ઘેર રીતિયાં.

અંગદ : રામતણી એ રીત, અધમતણો ઉદ્ધારણ,
રામતણી એ રીત, દુષ્ટ દાનવ સંઘારણ;
રામતણી એ રીત, સોગટી નામે ને મારે,
રામતણી એ રીત હેતુ જનથી એ હારે.
રામતણી એ રીત છે, ભોગવે જે જેવું કરે,
એટલું કે'તાં નવ ઓળખે, પાપે રાવણ તું મરે.

. . .

આ જીભાજોડી અનંત દીસતી હતી. આખરે ફરી રાવણની ધીરજ ખૂટી, તે અકળાયો ને બોલ્યો:

રામતણી તુંને આણ, વદે અંગદ તું વાણી,
રામતણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુંને આણ, હવે જો જીભ હલાવે;
રામતણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામઆણથી કેડે જઈ તણી, જતી સેન સકળ છે તમતણું,
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું.

[ આટલું સાંભળતાં અંગદ આકાશમાં કૂદ્યા. સીતાદેવીને મળવા તે વાડીમાં ગયો. એમની સાથે વાત કરી પાછા ફરતાં રાવણના સૈનિકોએ તેને રોકયો, એટલે તેણે પોતાનું પરાક્રમ દાખવ્યું ને સારી લંકાનગરીમાં ઉલ્કાપાત થયો. થોડા વખતમાં તે રામની પાસે હાજર થયો. ]

દંડવત્ કીધા દશવીશ, શીશ નમાવ્યું નેહે,
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશ પર મૂકયો હાથ વાતો પૂછી રઘુનાથે,
વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે,
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી,
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડકેરા ધણી.
વાલિસુત કહે વાત, એની મેં કેમ કહેવાયે,
નથી સમજ્યો નરેન્દ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ કર્યા તે જુગતે ઝાઝા,
જેમ પથ્થર પર નીર, માને નહીં રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી,
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં એ લંકાધણી.
એક કહીએ તો આઠ, ઠાઠમાં બોલ જ બોલે,
કહે વાનર ને વનચર, આપબળ કરે અતોલે,
ભર્યાં ભોજનમાંય ચાર કણ જોયા ચાંપી,
અનેક કહ્યા ઉપદેશ, મન મેં જોયું માપી;
લોઢા ઉપર લીહ જયમ, પટકૂળ ગાંઠ જેવી પડે,
રાઢ વિના રાવણ રીઝે નહીં, માગી સીતા તો નહીં જડે. ૨૫૦

—સામળભટ

## ૫

# ઉત્તરા અને અભિમન્યુ

[ અનુષ્ટુપ્ ]

" ધાઓ, ધાઓ, અરે નાથ ! ઉગારો અગ્નિઝાળથી ":
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી.

[ વસન્તતિલકા ]

"મોંઘી કળી હૃદયની સુકુમાર મારી !
કોણે તને મધુર નીંદરમાંહી ડારી ?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચણ્ડ
તે ભૂલી કોણ રમતો અહીં મૃત્યુસંગ ?"
એવું વદી જ રણધીર નવીન નાથ;
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબકળી ઝાકળબિન્દુ ધારે,
એવા કપોલપર આસું ધીરે સમારે;
ને સ્પર્શી ત્યાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી;—
"શું છે ? મીઠી ! થયું શું ? આવડી કેમ કાંપી ?"
મુગ્ધા ફરી હૃદય સાથ ધીરેથી ચાંપી.

[ અનુષ્ટુપ્ ]

ઉખેડી ભૂમિથી નેનો રોપિયાં પતિનેનમાં,
લસતા દીર્ઘ પક્ષ્મોમાં ગૂંથીને આંસુડાં નવાં;
કરી કણ્ઠ ઊંચો કાંઈ અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્નાતણી વાર્તા બધી કહે:—

[ ઉધોર ]

"આજે નાથ ! અન્યું વિપરીત, તમને તે કહું શી રીત ?
જાણે પુરુષવેશ જ ધારી મેં અશ્વે કરી છ સવારી;
ધારી ધનુષબાણુ હું ચાલી મૃગયાકાજ વનપથ ઝાલી;
સુંદર એક ત્યાં સહકાર, તે પર બેઠું છે સુકુમાર
જુગલ કપોતકેરું મીઠું, કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હું ખરે બની કાંઈ, બીજું કાંઈ સૂઝયું નાહીં.
ને શર ફેંકી નર તરુડાળ–પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહીં અગ્નિજ્વાળ ઊપની કપોતીકેરે ભાળ.
કૂદતો એહ અગ્નિ કરાળ આવ્યો મુજ કને ભરી ફાળ;
જિવ્હા તીવ્ર નચવી અનેક મુજને વીંટી વળિયો છેક.
છોડી સર્વ બીજાં અંગ અંબોડો ધર્યો નિઃશઙ્ક;
છળીને એકદમ પછી જાગી કરવા રુદન હું તો લાગી."

[ સોરઠો ]

એમ વદી નાર સહસા આંસુ રેડતી;–
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ ! એ ?
અભાગણી હું મોઈ ! ઊંધી મતિ,શાને સૂઝી ?
બીજું જડયું નહીં કાંઈ ? કપોતપ્રેમી શેં હણ્યો ?"

[ વસન્તતિલકા ]

"શાને મીઠી ! તું ગભરાય અરે અતીશે ?
આ સ્વપ્નમાંહીં નવ વાસ્તવ કાંઈ દીસે.—
જો ! પેલી વાગી રણદુન્દુભિ રમ્ય ઘોર !—
રે ! અશ્વ ! અશ્વ !—સખિ ! કણ્ઠ હવે તું છોડ."

[ ઉધોર ]

"વ્હાલા ! ન્હોય દુન્દુભિનાદ, એ તો મેઘ ગાજ્યો આજ;
બન્ધ કણ્ઠનું કયમ છોડું ? મુજને ભય નથી કંઈ થોડું;
પેલી અગ્નિકરી ઝાળ આવે એ ! જુઓ, શી કરાળ !"–

[ શિખરિણી ]

"અરે ઘેલી ! એ શું બકતી ? બધી એ સ્વપ્નભ્રમણા;–

[ દ્રુતવિલમ્બિત ]

તુરગ જો ! મુજ કાંઈ ખુંખારતો
'રણ ચઢો' કંઈ એમ પુકારતો;
નહીં વિલંબ હવે કરવો પ્રિયે !
કદી જ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે"

[ ઉધોર ]

"ક્ષત્રિય ધર્મ જો પ્રિય થાય, તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય અબળા રક્ષવી એ રીત.
પેલી તીવ્ર અગ્નિજ્વાળ મુજ પૂંઠળ ભમે ચિરકાળ;
તેનાથી બચાવો નાથ ! અબળાનો તજો નવ હાથ."

[ વસન્તતિલકા ]

"છે એક જો ! સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી ! હવે સ્થિર થઈ ધર્ય ચિત્ત શાતા.—
જો ! દેખું આ અસિ ક્ષ્હણે ચમકે અનંત;
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત."

[ દ્રુતવિલમ્બિત ]

અધર વેગથકી અધરે અડી,
નૃપકુમાર, પ્રિયા અળગી કરી,
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે;—
તુરગનાં પગલાં યુવતી સુણે.

[ અનુષ્ટુપ્ ]

દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડૂબી,
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઊભી.

—નરસિંહરાવ



[ સમજૂતી : ૨. [ ૧ ] ઈર્ષાળુ પુષ્કરની વ્યથા માનસિક હતી, એટલે એ જાણે પર્વતશૃંગનો નૃપતિ હોય એમ કલ્પી એણે મન મનાવ્યું ને શાંતિ મેળવી.

[ ૨ ] 'દમયંતીનો ચોટલો…': અહીંથી કવિ દમયંતીની કાન્તિનું વર્ણન શરૂ કરે છે. સૃષ્ટિનાં જુદાંજુદાં જાણીતાં તત્ત્વો જે કાંઈ કુદરતી રીતે કરતાં આવ્યાં છે તે દમયંતીની સરખામણીમાં પોતાનાં મુખ્ય લક્ષણો હલકાં પડી જવાથી કરતાં આવ્યાં છે એમ કહીને નારદમુનિ નળરાયના મન પર એમ ઠસાવવા માગે છે કે સૌ કરતાં દમયંતી વધારે લાવણ્યવાળી છે. એ વખાણ કેટલીક વાર એટલાં બધાં અતિશયોકિત ભરેલાં થઈ જાય છે કે નળ જેવા જિજ્ઞાસુને ગળે

પણ તે ઊતરતાં નથી; દા. ત. દમયંતી ને ચન્દ્રની ઉત્પત્તિની કથા. 'દમયંતીના કુચ દેખી...' : દમયંતીનાં સ્તનો એટલાં ભરાઉ અને ઉન્નત હતાં કે પોતાનાં કુંભસ્થળોની મજબુતાઈ માટે ગર્વ લેતા હાથીઓનું અભિમાન ઘવાયું, ને ગુસ્સામાં તેઓ ચાલતી વેળાએ પોતાના માથા પર ધૂળ ઉરાડવા લાગ્યા.

[ ૩ ] 'હરિવદની' : હરિ–ચન્દ્ર–ના જેવું વદન છે જેનું તે [ બહુવ્રીહિ સ. ] 'બે સોમ' : એક વ્યોમમાંનો ચન્દ્ર; અને બીજો, ભૂમિ પરનો દમયંતીનો મુખચન્દ્ર. આકાશમાંના ચંદ્ર વિશે બિન્દુ એટલે મૃગલાંછન અને ઉડુગણ એટલે તારાઓનો સમૂહ; દમયંતી વિશે બિન્દુ એટલે એના કપાળ પરનો ચાંલ્લો, ને ઉડુગણ એટલે એની બે સખીઓ. 'ચંદનવૃક્ષ' : દમયંતીના ચોટલાને સર્પની ઉપમા આપી છે. એની સુવર્ણરંગી પીઠ પર તે લટકતો હોવાથી જાણે ચંદનવૃક્ષ ઉપર સુવાસ લેવાને સર્પ ચડ્યો હોય એવી કવિ કલ્પના કરે છે. 'ધરાધર'=ધરાને ધારણ કરનાર [ઉપપદ ત. સમાસ]; શેષનાગ; સામાન્ય અર્થ: નાગ. 'ગ્રહેશ'=ગ્રહોનો ઈશ [ષ. ત. સ.]; સૂર્ય. 'કચસમૂહની'...: દમયંતીનો ચોટલો રાહુના જેવો કાળો હોવાથી ચન્દ્રના મનમાં ભ્રમ પેદા થયો ને બીકનો માર્યો તે બ્રહ્મા કને ફરિયાદ કરવા ગયો. કળાધર=કળાને ધારણ કરનાર [ઉ. ત.સ.] કળાનિધિ; ચન્દ્ર.

[ ૪ ] 'શું અપ્સરાના વોહો છો વના' : અપ્સરાઓના હાવભાવથી મુગ્ધ બનેલા દેવોને નારદજી પૂછે છે કે તમે

અપ્સરાઓના વના—વિવેક, વિનય, હાવભાવ–થી શું વહો છો—ખેંચાઈ જાઓ છો, છેતરાઓ છો ? એના કરતાં વધુ આકર્ષક હાવભાવોવાળી દેવાંગનાઓ તો દમયંતીની દાસી તરીકે કામ કરે છે તો પછી દમયંતીનું તો પૂછવું જ શું ?

[ ૫ ] 'ચરણરેણુ' : ચરણથી ઊડતી રેણુ, ધૂળ; [મધ્યમ-પદલોપી સમાસ]. 'મહા ઉન્મત્ત મેગલ ડોલે' : ભીમકરાયના બંદીજનો પોતાના સ્વામીનાં યશગીતો ગાવામાં એટલા બધા તલ્લીન બની ગયા હતા કે તેઓ મદમસ્ત હાથીની માફક ગીત ગાતાંગાતાં ડોલવા લાગ્યા. 'દેવાયા હાથા' : શુભ પ્રસંગે કંકુવાળા હાથના છાપા મારવાનો રિવાજ હતો તેનો અહીં ઉલ્લેખ છે. 'વર થઈ બેઠા પ્રાણીમાત્ર': દમયંતીનો મોહ એટલો બધો હતો કે દરેક માણસ એને પરણવાની હોંસ ધરાવતો હતો. વૃદ્ધ થએલા, બેડોળ બનેલા, નીચ કુળના ને એવા અનેક દેખીતી રીતે નાલાયક માણસો સ્વયંવરમાં આવ્યા હતા. તેમણે પોતાની યોગ્યતા સિદ્ધ કરવાને જે જે ઉપાયો લીધા તેનું રસિક, હાસ્ય ઉપજાવે એવું વર્ણન પ્રેમાનંદે અહીં કર્યું છે. 'કટિએ જીત્યો કુંજરકાળ' : કુંજરકાળ—કુંજરનો કાળ [ષ. ત. સ.]; હાથીનો દુશ્મન, અર્થાત્ સિંહ. સિંહ પોતાની નાજૂક કેડ સારુ મશહૂર છે; પરંતુ નળરાજાની કેડ એનાથી ચડી જાય એવી હતી. શિબિ, હરિશ્ચન્દ્ર, શુક્રાચાર્ય, ધન્વન્તરી વગેરે માટે જુઓ કથાકોશ.

'તેને નવ હોયે જમયાચના': જમની યાચના કરવાનું તેના નસીબમાં હોય નહીં. આ દુનિયાના માનવીઓને પાપનો બદલો આપવાનું કામ યમરાયનું મનાય છે. એવી રીતે જેને માથે દુ:ખ આવી પડે છે તે તેમાંથી મુક્ત થવાને યમના કાલાવાલા કરે છે. 'આજથી લાગુ પૂંઠે થઈ': નળદમયંતીની પાછળ પડવાની કળિની આ પ્રતિજ્ઞા નવદંપતીને માથે પડનારા દુ:ખનું મૂળ છે. 'કળિ પામ્યો પેઠાનો લાગ': શૌચક્રિયા પછી હાથપગ ધોઈને શુદ્ધ થવાનો નિયમ હોય છે. એમાં જે ચૂકે તેના શરીરમાં કલિનો—અધર્મનો—પ્રવેશ થાય એવી માન્યતા છે.

[ ૬ ] 'સોહાયજી' : સોહવું—શોભવું; નળરાય એકલા વનમાં જાય તે દમયંતીને શોભે નહીં—યોગ્ય લાગે નહીં, 'હું સેવાને આવું સહી રે' : મને તમારી સાથે આવવામાં તમારી સેવા કરવા સિવાય બીજો કંઈ પણ હેતુ નથી એ નક્કી માનજો. સહી=નક્કી, ખચ્ચીત. 'રોતી કહે છે કામિની રે...': નળ સાથે વનમાં જવાનો દમયંતીનો આગ્રહ નળરાય પ્રત્યેનો તેનો પ્રેમ બતાવે છે. જેટલી અચૂક રીતે છાયા—પડછાયો—દેહને વળગી રહે છે—તેની પાછળ પાછળ ભમે છે—તેટલી જ અચૂક રીતે તે નળની સાથે રહેવા માગે છે. તેને સુખદુ:ખ સાથે કંઈ લેવાદેવા નથી. તે નળરાયની પ્રીતિની–સેવાની ભૂખી છે. આ પ્રસંગ સુંદર રીતે દમયંતીનું ચારિત્ર્યનિરૂપણ કરે છે.

[૭] 'સાત વાર આવ્યો ફરી ફરી ' : આ પંક્તિ નળના મનની અસ્થિરતા, તેમાં ચાલી રહેલી ધડમથલ, અને તેની બુદ્ધિ ભ્રષ્ટ કરવામાં કળિને મળેલા વિજયનો ખ્યાલ આપે છે. 'જાગ્યો હૃદે, થયું દુઃખ ઉદે ' : અત્યારસુધી નળ-રાજાનું હૃદય કળિએ વશ કર્યું હતું. જ્યારે તે મૂળ સ્થિતિ પહોંચ્યું—જ્યારે તેને ભાન આવ્યું—ત્યારે દમયંતી છોડયા બદલ તેને દુઃખ થયું. પોતાના ઉદ્ધત વર્તન માટે પશ્ચાતાપ થવા લાગ્યો. 'જીવ્યાની વળી અવધ્ય': દમયંતીની જિંદગીની હવે અવધ આવી; એના જીવવાની આશા નળને રહી નહીં. 'અન્યાયે દીધો છેહ': અન્યાયથી મેં એને દગો દીધો. દમયંતીનો વાંક કાંઈ ન્હોતો—હતો તો નજીવો હતો. એટલા માટે ઘોર વનમાં તેને એકલી, રઝળતી મૂકી દેવી એ તેને અન્યાય કરવા બરાબર હતું એમ પાછળથી નળને લાગ્યું.

[૮] 'અમ અબળાનાં હૃદે કારમાં' : પહેલાં દમયંતીએ ધાર્યું કે પોતાનો પ્રિયતમ સંતાઈ ગયો છે ને માત્ર તેની સાથે મશ્કરી કરે છે. આથી તે કહે છે કે તમે મશ્કરીમાં છુપાયા હો છતાં—સ્ત્રીઓનાં હૃદય કોમળ હોવાથી અમને બીક લાગે, માટે તમે પ્રગટ થાઓ. પરંતુ નળ હોય તો પ્રગટ થાયને! 'અશુદ્ધે ઉધડકે નહીં' : ભયાનક વનમાં વિકરાળ પશુઓની વચ્ચે થઈને જતાં છતાં દમયંતીનું હૃદય ઉધડકતું નહીં, ધ્રૂજતું નહીં, કેમકે તેને પોતાના દેહનું લગીર પણ ભાન ન્હોતું.

[૯] ઇન્દુમતી અને દમયંતી વચ્ચેનો સંવાદ કવિની ત્વરિત વર્ણનશકિતનો પુરાવો આપે છે. એકેક લીટીમાં દરેક પાત્ર પાસે પોતાનું કથન કહાવીને કવિએ આખા સંવાદને વાસ્તવિક તેમજ રસિક બનાવ્યો છે. વળી આ આખો પ્રસંગ દમયંતીની સ્વમાનપ્રિયતાની સચોટ સાબિતી છે. હાર ચોર્યાનો આરોપ એને માથે મુકાતાં જ 'દમયંતીને લાગી જવાળા'–એનામાં કુદરતી કોપ ફૂટી નીકળે છે, ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠે છે, ને તે કહે છે:

બાઈ બેન મા ચડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ;
જોઈ બોલવું વદને વાંક, સ્વામીદ્રોહી પડે કુંભીપાક.

'હાં હાં બાઈજી.....': દમયંતીને એમ શ્રદ્ધા હતી કે રાજમાતા હાર ચોર્યાનો આરોપ તેના ઉપર નહીં મૂકે; પરંતુ જ્યારે તેઓ પણ પોતાની પુત્રી સાથે હળી ગયા ત્યારે સ્વમાની અને સત્યનિષ્ઠ દમયંતીએ સત્યને બળે એ હાર પાછો મેળવી આપવા તૈયાર થઈ.

[૧૦] 'કળા પાડી વરવું ગાત્રજી': કલા–યુકિત, હિકમત; કળા પાડવી–યુક્તિ કરવી. હિકમતથી સુદેવે પોતાનું શરીર વરવું–કદરૂપું બનાવ્યું. 'વિધિએ નિર્મ્યો ભાણ' : ભાળ=કપાળ; ભાણ=ભાનુ, સૂર્ય. દમયંતીના કપાળ ઉપર જન્મથી જ સૂર્યના આકારનું નિશાન હશે, એ એંધાણીથી ઓળખાઈ ન જવાય માટે માસીને ત્યાં રહેતી હતી ત્યારે તે વાળની લટ વડે છુપાવી રાખતી

હતી; સુદેવને તે નિશાન અકસ્માત દેખાયું ને તેની ઓળખ પાકી થઈ.

[૧૧] 'કળજુગે કલ્પાંત જ કીધું' : કળિની દુષ્ટ પ્રેરણાથી જ તે દ્યૂત રમ્યો ને ખુવાર થયો—બાળકોને મોસાળ વળાવવા પડયા ને અધરાતે ઘોર અરણ્યમાં પત્નીનો ત્યાગ કર્યો—તે નળને સાંભર્યું ને તે ગમગીન થયો. 'સંજોગ સાગર ઊલટયો...' : સંયોગોરૂપી સાગરે તેના ઉપર મહેર કરી, તેને પોતાના બાળકોને જોવાનો અને પ્રિયતમાને મળવાનો પ્રસંગ નજીક આવતો લાગ્યો ને તે હર્ષનાં આંસુ સારવા લાગ્યો.



૩: [૨] 'પાસાપ્રહારે પીડયા ધર્મ' : વૈરાટ રાજાને ત્યાં પાંચે પાંડવો અને દ્રૌપદી એક વર્ષ સુધી છૂપે વેશે રહ્યા હતા. તે દરમિયાન એક વેળા સભામાં ચોપાટ ખેલતાં ગુસ્સામાં અને ગુસ્સામાં વૈરાટ રાજાએ ધર્મરાય પર છૂટો પાસો ફેંકી તેમને ઈજા કરી હતી. પૂજ્ય ગણાતા પાંડવ કુટુંબની આવી રીતે માનહાનિ કરવા બદ્દલ વિરાટ નરેશ પશ્ચાતાપ કરે છે.

[૩] 'કુંતીકુંવર નવ કંપ્યા ને.....' : દ્રોણાચાર્યે લીધેલી પ્રતિજ્ઞાની વાત સાંભળીને પાંડવો સ્તબ્ધ બની ગયા. પોતાના ગુરુના સામર્થ્યમાં તેમને એટલી અચલ શ્રદ્ધા હતી કે એમનું વાક્ય કેમ ફેરવવું એ વિશે તેઓ ભારે વિમાસણમાં પડયા. ક્રોધ અને ભયને લીધે તેઓ છેક નિસ્તેજ બની ગયા.

[૯] ઈન્દુમતી અને દમયંતી વચ્ચેનો સંવાદ કવિની ત્વરિત વર્ણનશક્તિનો પુરાવો આપે છે. એકેક લીટીમાં દરેક પાત્ર પાસે પોતાનું કથન કહાવીને કવિએ આખા સંવાદને વાસ્તવિક તેમજ રસિક બનાવ્યો છે. વળી આ આખો પ્રસંગ દમયંતીની સ્વમાનપ્રિયતાની સચોટ સાબિતી છે. હાર ચોર્યાનો આરોપ એને માથે મુકાતાં જ 'દમયંતીને લાગી જવાળા'–એનામાં કુદરતી કોપ ફૂટી નીકળે છે, ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠે છે, ને તે કહે છે:

બાઈ બેન મા ચડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ;
જોઈ બોલવું વદને વાંક, સ્વામીદ્રોહી પડે કુંભીપાક.

'હાં હાં બાઈજી.....': દમયંતીને એમ શ્રદ્ધા હતી કે રાજમાતા હાર ચોર્યાનો આરોપ તેના ઉપર નહીં મૂકે; પરંતુ જ્યારે તેઓ પણ પોતાની પુત્રી સાથે હળી ગયા ત્યારે સ્વમાની અને સત્યનિષ્ઠ દમયંતીએ સત્યને બળે એ હાર પાછો મેળવી આપવા તૈયાર થઈ.

[૧૦] 'કળા પાડી વરવું ગાત્રજી': કલા–યુક્તિ, હિકમત; કળા પાડવી–યુક્તિ કરવી. હિકમતથી સુદેવે પોતાનું શરીર વરવું–કદરૂપું બનાવ્યું. 'વિધિએ નિર્મ્યો ભાણ': ભાળ=કપાળ; ભાણ=ભાનુ, સૂર્ય. દમયંતીના કપાળ ઉપર જન્મથી જ સૂર્યના આકારનું નિશાન હશે, એ એંધાણીથી ઓળખાઈ ન જવાય માટે માસીને ત્યાં રહેતી હતી ત્યારે તે વાળની લટ વડે છુપાવી રાખતી

હતી; સુદેવને તે નિશાન અકસ્માત દેખાયું ને તેની ઓળખ પાકી થઈ.

[૧૧] 'કળજુગે કલ્પાંત જ કીધુ' : કળિની દુષ્ટ પ્રેરણાથી જ તે દ્યૂત રમ્યો ને ખુવાર થયો—બાળકોને મોસાળ વળાવવા પડયા ને અધરાતે ઘોર અરણ્યમાં પત્નીનો ત્યાગ કર્યો—તે નળને સાંભર્યું ને તે ગમગીન થયો. 'સંજોગ સાગર ઊલટયો...' : સંયોગોરૂપી સાગરે તેના ઉપર મહેર કરી, તેને પોતાના બાળકોને જોવાનો અને પ્રિયતમાને મળવાનો પ્રસંગ નજીક આવતો લાગ્યો ને તે હર્ષનાં આંસુ સારવા લાગ્યો.



૩: [૨] 'પાસાપ્રહારે પીડયા ધર્મ' : વૈરાટ રાજાને ત્યાં પાંચે પાંડવો અને દ્રૌપદી એક વર્ષ સુધી છૂપે વેશે રહ્યા હતા. તે દરમિયાન એક વેળા સભામાં ચોપાટ ખેલતાં ગુસ્સામાં અને ગુસ્સામાં વૈરાટ રાજાએ ધર્મરાય પર છૂટો પાસો ફેંકી તેમને ઈજા કરી હતી. પૂજ્ય ગણાતા પાંડવ કુટુંબની આવી રીતે માનહાનિ કરવા બદલ વિરાટ નરેશ પશ્ચાતાપ કરે છે.

[૩] 'કુંતીકુંવર નવ કંપ્યા ને.....' : દ્રોણાચાર્યે લીધેલી પ્રતિજ્ઞાની વાત સાંભળીને પાંડવો સ્તબ્ધ બની ગયા. પોતાના ગુરુના સામર્થ્યમાં તેમને એટલી અચલ શ્રદ્ધા હતી કે એમનું વાકય કેમ ફેરવવુ એ વિશે તેઓ ભારે વિમાસણમાં પડયા. ક્રોધ અને ભયને લીધે તેઓ છેક નિસ્તેજ બની ગયા.

૪: [૨] 'ઇન્દ્ર જીત્યો ઇન્દ્રજિતે': રાવણ-મંદોદરીના પુત્ર ઇન્દ્રજિતે સત્તરવાર ઇન્દ્રનો પરાજય કર્યો હતો; ઇન્દ્રપુરીમાંથી તે ઐરાવત અને બીજી અનેક વૈભવની ચીજો લૂંટી લાવ્યો હતો. પૃથ્વી પર જાણે વૈકુંઠપુરી ન વસાવ્યું હોય એવી લંકાનગરી દેખાતી હતી. આવી રીતે તેને શોભિતી બનાવનાર ઇન્દ્રનો પરાજય કરનાર ઇન્દ્રજિત હતો એમ કવિ કહે છે.

[૩] 'તાપ લાગ્યો સહુ તરફડ્યા': રાવણે રૈયતને ધીરજ આપવાને શેરીએ શેરીએ મહાન યોદ્ધાઓ ગોઠવાવ્યા તો પણ અંગદના પ્રતાપ આગળ સૌ ઝાંખા પડી ગયા. પાંત્રીશ પ્રતિહારીઓને હણીને એણે રાવણના સૈનિકોના તેમજ પ્રજાજનોના મનમાં એવી સખત બીક પેસાડી હતી કે તે આશ્વાસનના અનેક પ્રયત્નો છતાં દૂર ન જ થઈ.

[૪] 'તાતનું લેતા વેર': રામે વાલિને માર્યો હતો, તેનો અહીં ઉલ્લેખ છે. પિતાને માર્યા બદલ રામ સાથે વેર બાંધવાને બદલે તેણે શરણે જવા માટે રાવણ અંગદનો તિરસ્કાર કરે છે. 'આપણ બન્ને ભ્રાત'; અંગદ ચીડાવાને બદલે, વાલિએ રાવણને કાખમાં ઘાલીને અંગદને પારણે રમકડાં તરીકે બાંધ્યો હતો તે વાતનું ભર સભામાં સ્મરણ કરાવી તેને હલકો પાડે છે. એ સંબંધે અંગદ રાવણને કટાક્ષમાં પોતાનો ભાઈ ગણે છે. 'સ્વપ્નામાં સીતા નહીં આપું': વાતવાતમાં ને રમતમાં સીતા પાછી નહીં મળે. મહામહેનતે એને હરી લાવ્યો છું તે એમ સહેલાઈથી આપી દેવાને નહીં!

• • •

૫ : 'ખીલી ગુલાબકળી...' : કપોલ—ગાલને ગુલાબની ખીલેલી કળી સાથે સરખાવ્યા છે. ભરયૌવનને આંગણે ઊભેલી યુવતીને માટે આ ઉપમા મોહક ને વાસ્તવિક છે. "ઉખેઠી ભૂમાથી નેનો........' : ભયંકર સ્વપ્નથી ગાભરી બનેલી નવોઢા પતિના આશ્વાસન દરમિયાન, પ્રથમ મિલનની શરમને લીધે અથવા સ્વપ્નની બીકને કારણે, જમીન પર મીટ માંડીને બેસી રહી હતી, તે સહેજ હિંમત આવતાં પોતાનાં પ્રિયતમના મુખ સામું જુએ છે—પોતાની શોભીતી ને લાંબી પાંપણો આંસુ વડે ભરીને પતિના નયનોમાં નજર માંડે છે. નવાં આંસુડાં, કેમકે લગ્ન પછી પહેલવહેલાંજ આંસુ પડયાં, અથવા નવવધૂના નવા નવા પ્રેમને લીધે એ એ પ્રથમ આંસુમાં મોહની શક્તિ પણ અપૂર્વ, નવીન, તેથી. 'જિવ્હા તીવ્ર નચવી અનેક' : અગ્નિની જ્વાળાને, ભડકાની શિખાને, જિવ્હા કહી છે. 'કપોતપ્રેમી શેં હણ્યો' : આખું સ્વપ્ન પોતાને વિશે અનિષ્ટ ભાવિની આગાહી કરતું હોય એવું એને લાગે છે આવી નિષ્ઠુર રીતે કપોતયુગલના પ્રેમનું ખંડન કરવા બદલ પોતાના પ્રેમનો ભોગ તેને આપવો પડશે એમ તે ગભરાય છે. સ્વપ્નનો આખો કલ્પિત પ્રસંગ ઉત્તરાની મનોદશાનું સુંદર રૂપક બને છે.



**પ્રશ્નાવલિ** : [૧] નળની કીર્તિ દશે દિશામાં કેવી રીતે ફેલાઈ તે ટૂંકમાં વર્ણવો. પર્વતશૃંગનો રાજા થવાથી પુષ્કરને શો લાભ થયો તે સમજાવો. [૨] નારદે કરેલા દમયંતીના

વર્ણનમાંથી તમને જે લીટીઓ સૌથી વધારે ગમતી હોય તે ટાંકો ને સમજાવો. [૩] દેવોની અવગણના કરનાર દમયંતીને નળ માટે ઝંખતી હંસે શી રીતે કરી તે તમારા શબ્દોમાં લખો. નળની ઉત્પત્તિની હંસે કરેલી કથા ટૂંકમાં કહો. નળની સરખામણીમાં ભલભલા દેવતાઓ પણ કેવી રીતે ભોઠા પડે છે તે સમજાવો. 'નળ દીઠો નહીં તે નર રોઝ'થી શરૂ થતી બે લીટીનો સ્પષ્ટ અર્થ કરો. નળરાય પાસે આવીને હંસે દમયંતીના સ્વરૂપનાં જે વખાણ કર્યાં તેમાંની સારામાં સારી બે ઉપમાઓ તમારા શબ્દોમાં લખો. [૫] સ્વયંવરમંડપની શોભા વર્ણવો. દમયંતીના હાથના ઉમેદવારો વિશે કવિનું શું કહેવું છે? નળદમયંતીને દેવતાઓએ આપેલાં વરદાન ગણાવો. [૬] દમયંતી સ્વામી સાથે વનમાં જવાને કેમ તૈયાર થઇ? બાળકોને મોસાળ વળાવતી વેળાની દમયંતીની મનોદશા આલેખો. [૭] દમયંતીનો ત્યાગ કરતાં પહેલાં નળરાયના મનમાં જે ધડમથલ ચાલી રહી તે કળિ અને પ્રેમાળ પતિ વચ્ચેના સંવાદના રૂપમાં વર્ણવો. નળના વિલાપને તમારા શબ્દોમાં ઉતારો. 'દોહેલે પામી,...'થી શરૂ થતી બે લીટીઓનો સ્પષ્ટ અર્થ કરો. [૮] નળે કરેલા ત્યાગ પછી દમયંતીની કરુણ દશાનું વાસ્તવિક ચિત્ર દોરો. ભાનભૂલી યુવતીને માથે પડતાં દુઃખોનો ઉલ્લેખ કરો; [૯] હારની ચોરી સંબંધી ઈન્દુમતી, દમયંતી અને રાજમાતા વચ્ચે થએલી વાતચીતને એક સંવાદમાં ઉતારો. [૧૦] સુદેવે દમયંતીને કેવી રીતે શોધી કાઢી તે લખો.

[૧૨] પોતાનાં બાળકોને જોતાં બાહુકને જે વિચારો આવ્યા તે તમારા શબ્દોમાં ગોઠવો. પુષ્કરને પશ્ચાતાપ શા માટે થયો.?

નળ દમયંતીની કથા મહાભારતમાં શા માટે કહી હશે? વિપત્તિના સમયમાં પણ નળદમયંતી પોતાનું ઉચ્ચ ચરિત્ર છોડતાં નથી એ દૃષ્ટાંત સહિત સમજાવો. નળને સુખી અને દુઃખી કરવામાં નારદમુનિ કેટલે અંશે જવાબદાર ગણાય? કળિએ નળદમયંતીને વિખુટા પાડવાને શું શું કર્યું તે ટૂંકમાં જણાવો. નળની બુદ્ધિ ભ્રષ્ટ કરવામાં સફળ થતો કળિ અનેક યુકિતપ્રયુક્તિ છતાં દમયંતીનો નળ પ્રત્યેનો પ્રેમ સહેજ પણ ઓછો કરી શકતો નથી એ દૃષ્ટાંતો સહિત સમજાવો. સ્વયંવર વખતે દેવોએ આપેલાં વરદાન જુદી જુદી વખતે નળ દમયંતીનો વિયોગ ને સંયોગ સાધવામાં કેવી રીતે કારણભૂત બને છે? નળદમયંતીનું ચારિત્ર્યનિરૂપણ એમનાં મુખ્ય લક્ષણોનો ઉલ્લેખ કરીને ઉદાહરણ સહિત કરો.

નીચેના સમાસોનાં નામ આપો અને તેનો વિગ્રહ કરો: કોકિલસ્વરા; નૈષધભાણુ, ત્રૈલોકમોહન; વિશ્વમોહિની; શોણિતધાર; સંજોગસાગર; પુણ્યશ્લોક

. . .

૩: [૧] અભિમન્યુને મારવાને કૃષ્ણ કેમ બહુ ઉત્સુક હતા? [૩] ચક્રવ્યૂહના કટકા કરવા સારુ અભિમન્યુને શા માટે પ્રતિજ્ઞા લેવી પડી? એની માતા પર એની શી અસર

થઈ? [૪] સ્વપ્નને લીધે ઉત્તરાને શા શા વિચારો આવે છે? સ્વપ્નામાં એણે જે જોયું હોય તેનું વર્ણન કરતી ચાર લીટીઓ ઉતારો. [૬] અભિમન્યુ અને ઉત્તરા એક બીજાને જોતાને વારને, પોતાનું સગપણ નહીં જાણ્યાં છતાં, મોહમાં પડયા તે ટૂંકમાં વર્ણવો. ઉત્તરા નવોઢા હતી છતાં ક્ષત્રિયાણી હતી એ અભિમન્યુએ માગેલી વિદાયના પ્રસંગથી સમજાવો. [૭] દ્રોણ અને અભિમન્યુ વચ્ચે થએલી વાતચીત સંવાદરૂપે તમારા શબ્દોમાં ગોઠવો. અભિમન્યુએ યુદ્ધમાં દાખવેલા અદ્‌ભુત પરાક્રમના ચાર સારામાં સારા દૃષ્ટાંતો ટાંકો. યુધિષ્ઠિર, કર્ણ, લક્ષ્મણ, દુર્યોધન વગેરે કરતાં અભિમન્યુનું પાત્ર તદ્દન જુદું પડી જાય છે એ બીના દાખલા સાથે સમજાવો. [૮] કૌરવોએ અભિમન્યુને કેવી રીતે હણ્યો તે વિસ્તારપૂર્વક કહો. પાંડવોથી છૂટા પડયા છતાં અભિમન્યુએ દુશ્મનોને ત્રાહત્રાહ પોકરાવી એ યોગ્ય લીટીઓ ટાંકીને સાબીત કરો.

ક્ષત્રિય તરીકે અભિમન્યુના જે મુખ્ય સિદ્ધાંતો હતા તે દર્શાવતી પંક્તિઓ શોધી કાઢીને ઉતારો. અભિમન્યુના મુખ્ય લક્ષણો ઉદાહરણ સહિત ગણાવો.

. . .

૪: [૧] રામચન્દ્રના અને અંગદના સ્વભાવમાં જે વિરોધી તત્ત્વો હતાં તે જરૂરી પંક્તિઓ ટાંકીને સમજાવો. કાસદનું કામ કરવાને અંગદ શા માટે આનાકાની કરતો હતો?

[૨] લંકાનગરીના વૈભવનું તમારા શબ્દોમાં વર્ણન કરો. એ વૈભવ મેળવવામાં કોનો અને કેટલો કેટલો હિસ્સો હતો ? [૩] અંગદે લંકાનગરીમાં જઈને શું કર્યું ? [૪] રામના વિષ્ટિના સંદેશાનો રાવણે કેવી રીતે સત્કાર કર્યો ? અંગદ અને રાવણ વચ્ચેના સંવાદનો ટૂંક સાર આપો. રાવણનો અહંકાર વર્ણવતી થોડીક પંક્તિઓ ઉતારો. [૫] જતાં જતાં અંગદે મંદોદરીની સલાહ લેવા રાવણને શા સારુ કહ્યું ? એ સૂચનામાં રાવણને શી હીણપત લાગી ?

. . .

૫ : પ્રેમાનંદે તેમજ રા. નરસિંહરાવે ઉત્તરાને સ્વપ્ન આવ્યાનો પ્રસંગ આલેખ્યો છે, એ બેઉ સ્વપ્નોમાં જે સરખાપણું ને વિરોધ હોય તે બતાવો. એ બેઉ સ્વપ્નોનો અર્થ ઉત્તરા શો કરે છે તે ટૂંકમાં જણાવો. પોતાના કાવ્યમાંના કલ્પિત સંવાદમાં પણ રા. નરસિંહરાવે અભિમન્યુ અને ઉત્તરાનાં મુખ્ય લક્ષણોનું આલેખન કર્યું છે; એ જરૂરી પંક્તિઓ ટાંકીને સમજાવો. ‘ઉખેડી ભૂમિથી નેનો ......’ અને ‘છે એક જો ! ......’ થી શરૂ થતી કડીઓ વિસ્તારપૂર્વક સમજાવો. રણમાં જવાની અભિમન્યુની અધીરાઈ પુરવાર કરતી લીટીઓ ઉતારો.



# ભક્તિગીતો

[ નોંધ: આ પ્રકરણમાં જે કવિઓનાં કાવ્યો આપ્યાં છે તેમાંથી બે સિવાય બીજા બધાને તમે ઓળખો છો. અખો ભક્ત અને રા. હરિહર ભટ તમારી સમક્ષ પહેલી જ વાર રજૂ થાય છે, તેમનો પરિચય હવે કરાવવામાં આવશે.

૬. એક તું શ્રીહરિ: પહેલી બે લીટી આખા પદનો મુખ્ય ધ્વનિ પૂરો પાડે છે. આ જગતના અણુએ અણુમાં પરમાત્માનો વાસ છે, બલ્કે જગતના જુદાજુદા પદાર્થો એ એક જ સાચા તત્ત્વમાંથી પેદા થયા છે—તેમણે જ પેદા કર્યા છે. સ્રષ્ટા અને તેની સૃષ્ટિ એક અને અવિભાજ્ય છે—જેમ સુવર્ણમાંથી ભાતભાતનાં ઘરેણાં થાય તેમ પરમાત્માએ પોતાનામાંથી આખી સૃષ્ટિ રચી છે; માટે પરમાત્માની સર્વવ્યાપકતા ધ્યાનમાં લઈ એને પ્રેમપૂર્વક ભજવાનો કવિ આગ્રહ કરે છે.

• • •

૭. અકળ અવિનાશી: પ્રાચીન કવિઓમાં ક્વચિત્-ક્વચિત્ જ નજરે પડતી મનોહર કવિત્વશક્તિના ચમકારા વડે પરમાત્માના વર્ણનને અદ્ભુત બનાવીને નરસિંહ મહેતાએ આ પદને ઉત્તમ કોટિનું ઊર્મિપ્રધાન કાવ્ય બનાવ્યું છે. સોऽहम् ની આખી ફિલસૂફી તેમણે કાવ્યમાં ઉતારી છે; છતાં કાવ્યમાધુર્યનો સહેજ પણ લોપ નથી થયો એ કાવ્યની ખૂબી છે. કાવ્યના છેવટના ભાગમાં ગગનમાં ઘૂમી રહેલા પરમાત્માને દિવેટ અને તેલ વિના બળતા અખંડ દીપક તરીકે ઓળખાવે છે, અને પ્રેમલક્ષણા ભક્તિપંથના નરસિંહ મહેતા કહે છે:

નેત્ર વિણુ નિરખવો, રૂપ વિણુ પરખવો,
વણુ જિહ્વાએ રસ સરસ પીવો.

કવિ કહે છે કે જે સંતપુરુષો પ્રેમથી એની ભક્તિ કરશે તે એને વશ કરી શકશે—પરમાત્મા સાચા પ્રેમના ભૂખ્યા છે, જે એવો પ્રેમ દાખવશે તેનો એ જરૂર ઉદ્ધાર કરશે.

• • •

**૮. જનું દેવળ :** આ નાનું સરખું કાવ્ય પણ મીરાંબાઈની ફિલસૂફીનું સૂચક છે. આત્માને હંસલા તરીકે સંબોધીને મીરાંબાઈ કહે છે ' આ દેહરૂપી પિંજર સાથે મને કંઈ નિસ્બત નથી- એ તો જૂનું થાય છે ને નાશ પામે છે; પરંતુ મને તારી સાથે પ્રીતિ બંધાઈ છે કેમકે તું કદી પણ નાશ પામતો નથી.' દુનિયાની જંજાળમાંથી મુક્ત થએલી મીરાંબાઈ પરમાત્માના અંશરૂપ આત્મા સાથે જ પ્રીતિ રાખે અને પ્રેમના પ્યાલાની આપ–લે કરે એ જ વાસ્તવિક છે.

• • •

**૯. અખાની વાણી :** અખો પ્રેમાનંદ યુગનો એક મહાન કવિ છે. એની કવિતા પ્રેમાનંદની કવિતા કરતાં તદ્દન જુદા પ્રકારની છે. પ્રેમાનંદનો હેતુ જ્યારે શ્રોતાવર્ગનું મનરંજન કરવાનો હતો, ત્યારે અખો લોકોને કંટાળો ઉપજાવે એવી રીતે પણ જ્ઞાનભક્તિના સિદ્ધાંતોનો ફેલાવો કરવા મથે છે. પરિણામે તેની કવિતા સામાન્ય લોકોથી ન સમજાય એવી; તત્ત્વજ્ઞાનના પારિભાષિક શબ્દોથી ભરેલી, ક્લિષ્ટ અને કર્કષ શૈલીવાળી ઘણી વાર બની જાય છે. અખો

પોતાને કવિ ગણતો ન્હોતો અને સારી કવિતા લખવી એવો એનો ઉદ્દેશ પણ ન્હોતો. તે વખતના ધાર્મિક પંથોમાં પ્રવર્તતી અંધાધૂંધી અને દુષ્ટ પ્રથાઓ સામે અખાએ ભારે કટાક્ષ કર્યો છે. પ્રભુપ્રાપ્તિ માટે જે બાહ્ય ઉપચારો કરવામાં આવતા તેની તે વિરુદ્ધ હતો. તે એમ માનતો કે જ્યાં સુધી લોકો સ્રષ્ટા અને સૃષ્ટિની એકતા નહીં સમજે ત્યાં સુધી તેઓ પરમાત્માની સમીપ જઈ શકે જ નહીં. અદ્વૈતવાદની અને પરમાત્માની સર્વવ્યાપકતાની ભાવના સ્પષ્ટ રીતે આલેખતી કેટલીક પંક્તિઓ અહીં ઉતારી છે:

જે નર દેખે સઘળે હરિ, પૂર્ણ ભક્તિ તો તેણે કરી.

• • •

હું હરિમાં અને મુજમાં હરિ, એમ અખા નખશિખ રહ્યો ભરી.

• • •

સર્વે પરમેશ્વર વ્યાપી રહ્યો, અનંત કોટિરૂપે એક થયો.

• • •

જ્યાં પ્રાણી ત્યાં છે પ્રાણેશ, તું જોતો હીંડે પરદેશ.

• • •

જો અખા ઓળખે આતમા, તો સર્વ વાતની ભાગે તમા.

• • •

અખાના ૭૪૬ છપ્પાઓમાંના થોડાક જ અહીં ઉતાર્યા છે; પરંતુ તે એના વિચારો સમજવા માટે બસ છે. નાલાયક

ગુરુઓ, આભડછેટ, અને ભૂલભરેલી ભક્તિના વિભાગમાં આપેલા છપ્પાઓ તે વખતના પ્રચલિત રિવાજો અને પંથો વિશેનો અખાનો મત સ્પષ્ટપણે વ્યક્ત કરે છે, જ્યારે જ્ઞાનભક્તિ વિભાગમાં તેમજ અહીં ઉતારેલા એક પદમાં અખો જે માર્ગને સાચો ગણે છે તે સમજાવ્યો છે. અખો અદ્વૈતવાદી હતો, એટલે તે પરમાત્માને સર્વત્ર જોતો ને બધાને તેમ કરીને પરમાત્મા પાસે જવાનો આગ્રહ કરતો. માયાના બંધ તૂટે અને પરમાત્માની સર્વવ્યાપકતા સમજાય તો મનુષ્યજન્મ સફળ થયો એમ અખો માનતો.

• • •

૧૦. તરણા ઓથે ડુંગર : અનેક દૃષ્ટાંતો આપીને ધીરો ભક્ત એમ સમજાવે છે કે આ સૃષ્ટિના દરેકે દરેક પદાર્થની ઓથે પરમાત્મા વસેલો છે.

ઠામ નહીં કો ઠાલો રે, એક અણુમાત્ર કહીં.

માયાના આવરણમાંથી મુક્ત થઇને આપણે આપણી પાસે વસતા પરમાત્માને પ્રત્યક્ષ નીહાળીએ તો એને મેળવવાને ફાંફાં મારવા ન પડે એમ અખાની માફક ધીરો પણ કહે છે.

• • •

૧૧. દુનિયા તો દીવાની રે : અખા અને ભોજાની માફક ધીરો ભક્ત પણ પોતાનાં કાવ્યોદ્વારા એમ સમજાવવા માગે છે કે તે વખતના સંપ્રદાયોના નિયમો પ્રમાણે જગત પ્રભુને નહીં પરંતુ પાખંડને પૂજે છે. ખરું જોતાં પોતાની નજીક છે એવી મૂળ વસ્તુનો ત્યાગ કરીને દુનિયા પડછાયા પાછળ ભમે છે.

૧૨. **જે કોઈ પ્રેમઅંશ અવતરે :** દયારામનું આ એક લાક્ષણિક પદ છે. અખાના એક પદનું અનુકરણ કરીને જ આ પદ લખાયું હોય એમ જણાય છે; છતાં ફેર માત્ર એટલો જ છે કે જ્યારે અખો જ્ઞાનભક્તિમાં માનતો હોવાથી

બ્રહ્મરસ તે પીએ રે, જે કોઈ બ્રહ્મઅંશી હોય.

એમ કહે છે; ત્યારે પ્રેમલક્ષણા ભક્તિ પંથનો અનુયાયી અને નરસિંહ તથા મીરાંનો અનુગામી કવિ દયારામ કવે છે કે

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

અનેક તપ–વ્રતો કર્યાં છતાં સામું ન જોનાર પુરુષોત્તમ પ્રેમભક્તિથી પ્રસન્ન થાય છે; એવો પોતાના પંથનો મુખ્ય સિદ્ધાંત કવિ સુંદર રીતે સમજાવે છે.

• • •

૧૩. **પ્રેમળ જ્યોતિ :** દુન્યવી માયાના પાશથી બંધાએલો માનવી, સાચું જ્ઞાન પ્રાપ્ત થતાં પોતાની ક્ષતિઓ અને નિર્બળતા કબૂલ કરી પોતાને ખરે ધામ પહોંચવાને ઘોર અંધકારથી ઘેરાએલા માર્ગમાં પરમાત્માને એની પ્રેમળ જ્યોતિથી પ્રકાશ પાડવા યાચના કરે છે, અર્થાત્ જ્ઞાનરૂપી પ્રકાશ નાખીને પોતાનું દોષોથી ભરેલું જીવન ઉચ્ચ અને ઉમદા બનાવવા તે પ્રભુને પ્રાર્થે છે. આ પ્રાર્થનામાં પશ્ચાત્તાપની છાયા મોટે ભાગે તરી આવે છે. આખું કાવ્ય અધોગતિએ પહોંચેલા માણસની કાકલૂદીભરેલી વિજ્ઞપ્તિ જેવું વાસ્તવિક ને અસરકારક લાગે છે.

• • •

**૧૪. ભવાટવિ :** આ એક મધુર પ્રાર્થનગીત છે. નવીનતર યુગનાં સંગીતકાવ્યોમાં આને રા. નરસિંહરાવ અતિ આકર્ષક ગણે છે. એનો એ જ ભાવ બીજા કવિઓએ અંગ્રેજી અને ગૂજરાતી કાવ્યોમાં ઉતાર્યો છે. ગંભીર માંદગીમાં, મધરાતની સ્મશાનશાંતિમાં, જ્યારે કવિનું જીવનનાવ ભરદરિયે ઝોલા ખાતું હતું ત્યારે, નૈસર્ગિક પ્રેરણાથી કવિએ આ પ્રાર્થન રચ્યું છે એમ તેઓ પોતે જણાવે છે.

દુનિયાના વિકટ ને અંધકારમય પંથમાં દિનરાત ભટકતો પથિક અખંડ જ્યોતિવાળી પોતાની મૂળ ભૂમિનો માર્ગ બતાવવાને સન્તોને આજીજી કરે છે. આ ભવરણનો ભાર ઉઠાવીને પામર દેહ નિર્બળ બની ગયો છે, આંખે અંધકાર ઠર્યો છે, એવી સ્થિતિમાં સુરવાટે દોરવાની–અમરોના મુલકને પંથે પળવાની–ઇચ્છા કવિ પ્રદર્શિત કરે છે.

• • •

**૧૫. ચિનગારી :** રા. હરિહર ભટ્ટ ગૂજરાતના ઊગતા કવિઓમાંના એક છે. તેમનાં છૂટાં છૂટાં કાવ્યો ગૂજરાતનાં સામયિકોમાં પ્રગટ થાય છે. ખાસ કરીને 'એક જ દે ચિનગારી'ના કાવ્યો ગૂજરાતમાં એમનું નામ જાણીતું કર્યું છે. પ્રાર્થનાગીતને યોગ્ય વિનમ્ર ભાવ આ કાવ્યમાં ઉતારવામાં કવિ બહુ સફળ થયા છે. તેઓ પોતાને માટે એક ચિનગારીની —જ્ઞાનરૂપી અગ્નિના એક તણખાની—યાચના કરે છે. આવો તણખો પ્રાપ્ત કરવાને સારુ આખી જિંદગી પ્રયાસ કર્યો છતાં તે અફળ ગયો એમ જણાવી કવિ વિશ્વ તરફ પોતાની નજર ફેરવે છે, તો એમને પ્રકૃતિના સર્વ પનોતા પુત્રો—ચાંદો,

સૂરજ, તારાઓ—મહાનલનો પ્રસાદ મેળવીને આભઅટારીમાં પ્રકાશી રહેલા દેખાય છે; તથાપિ પોતાની નાનીશી સગડી સળગી નહીં એથી એમને દુઃખ થાય છે—એમની ધીરજ ખૂટે છે, ને માત્ર એક જ ચિનગારીની તેઓ યાચના કરે છે. આ ઊર્મિપ્રધાન કાવ્યને કોમળ શબ્દોની પસંદગી સંગીતમય બનાવે છે.]

૬

## એક તું શ્રીહરિ

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને,
શિવથકી જીવ થયો એ જ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે,
કનકકુંડલવિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ મનતણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.

—નરસિંહ મહેતા

## ૭

# અકળ અવિનાશી

નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં, ઇચ્છું છું મરણ રે,
આહીંઆ કોઈ નથી કૃષ્ણ તોલે. નિરખને૦

શ્યામ શોભા ઘણી બુદ્ધિ ના શકે કળી,
અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
જડને ચૈતન્ય રસ કરી જાણવો,
પકડી પ્રેમે સજીવન મૂળી. નિરખને૦

જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,
હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે,
સોનાનાં પારણાં માંહે ઝૂલે. નિરખને૦

બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જે વળી,
અચળ ઝળકે સદા અનળ દીવો;
નેત્ર વિણ નિરખવો, રૂપ વિણ પરખવો,
વણ જિહ્વાએ રસ સરસ પીવો. નિરખને૦

અકળ અવિનાશી એ, નવ જ જાએ કળ્યો,
અરધ ઉરધની માંહે મહાલે;
નરસૈંયાનો સ્વામી, સકળ વ્યાપી રહ્યો,
પ્રેમના તંતમાં સંત ઝાલે. નિરખને૦

—નરસિંહ મહેતા

## ૮

## જૂનું દેવળ

જૂનું થયું રે દેવળ જૂનું થયું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.
આ રે કાયા હંસા, ડોલવાને લાગી રે;
પડી ગયા દાંત માંયલી રેખું તો રહ્યું. મારો૦
તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે;
ઊડી ગયો હંસ પાંજર પડી રે રહ્યું. મારો૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરિધરનાગર;
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

—મીરાંબાઈ

## ૯

## અખાની વાણી

[ છપ્પાઓ ]

: નાલાયક ગુરુઓ :

ગુરુ થઈ બેઠો હોંસે કરી, કંઠે પાણ શકે કયમ તરી;
જ્યમ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહીં અદ્‌ભુત;
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મૂલગેથો ગયો.

પોતે હરિ નહીં જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર.

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુ આચાર્ય જ કાણા થયા;
શાસ્ત્રતણી છે એકજ આંખ, આ અનુભવની નહીં ઊઘડી આંખ.

## : આભડછેટ :

ઊંચ ખરા તે ઊંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ;
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, અને નીચપિંડ ઠાલો નથી કર્યો;
કહે અખો સ્વપ્નામાં બક્યો, જેમ છે તેમ જોઈ નવ શક્યો.

આભડછેટ અંત્યજની જેણી, બ્રાહ્મણવૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બે, સૌને ઘેર આવી ગઈ રહે;
અખા હરિ જાણે જડ જાય, નહીં તો મનસાવાચા પેશી રે' કાય.

પોતાનાં પડખાં નવ જુવે, હાડ ચામડાં મૂરખ ધુવે;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોટું માંહે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલા ભમે, અખા પાર ન પામે કયમે.

## : માયા :

સુખીયા દુઃખીયા દીસે બહુ, પણ માયાના કીધા છે સહુ;
સુખીયા પળમાં દુખીયા થાય, ધન તન લજ્જા ફીટી જાય;
રંક હોય તે થાયે રાય, અખા એહ માયામહિમાય.

માયાનાં મર્કટ સહુ લોક, પલકે સુખ ને પલકે શોક;
કપિને જેમ શણગાર્યો નટે, ભીખ મંગાવે રહ્યો ચૌટે;
અખા લે સર્વે ઉદ્દાલ્ય, કંઠે દોરડી પૂંઠે કાળ.

નાટક ચાલે માયાતણું, સકળ જીવ શણગારી ઘણું;
કાળ ફેરવે ચૌદ ચૌવટે, એકને આપે એકનું ઝટે;
અખા વગોવે માયાકાળ, જાણ પંડિત, શ્રીમંત, ભૂપાળ.

બાળક જેમ રમાડે શ્વાન, દૂર થકી દેખાડે ધાન;
પૂંછ હલાવે ચાટે લાળ, ઊંચું કરી ભરાવે ફાળ;
લલચાવ્યો દેશાંતર જાય, અખા એમ રમાડે માય.

## : ભૂલભરેલી ભક્તિ :

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકયાં ચરણ, તોય ન પ્હોંચ્યા હરિને શરણ;
કથા સુણીસુણી ફૂટયા કાન, અખા તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત?

તપ તીર્થ દાન વ્રત નેમ, ઘેર બેઠાં તે પામે ખેમ;
સદ્‌વિચાર થઇ જેણે ગ્રહ્યું, તેને શાખા પત્ર બારું નવ રહ્યું;
સદ્‌વિચાર વિણ કરે જે ઘણું, તે ધૂળ ઉપર અખા લીંપણું.

દેહ દમન મુંડાનું કર્મ, મૂરખ જાણે માંડયો ધર્મ;
પીંડે પિંડને પેટને કાજ, કાયા કસી જાચે મહારાજ;
ત્રિપે વળૂંધ્યો વ્યસની થયો, અખા આત્મપરિચય ગયો.

## : જ્ઞાનભક્તિ :

તીર્થ કોટિ હરિજનને ચરણ, કૃપા હશે તે જાશે શરણ;
ભારે કાજે હરિજનને હદે, હરિ બોલાવે તે જન વદે;
મહા મોટા જનનો પ્રતાપ, અખા થાય હરિ આપોઆપ.

જો મુક્તિ વાંછે માનવી, તો એ કાશી એ જાહ્નવી;
પ્રગટ મુક્તિ આપે હરિદાસ, હરિ દેખાડે સર્વાવાસ;
અખા નહીં ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી.

રામ રવડતાં કેને મળ્યો, ઘેલો તે ઘરસુખથી ટળ્યો;
હું મારું ખોયાશું કામ, મળે અખા ઘર બેઠા રામ;
હરિવણ જાણે ક્ષેપણકાળ, ધોયે હીર ન થાયે વાળ.

જ્ઞાનીના લક્ષ પરપંચપાર, જેમ નાવ ચાલે ધ્રુવને આધાર;
વણ વાળી જેમ વહે છે નદી, આવી મેલાણ કરે ઉદધિ;
જેમ દીપકકેરી ગત્ય ગગન, એમ પરબ્રહ્મમાં અખા તું ગણ.

ભક્ત તો તે જે પ્રીછી ભજે, ફોતરાં ભાંગે ને તાંદુળ તજે;
સર્વાવાસ લહે હરિ મળે, નહીં તો બેઠો કંકોડી દળે;
એક સ્વામી સઘળે વિસ્તર્યો, એમ છે અખા જાણો તે કરો.

જ્ઞાની તો તે જે કરે વિચાર, પરપંચ તજે ને સંગ્રહે સાર;
સકળ કામના સવળી કરે, વાસના વપુ ઠેકાણે ઠરે;
ટાળે આપ ને ભાળે ઈશ, અખા એવા પુરુષને મળે જગદીશ.

• • •

[ ૫૬ ]

પ્રીછે પાધરું રે, ભાઈ અણપ્રીછે ઉપાધ;
પરમાત્માની પ્રીછ હવી, ત્યારે ભાંગી ભવની બાધ.
અણજાણે સઉ આથડે, અને દેવદેવી ધ્યાય;
જો પ્રભુ દેખે પંડમાં, તો શીદ બહાર જાય?
તેને કામના લાગી સ્વર્ગની, માંહે ભ્રમરૂપી ભૂત;
તેણે ખાઈને ખોખું કર્યું, કેમ વાત લહે અદ્‌ભુત.

તેને શાંતિ સુખ આવે નહીં, મોહ્યો તે અમરની આશ;
તે ભરે બથોડાં પહાણશું, જાણે દ્રારિદ્ર થાશે નાશ.
જેમ મુંડકેરું માકડું, તે ઘર ઘર માગે ભીખ;
પગે લાગે ને પેટ દેખાડે, તોયે ન પામે શીખ.
તેને નિસ્પૃહી નર જો મળે, તો મૂકે મમતા મન;
કર્મ સઘળાં બાળીને, નિજ જ્ઞાન આપે ધન.
સાધન કરી કરી શરણે જાય, તોયે ચડે કાળને હાથ;
કાળ ભવની ધાણી જોત રે, તેને નાકે ઘાલી નાથ.
વપુ વિદેહી તે કરે, જે જીવનમુક્તા હોય;
પાધરો માર્ગ મુક્તિનો, અખા આચરીને જોય.

—અખો ભક્ત

## ૧૦

## તરણા ઓથે ડુંગર

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં;
અજાજૂથ માંહે રે સમરથ ગાજે સહી.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી સૂગરાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમકેરી ગમ નહીં રે, વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં.
મનપવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપૂરણ, તેણે રચ્યાં બ્રહ્માંડ;
દાસ નહીં કો દાસો રે, એક અણુમાત્ર કહીં.

સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. અજા૦

—ધીરો ભક્ત

૧૧

## દુનિયા દીવાની રે

દુનિયા તો દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે,
કર્તા વસે પાસે રે, મૂરખને નવ સૂઝે. દુનિયા૦
જીવ નહીં તેને હરિ કહી માને, પૂજે કાષ્ટ પાષાણ;
ચૈતન્યપુરુષને પાછળ મૂકે, એવી અંધી જગ અજાણ;
અર્કને અજવાળે રે, પ્રસિદ્ધ મણિ નવ સૂઝે. દુનિયા૦
પાષણનું નાવ નીરમાં મૂકે, સો વાર પટકે શીશ;
કોટિ ઉપાયે તરે નહીં, એ તો ડૂબે વસા વીશ;
વેળુમાં તેલ કયાંથી રે, ધાતુની ધેનુ શું દૂઝે? દુનિયા૦
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત્ય નિર્મળ જળમાં ન્હાય,
સાપ ડંસીને દરમાં રે પેઠો, તો રાફડો ટીપે શું થાય?
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રુઝે. દુનિયા૦
સદ્‌ગુરુ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટી પંડમાં પેખ;
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધ દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરો રે, જાહેર જગત મધ્યે ઝૂઝે. દુનિયા૦

—ધીરો ભક્ત

## ૧૨

## જે કોઈ પ્રેમઅંશ અવતરે

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણકેરું દૂધ હોય તે સિંહણસુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે. જે કોઈ૦
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષારસિંધુનું માછલડું જયમ મીઠા જળમાં મરે. જે કોઈ૦
સોમવેલી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદ વાણી ઉચરે. જે કોઈ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે. જે કોઈ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પૂંઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર, પ્રેમ-ભક્તિ યે જરે. જે કોઈ૦

—દયારામ

## ૧૩

## પ્રેમળ જ્યોતિ

પ્રેમળ જ્યોતિ તારો દાખવી મુજ જીવનપંથ ઉજાળ;
દૂર પડયો નિજ ધામથી, હું ને ઘેરે ઘન અંધાર;
માર્ગ સૂઝે નવ ઘોર રજનિમાં, નિજ શિશુને સંભાળ;
મારો જીવનપંથ ઉજાળ.
ડગમગતો પગ રાખ તું સ્થિર, મુજ દૂર નજર છો ન જાય.
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય;
મારે એક ડગલું બસ થાય.

આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર;
આપબળે માર્ગ જોઇને ચાલવા હામ ધરી મૂઢ બાળ;
હવે માગું તુજ આધાર.
ભલકભર્યાં તેજથી હું લોભાયો ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષો ને લોપ સ્મરણથી ખલન થયાં જે સર્વ;
મારે આજ થકી નવું પર્વ.
તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર;
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર;
દાખવી પ્રેમળ જ્યોતિની સેર.
કર્દમભૂમિ કળણભરેલી ને ગિરિવરકેરી કરાડ;
ધસમસતા જળકેરા પ્રવાહો સર્વ વટાવી કૃપાળ;
મને પહોંચાડશે નિજદ્વાર.
રજનિ જશે ને પ્રભાત ઊજળશે ને સ્મિત કરશે પ્રેમાળ;
દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ;
જે મેં ખોયાં હતાં ક્ષણવાર.
—નરસિંહરાવ

૧૪

ભવાટવિ

ભૂલી પન્થ ભમું દિનરાત રે,
કોઈ સન્ત બતાવોજી વાટ.
ઊગે સૂરજ વળી આથમે એવી ન્હોતી મારી મૂળ ભોમ;
જ્યોતિ અખંડ ઝગે જહીં જેનાં તેજ ઢળે વીંધી વ્યોમ;
કોઈ સન્ત બતાવો એ વાટ : ભૂલી૦

સંસારને ઊંતે વાયરે થાય ઘરઘરના દીપ ગુલ;
જીવન એવાં અહીંનાં જ્હોતિયાં, સારે મુલક અસરોનાં ફૂલ;
કોઈ સન્ત બતાવો એ વાટ : ભૂલી૦
ઉષાને અધરે ખીલતો ને સન્ધ્યાને હોઠે વિલાય;
એવા રે સ્નેહને સોણલે સારું જીવતર ઓસા ખાય;
કોઈ સન્ત બતાવો દિવ્યવાટ : ભૂલી૦
પગલેપગલે પાવક પ્રગટે, આંખે ટ્યો અન્ધકાર,
પામર દેહની પીડ પડી, વહી ભવરણકેરા ભાર;
હવે સન્ત ! હોરા સુરવાટ : ભૂલી૦

—કેશવ હ. શેઠ

૬૫

## ચિનગારી

એક જ દે ચિનગારી મહાનલ ! એક જ દે ચિનગારી !
ચકમક લોઢું ઘસતાં ઘસતાં ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો, ન ફળી મહેનત મારી;
મહાનલ ! એક જ દે ચિનગારી.
ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો, સળગી આભઅટારી;
ના સળગી એક સગડી મારી, વાત વિપતની ભારી;
મહાનલ ! એક જ દે ચિનગારી.
ઠંડીમાં મુજ કાયા થથરે, ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ ! હું અધિક ન માગું, માગું એક ચિનગારી;
મહાનલ ! એક જ દે ચિનગારી.

—હરિહર ભટ

[**સમજૂતી** ૬: 'વેદ વાસે' વાસે–વાસો કરે છે; વેદ વાસે એટલે વેદની નિશ્ચિતતાથી વસ્યા છે; અર્થાત્ જ્યાં શૂન્યતા અને શાંતિ હતાં ત્યાં પરમાત્માએ શબ્દરૂપે નક્કી વાસ કર્યો છે. 'જોઉં પટંતરો......': કુંડળ એ જેમ કનકનું રૂપાન્તર છે તેમ તારા પણ જુદાં જુદાં રૂપાન્તરો હું જોઉં છું. પાસે: એવીજ રીતે.

૭: 'જડ ને ચૈતન્ય રસ......' જડ–નિર્જીવ પદાર્થોમાં ચૈતન્ય પરમાત્માનો અંશ–અનુભવવાની કવિ સૌને ભલામણ કરે છે, પણ એ શી રીતે થાય? મૃત અથવા નિર્જીવ વસ્તુઓને સજીવન કરનારી મૂળી–ઔષધી–વડે પ્રેમપૂર્વક ભક્તિ કરીને જડ પદાર્થોમાં ચૈતન્ય સ્વરૂપે પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનું કવિ કહે છે. 'સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે': સૂર્યોની હાર-માળામાંથી સોનેરી પ્રકાશને નીકળતો વર્ણવી, સચ્ચિદાનંદ અનંત પ્રકાશના મૂર્ત સ્વરૂપે આકાશમાં પ્રગટ થઈ આનંદક્રીડા કરે છે, સૂર્યોના પ્રકાશરૂપી સોનેરી પારણામાં ઝૂલે છે, એવી કવિ કલ્પના કરે છે.

૮: 'આ રે કાયા હંસા': કાયાનો સંબંધ દુનિયા સાથે છે; ને હંસલા–આત્માનો–પરમાત્મા સાથે. કાયાની જીર્ણતા વર્ણવી છે જ્યારે આત્માની અમરતા પર ભાર મૂકીને એની સાથે, ને તેમ કરીને, પરમાત્માની સાથે–મૈત્રી બાંધવાનો બોધ આપ્યો છે.

૯: 'શાસ્ત્રતણી છે એક જ આંખ' આપણા ઘણા ગુરુઓ પંડિતાઈ–શાસ્ત્રજ્ઞતાનો દાવો કરીને ગુરુ થઈ બેઠા છે તેમની

સામે આ કટાક્ષ છે. 'ઉદ્દાસ્ય': ખોટો ભપકો. માયાના પાશમાં જકડાએલા માનવીઓ બહારના ભપકાથી અંજાઈ જાય છે–બીજાને આંજી દેવાનો પ્રયત્ન કરે છે; આમ કરવામાં જ તેઓ જીવનની સાર્થકતા માને છે, છતાં તેમને ભાન નથી કે તેમના કંઠમાં માયારૂપી દોરડી છે જ્યારે તેમની પાછળ કાળ ભમે છે, કાળ કે જે એક પલકમાં તેમને ઝડપી લઈ શકે એમ છે.

૧૦: 'કોને કહું ને કોણ સાંભળશે': જ્યાં પરમાત્મા અને સૃષ્ટિનાં સર્વ પ્રાણી–પદાર્થો એક જ છે ત્યાં કહેનાર ને સાંભળનાર વચ્ચે ભેદ કેવી રીતે સમજવો?

૧૧: 'ઘાયલ ગતિ ઘાયલ રે......' જખમીની વિષમ દશા જેને જખમ લાગ્યા હોય તે જ જાણી શકે, બીજાને તેનો ખ્યાલ ન આવે. તેવી જ રીતે હરિ જેણે પારખ્યો છે–નિહાળ્યો છે, એવો જ્ઞાની પુરુષ જ બીજાનું અજ્ઞાન દૂર કરીને તેમની અંતરવ્યથા મટાડી શકે.

૧૨: પહેલી કડી સાથે અખાભક્તની કડી સરખાવો:

> સિંહણનું દૂધ કોણ જીરવે, જીરવે સિંહનું બાલ;
> શમે સોનાના પાત્રમાં, નહીં તો ફાડી નાખે તત્કાળ.

બને તો શિક્ષકે વિદ્યાર્થીઓ સમક્ષ બેઉ પદો સાથે રજૂ કરવાં.

૧૪: 'ભવાટવિ': ભવરૂપી અટવિ [કર્મધારય સમાસ] સંસારરૂપી વન. 'ઉષાને અધરે......': ઉષાના સોનેરી અજવાળે આશાના અંકુરો રોપે ને સન્ધ્યાના ભૂખરા અજવાળે

નિરાશા પૂરે એવા ચંચળ સ્નેહના સ્વપ્નમાં મારું જીવનનાવ ઝોલા ખાય છે.

૧૫: 'ચકમક લોહુ ઘસતાં ઘસતાં.....': સંસારના ઝંઝાવાતોના વમળો વચ્ચે અથડાઈને આ દેહને ઘસી નાખ્યો. 'ન સળગી......': બધામાં ચેતન પ્રગટ્યું; માત્ર મારી આત્મારૂપી સગડી સળગી નહીં; મારા આત્મામાં ચેતનની ચિનગારી વસી નહીં. 'મહાનલ': આ સૃષ્ટિનાં તત્ત્વો પ્રથમ અગ્નિમાંથી ઉત્પન્ન થયાં હોય એવી માન્યતા છે; માટે સૃષ્ટિનો સર્જનહાર તે મહાનલ વૈશ્વાનર.

**પ્રશ્નાવલિ ૬:** આખા બ્રહ્માંડમાં શ્રીહરિ એક જ છે ને તે જુદેજુદે સ્વરૂપે દેખાય છે એ બીના સમજાવવાને કવિએ શાં શાં દૃષ્ટાંતો આપ્યાં છે તે જણાવો. છેલ્લી કડીમાં મહેતાજીની ધાર્મિક ફિલસૂફીનો સમાવેશ કેવી રીતે થયો છે તે સમજાવો.

૭: પહેલી ચાર કડીઓમાં પરમાત્મા માટે કવિએ એકેક સુંદર શબ્દચિત્ર રજૂ કર્યું છે, તે એની મનોહરતા ઓછી કર્યા સિવાય તમારા શબ્દોમાં ઉતારો. એમાંથી કયું ચિત્ર તમારી દૃષ્ટિએ પરમાત્માનું આબેહૂબ વર્ણન કરે છે? કવિ શ્યામના ચરણમાં મૃત્યુ શા માટે ઇચ્છે છે?

૮: પિંજર અને હંસલો કોને કહ્યાં છે? એ બે વચ્ચે કવિ શો ભેદ ગણે છે? કોની સાથે એ પ્રીતિ કરે છે? ને શા માટે?

૯: અખાની કવિતામાં એના સમયના સમાજના રીતરિવાજો સામે કટાક્ષ કરવામાં આવ્યો છે, એ તમે વાંચેલી

કવિતા પરથી દૃષ્ટાંત સહિત સમજાવો. તે વખતે લોકો પરમાત્માને મેળવવાને જે માર્ગ અનુસરતા હતા તેને અખો શા સારુ વખોડી કાઢે છે? એનો પોતાનો માર્ગ કયો છે તે ટૂંકમાં લખો, ને તેને માટે થોડીક બંધબેસતી લીટીઓ ટાંકો.

૧૦: નરસિંહ મહેતો, અખો અને ધીરો પરમાત્માની સર્વવ્યાપકતામાં માનતા હતા એ જરૂરી પંક્તિઓ ટાંકીને પુરવાર કરો. પહેલી લીટીનો સ્પષ્ટ અથ કરો.

૧૧: અખાની માફક ધીરો પણ સમકાલીન સમાજનો ટીકાકાર હતો એ બતાવો. બ્રહ્માંડ પાખંડને પૂજે છે એ સમજાવવાને કવિએ આપેલાં દૃષ્ટાંતોમાંથી બે સારાંમાં સારાં પસંદ કરો. પરમાત્માની પાસે જવાને નરસિંહ મહેતો, અખો અને ધીરો કયા કયા માર્ગો સૂચવે છે? એ બધામાં ભેદ શો છે?

૧૨: આ પદનો મુખ્ય ધ્વનિ એક વાકયમાં લખો. નરસિંહ મહેતા, મીરાંબાઈ, અખા અને દયારામની ભકિતની તુલના કરો.

૧૩: પૂર્વજીવનની ભૂલો માટે પશ્ચાત્તાપ કરતા અને પ્રેમળજ્યોતિના પ્રકાશ વિના નિરાધાર બનેલા માનવીનો આર્તનાદ કવિએ આ કાવ્યમાં ઉતાર્યો છે તે સાબિત કરો. એનું પોતાનું ધામ કયું? કયો અંધકાર એને ત્યાં જતાં અટકાવે છે? 'મારે આજ થકી નવું પર્વ 'નો સ્પષ્ટ અર્થ કરો.

૧૪: આ દુનિયામાં ને પોતાની મૂળ ભૂમિમાં કવિ શો તફાવત જુએ છે? સુરવાટે દોરાવાને કવિ શા માટે આટલા બધા આતુર છે.

૧૫: પોતાની માગણી તદ્દન નજીવી છે એમ કવિ શી રીતે સમજાવે છે? આ પ્રકરણનાં છેલ્લાં ત્રણ કાવ્યોમાં કવિએ પરમાત્માને અરજ કરી છે તે શેને માટે? એમાં કંઈ જુદાપણું છે ખરું? ત્રણે કવિઓ કેવા જીવનની આશા રાખે છે? એ જીવન પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ શું છે? ત્રણે કાવ્યોમાં અરજને યોગ્ય વિનમ્રભાવ છે એ જરૂરી લીટીઓ ઉતારીને બતાવો. ]



## સૉ ને ટ

[ **નોંધ : સૉનેટનો ઇતિહાસ** : કયા કાવ્યને અંગ્રેજીમાં સૉનેટ કહેવામાં આવે છે તે કદાચ તમે જાણતા હશો. અંગ્રેજી કવિતાનો અભ્યાસ કરતાં કરતાં તમે શેકસપીઅર, મિલ્ટન, કે વર્ડ્ઝવર્થનાં સૉનેટો વાંચ્યાં પણ હશે. એની ઉત્પત્તિ તેમજ રચના વિશે થોડીક માહિતી નીચે આપી છે તેમાં તમને જરૂર રસ પડશે.

યુરોપીય સંસ્કૃતિનો ધોધ જ્યારે ગ્રીસ અને ઇટલીમાંથી જોસભેર વહી રહ્યો હતો અને આખા યુરોપમાં પુનરુત્થાન (Renaissance)નું મંથન થઈ રહ્યું હતું ત્યારે, લગભગ તેરમા સૈકામાં, ઇટલીમાં સૉનેટનો જન્મ થયો. એની પહેલ ગમે તે કવિએ કરી હોય પરંતુ એના ઉત્પાદક તરીકે, એના પિતા તરીકે, પેટ્રાર્કનું નામ જગમશહૂર થયું છે. અત્યારે સૉનેટની રચનાના વિવિધ પ્રકારો પ્રસિદ્ધ છે તેમાં મૂળ પ્રકાર પેટ્રાર્કનો છે, અને તેને પેટ્રાર્કશાઈ (Petrarchan) સૉનેટ કહેવામાં આવે છે.

યુરોપની બીજી કોઈ પણ ભાષા કે તેના સાહિત્ય કરતાં અંગ્રેજી ભાષા અને સાહિત્ય સાથેનો આપણો સંબંધ ગાઢ છે. આ સાહિત્યમાં સૉનેટને બહુ અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. અંગ્રેજી સાહિત્યના સહવાસમાં આવ્યા પછી, એટલે ૧૮૫૮ના બળવા પછી, ગૂજરાતી સાહિત્યનો વિકાસ થવા માંડયો. કાવ્યનાં બીજાં રૂપો સાથે સૉનેટના રૂપની પ્રતિકૃતિ આપણા સાહિત્યમાં કરવાનો કેટલાક ઉત્સાહી કવિઓએ છેલ્લાં પચ્ચીશ ત્રીશ વર્ષોમાં પ્રયાસ કર્યો છે. એટલે અંગ્રેજી સાહિત્યમાં સૉનેટે પ્રાપ્ત કરેલા અદ્ભુત સ્થાનથી આકર્ષાઈને, તેમજ એક કાવ્ય તરીકેની તેની અલૌકિક શક્યતાઓથી લોભાઈને એ રૂપને ગૂજરાતી સાહિત્યમાં મૂર્તિમન્ત કરવાને આપણા કવિઓએ જે શ્રમ લીધો છે તેની પ્રેરણા આંગ્લકવિતાને આભારી છે.

ગૂજરાતના સૉનેટીઅર તરીકે હજી ભાગ્યે જ કોઈ કવિ પ્રખ્યાત થયા હોય. અલબત્ત, એ વિદેશી રૂપને આપણી ભાષામાં ઉતારવામાં અનેક મુશ્કેલીઓ હોય; એને માટે અનુકૂળ છન્દ–પ્રાસના અન્વેષણ માટે અનેક પ્રયોગો કરવાની જરૂર પડે. આપણા જાણીતા કવિઓ પૈકી શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) અને શ્રી બળવંતરાય ઠાકોરે કેંક સફળતાથી સૉનેટ રચવાનો પ્રયાસ કર્યો છે. આ પ્રકરણમાં શ્રી૦ કાન્ત, રા. ચન્દ્રવદન મહેતા અને સ્વ. પ્રો. ગજેન્દ્ર બુચના એકેક સૉનેટનો સમાવેશ કરવામાં આવ્યો છે. શ્રી ચન્દ્રવદન ચીમનલાલ મહેતાએ ૧૯૨૬ની સાલમાં “યમલ” નામની

ચૌદ સૉનેટની સુંદર કૃતિ પ્રગટ કરી. એ સુમનગુચ્છની સર્વત્ર પ્રશંસા થઈ, અને એક સંગીન, સિદ્ધહસ્ત સૉનેટીઅર તરીકે તેમણે ખ્યાતિ સંપાદન કરી છે. સ્વ. શ્રી ગજેન્દ્રરાય બુચે માત્ર બે જ સૉનેટો લખ્યાં છે. સૉનેટીઅર તરીકે સફળ કારકિર્દીની આગાહી આપે એવાં તે છે, પરંતુ ક્રૂર કાળને તેમની અદેખાઈ આવી હશે ! ૧૯૨૭ના ઑકટોબરમાં તેમનું અકાળ અવસાન થયું, અને સફળ કવિ થવાની આશા આપતા એક યુવાનને ગૂજરાતે ગુમાવ્યો.

**સૉનેટની રચના :** સૉનેટ બેત્રણ પ્રકારનાં છે. મૂળ સૉનેટ પેટ્રાર્કશાઈ સૉનેટ તરીકે ઓળખાય છે; તેમાં પ્રખ્યાત આંગ્લ કવિઓએ ઓછોવત્તો ફેરફાર કર્યો તેને પરિણામે શેકસપીઅરનું સૉનેટ અને મિલ્ટનશાઇ સૉનેટ રચાયાં. શેકસપીઅરનું સૉનેટ પેટ્રાર્કના સૉનેટથી જેટલું જુદું પડે છે તેટલું મિલ્ટનનું સૉનેટ જુદું પડતું નથી. ગૂજરાતી કવિઓએ ત્રણે પ્રકારનાં સૉનેટો પર પોતાનો હાથ અજમાવ્યો છે, અને પ્રાસના થોડા ફેરફારો સાથે કેટલાંક સૉનેટો બનાવ્યાં છે. અહીં આપેલાં સૉનેટોમાંથી એક પેટ્રાર્કશાઈ ને એક શેકસપીઅરશાઈ છે, જ્યારે એક મિશ્ર ઢબનું છે.

બધી જાતનાં સૉનેટોમાં એક તત્ત્વ સામાન્ય છે: સૉનેટ રચનાર કવિને એક વાતનું અનિવાર્ય બંધન છે, અને તે ચૌદ લીટીમાં પોતાનું કાવ્ય સમાપ્ત કરવાનું. એક લીટી વધારે ન લખાય કે ઓછી ય ન લખાય! પેટ્રાર્કે અને શેકસપીઅરે આ ચૌદ લીટીના જુદી જુદી રીતે ભાગો પાડ્યા છે.

પેટ્રાર્કે આઠ અને છ લીટીમાં આખું સૉનેટ વહેંચી દીધું છે. દરેક વિભાગ સ્વતંત્ર કાવ્ય તરીકે પણ વાંચી શકાય. અષ્ટકમાંનોજ વિચાર, છેલ્લી છ લીટીમાં, થોડા વિરામ પછી, પલટો લે છે; પરિણામે, એ બેઉને સાથે વાંચવાથી તેનો અર્થ વધારે સ્પષ્ટ અને ભાવવાહી બને છે. આ વિચારપલટો પેટ્રાર્કશાઈ સૉનેટનું વિશિષ્ટ અંગ છે. આ પ્રકારના સૉનેટમાં પ્રાસરચના નીચે પ્રમાણે છે.

અષ્ટક ૧, ૨, ૨, ૧; ૧, ૨, ૨ ૧.

ષષ્ટક ૩, ૪, ૫; ૩, ૪, ૫.

શેક્સપીઅરને અનુકરણ કરવાનું નહીં રૂચ્યું. ચાર લીટીનાં ત્રણ મુક્તકો અને અનુપ્રાસવાળા એક અંત્ય શ્લોકનાં લગભગ દોઢસો સૉનેટો રચ્યાં. એ રચના તેણે હસ્તગત કરી. તેમના સૉનેટમાં વિચારના ગાંભીર્ય કરતાં કલ્પનાનાં પ્રબળતર ઉડ્ડયનો વિશેષ. એક પછી એક ત્રણે કડીઓમાં એમની કલ્પના પ્રબળતર બનતી જાય અને વધારે ને વધારે ઊંચે ઊડે. છેલ્લી બે લીટીઓમાં તેઓ અદ્ભુત કળાકૌશલ્યથી બધી કલ્પનાઓને આટોપી દેતાં. અંગ્રેજી સાહિત્યમાં કોઈ પણ કવિ તેમની રચનાનું સફળતાથી અનુકરણ કરી શક્યા નથી. ગૂજરાતીમાં અખતરા ખાતર બધા સૉનેટીઅરોએ તેમનું અનુકરણ કર્યું છે. શ્રી કાન્ત આ રચનાનું સાચું સ્વરૂપ સમજ્યા હતા અને શિખરિણી છંદની મદદ વડે તેમણે થોડાંક સુંદર શેક્સપીઅરશાઈ સૉનેટો રચ્યાં છે. અહીં એનો એક નમૂનો ઉતાર્યો છે.

. . .

સૉનેટ વિશે આટલું જાણવું બસ થશે ઉપર આપેલી માહિતી વાંચ્યા—સમજ્યા પછી કયું કાવ્ય સૉનેટ છે એ તો તમે કહી શકશો ને? એક વાત ખાસ ધ્યાનમાં રાખજો. સૉનેટમાં એક સળંગ વિચારનું જ આલેખન છે. એમાં વિરામ હશે, પલટો હશે, છતાં ચૌદ લીટીઓમાં વિચાર તો એક જ છે. આપણા સાહિત્યમાં સૉનેટની માત્ર શરૂઆત થઈ છે. છતાં હૃદયની ઊર્મિઓ અને કલ્પનાનાં ઉડ્ડયનો ઝીલવાની તેની અગાધ શક્યતાઓ જોતાં ગૂર્જરકવિઓ તેને અપનાવીને આપણા સાહિત્યને સમૃદ્ધ કરશે જ એમાં શક નથી.



**૧૬. ઉપહાર:** રા. કાન્તના કાવ્યસંગ્રહનું આ અર્પણકાવ્ય છે, ને તે એમના સુહૃદ શ્રીયુત બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને સંબોધાએલું છે. આ બેઉ મિત્રોએ જ્ઞાનરૂપી પ્રકાશ મેળવવાને વિવિધ ક્ષેત્રોમાં સાથે પ્રયાણ કરેલું એનું વર્ણન મનોહર કુદરતી સૌંદર્યવાળા સ્થળે કરેલી આનંદયાત્રા તરીકે અહીં કર્યું છે. એ વિહાર દરમિયાન બેઉ મિત્રોએ પોતાના વિચારો એકબીજા સમક્ષ ઠાલવ્યા હશે. આ સાહિત્યોદ્‌ગારોમાંથી કેટલાક સમયના વહેવા સાથે ભુલાઈ ગયા, જ્યારે કેટલાક ગહન વિચારો અંતરના ઊંડાણમાં સચવાઈ રહ્યા તે તેમણે 'પૂર્વાલાપ' નામના કાવ્યસંગ્રહમાં એકઠા કર્યા છે. પોતાના સર્વ વિચારોના ભાગીદાર સુહૃદને એ કાવ્યો ગત સમયના સ્મરણ તરીકે અર્પણ કરવામાં આવ્યા છે તે તદ્દન વાસ્તવિક જ છે. રા. રામનારાયણ પાઠક લખે છે તેમ કુદરતના ચિત્ર તરીકે પણ આ વર્ણન હૃદયંગમ છે.

દેખીતી રીતે આ સૉનેટ શેક્સપીઅરશાઇ છે, છતાં છેલ્લી બે લીટી સિવાય, શેક્સપીઅરના પ્રાસનું ધોરણ કવિ પોતાના કાવ્યમાં ઉતારી શક્યા નથી. ચારચાર લીટીનાં ત્રણ મુક્તકોમાં કવિએ કાવ્યના મુખ્ય વિચારનો વિકાસ સાધ્યો છે, ને છેલ્લી બે લીટીમાં કાવ્યની સમાપ્તિ કરી લેવામાં તેમને ભારે સફળતા મળી છે; તેથી શેક્સપીઅરશાઈ સૉનેટના નમૂનારૂપે તે અહીં ઉતાર્યું છે.

° • °

**૧૭: સૂકી પાંદડી:** આ સૉનેટ "યમલ" નામના સૉનેટ-સંગ્રહમાંથી લેવામાં આવ્યું છે. લેખકના જ શબ્દોમાં કહીએ તો "યમલ" એક જોડીઆ ભાઈબહેનની અર્ધી--આછી કથા છે. "સૂકી પાંદડી"ના સૉનેટમાં બાળપણનાં અને નિશાળનાં સંસ્મરણોનું આલેખન છે. તેઓ કેવી રીતે રસળતા રસળતા નિશાળે જતા હતા, અને ફૂલકળી તેઓ સાથે લઈ જઈને કેવી રીતે પોતાના પાઠ્યપુસ્તકમાં સાચવી રાખતા, એ વાતનું સ્મરણ પવિત્ર ફૂલની સુકાએલી એ પાંદડી જોઈને ભાઈબહેનને કરાવે છે: એનું વર્ણન અષ્ટકમાં કરવામાં આવ્યું છે. ત્યારપછી વિચારોમાં પલટો થાય છે, અને ષટ્કમાં કિશોર વયના અવશેષરૂપ રહેલી, ફીકી અને સુવાસવિહોણી એ પાંદડીને જલમાં કે અગ્નિમાં પધરાવવાનો ભાઈને વિચાર આવે છે કે તરત જ પ્રશ્ન ઊઠે છે કે અમારી જિંદગી પણ શા માટે ન હોમી દેવી?

આખું ય બાળપણ પરસ્પરનાં નિકટ સમાગમમાં પસાર કરીને યુવાવસ્થાને આંગણે પહોંચેલી આ ભાઈબહેનની બેલડીને એ આહ્‌લાદક દિવસોનું સ્મરણ કરાવવાને પોતાના પુસ્તકમાં રહી ગએલી ફૂલની એક સૂકી પાંદડી બસ છે. નિર્દોષ બાળપણ પસાર થઈ ગયા પછી જીવનની ચિંતાથી ઘેરાયેલા ભાઈને કિશોર વયનાં અને તે દરમિયાન આવેલાં સ્વપ્નોમાં કલ્પેલી મધુર, ગગનચૂંબી મહત્વકાંક્ષાઓથી ભરેલા જીવનથી ભિન્ન જીવન જીવવામાં કૈં રસ રહ્યો નથી. એ મીઠાં સ્મરણો યાદ કરી કરીને દિવસો વિતાવવાં કરતાં એ જીવનના અવશેષ સાથે આખી જિંદગીનો અંત આણવાનો વિચાર આવે છે.

આ કાવ્યની ભાવનાઓ જેટલી સાદી, સરળ અને આકર્ષક છે તેટલીજ સાદી, સરળ છતાં અસરકારક તેની ભાષા છે. રા. ચન્દ્રવદન મહેતાએ પોતાના સૉનેટમાં પૃથ્વી છન્દનો ઉપયોગ મોટે ભાગે કર્યો છે. સૉનેટ લખવાના ગૂજરાતીમાં અખતરા કરનાર પ્રથમ કવિઓમાંથી રા. બળવંતરાય ઠાકોરને આ છંદ પસંદ કરી પ્રચલિત કરવાનું માન મળે છે. બીજા છંદોમાં યતિ અને શ્લોકનાં બંધનો કવિની સ્વતંત્રતા પર તરાપ મારનારાં છે, અને તેથી ઘણી વાર તેમની કવિતા કૃત્રિમ બને છે; જ્યારે પૃથ્વી છંદમાં યતિસ્વાતંત્ર્ય છે એટલુંજ નહીં પરંતુ શ્લોક, શ્લોકાર્ધ કે પંક્તિની આખરે જ વાક્યનો અંત આવે એવું બંધન નથી. આથી, અષ્ટકમાંનો વિચારપ્રવાહ ષષ્ટકમાં સળંગપણે વહેવડાવવામાં બીજા છંદો કરતાં પૃથ્વી છંદ વધારે મદદરૂપ નીવડે છે.

૧૮. **જળપ્રલય:** આ સૉનેટ નથી શુદ્ધ પેટ્રાકશાઈ કે નથી શુદ્ધ શેક્સપીઅરશાઇ. ચૌદ લીટીનું મૂળ બંધન જાળવી રાખીને સૉનેટ રચવાના પેટ્રાકશાઈ સૉનેટથી જુદા પડતા વિવિધ પ્રયોગો અંગ્રેજી સાહિત્યમાં થયા છે. સ્વ. ગજેન્દ્રરાય બુચને આ એવોજ પ્રયાસ છે. ષષ્ટકની પ્રાસરચના પેટ્રાર્કશાઈ છે; જ્યારે અષ્ટકની પહેલી ચાર લીટીમાં ફેર કરવામાં આવ્યો છે.

આ પ્રમાણે રચનામાં જ્યારે આ સૉનેટ શેક્સપીઅરના સૉનેટ કરતાં પેટ્રાર્કના સૉનેટને વધારે મળતું આવે છે ત્યારે એનું અંતરસ્વરૂપ શેક્સપીઅરના સૉનેટ જેવું છે. વિચારપલટો નવમી લીટીથી થવાને બદલે તેરમી લીટીએ થાય છે. પહેલી બાર લીટીમાં એક વસ્તુસ્થિતિનું સળંગ વર્ણન છે, જ્યારે છેલ્લી બે લીટીમાં પ્રભુને મર્માળું સંબોધન કરીને આખા કાવ્યની પૂર્ણાહૂતિ કરવામાં આવે છે.

પ્રથમ બાર લીટીમાં કવિ પ્રલયકાળનું આબેહૂબ વર્ણન કરે છે. કુદરતની વિકરાળતા અને મનુષ્યનાં નિરાધારપણાની ન ભૂંસાય એવી સચોટ છાપ આ લીટીઓ વાંચતા આપણા મન ઉપર પડે છે. શરૂઆતની બે પંક્તિઓ વાંચતા જ જળપ્રલયની ભયાનકતાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથીઃ

કરાલ દળ કાળનાં ગગન ગુંબજે ગાજતાં,
ધરા ન જીરવી શકે સકળ આભ આવી ઢળ્યા.

'કરાળ દળ કાળનાં' આ શબ્દોની વરણી કરીને કવિએ ઇષ્ટ વાતાવરણને અનુકૂળ શબ્દચિત્ર દોરવામાં સફળતા મેળવી છે. સૃષ્ટિનાં બધાં પ્રાણીઓ કુદરતી કોપને પ્રસંગે

કેવી અપૂર્વ એકતા દાખવે છે તેનું તલસ્પર્શી વર્ણન કરીને મનુષ્યના નિરાધારપણાનો ખ્યાલ કવિ કેવી રીતે આપે છે તે જુઓઃ

"છતાં ય અસહાય શું મનુજ મૃત્યુના મ્હોંમહીં?"

મનુષ્યની આવી વિષમ દશામાં જગતના અમર પિતાને શાંત પડી રહેવા માટે છેલ્લી એ પંક્તિઓમાં કવિ જાણે નમ્ર ઉપાલંભ ન આપતા હોય એવો ભાસ થાય છે.]



૬૬

## ઉ પ હા ર

[શિખરિણી]

ફર્યો તારી સાથે, પ્રિયતમ સખે! સૌમ્ય વયનાં
સ્હવારોને જોતો વિકસિત થતાં શૈલશિખરે;
અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં!

તરંગોનાં સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યો વિમલ કુસુમોનો ગણ, અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેનાં તરુવર રહ્યાં ઉત્સુક બની!

ઠરી સ્થાને સ્થાને, કુદરત બધી ને અનુભવી,
કર્યા ઉદ્‌ગારો, તે બહુ બહુ હવામાં વહી ગયા;
સખે! થોડા ખીણો ગહન મહીં તો યે રહી ગયા;
કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહીં ભરું.

અને તેને આજે તરલ ધરું તારા ચરણમાં,
ગમે તો સ્વીકારે ગત સમયફેરા સ્મરણમાં !

—કાન્ત

## ૧૭
## સૂકી પાંદડી
[ પૃથ્વીછંદ ]

સ્મરે છ પ્રિય બ્હેનડી ! સમય, ફૂલવાડી થકી
લઈ કલમ પાટી બે રસળતા નિશાળે જતાં
ગુલાબ બટમોગરો બકુલ માલતી મ્હેકતાં
ચૂંટી ફૂલકળી, નમાવી મૃદુ ડાખળીઓ બધી,
કદીક તુજ પાલવે મુજ રૂમાલમાં યે કદી,
ગ્રહી સકળ ગુચ્છ એ પ્રભુપદે ધરાવી બધાં
સૂંઘી ઊલટભેર સૌ, પઠનપુસ્તકે દાબતાં,
નિહાળ ભગિની ! પવિત્ર ફૂલ પાંદડી એ સૂકી.

કિશોરવયની અમૂલ્ય રસલ્હાણ સાથે લઈ
હવે થઈ ફીકી વળી સહુ સુગન્ધ ઊડી ગઈ;
જલે, અનલમાં, કહીંક પધરાવવી એ ઘટે !
ન શીદ અમ જિંદગી?–જીવનનીય ચિંતા મટે !
કિશોરવય ને કિશોરવયસોણલાં એ ગયાં,
જૂનાં સ્મરણ મીઠડાં અરર ધોળવાનાં રહ્યાં.

—ચન્દ્રવદન મહેતા

## ૧૮

# જળપ્રલય

[ પૃથ્વીછંદ ]

વિકરાલ દળ કાળનાં ગગનગુંબજે ગાજતાં,
ધરા ન જીરવી શકે સકળ આભ આવી છ્યા,
અખંડ સુસવાટમાં જીવનદીપ હોલાય જ્યાં,
પ્રચંડ સહુ સત્વનાં પ્રલય તાંડવો આજ આ.

શમ્યા છે શશી સૂર્ય ને નજર ઘોર ઘેરે નિશા,
સુતેલા સપનાં સમાં જીવન કૈંક જેમાં શમ્યાં;
ઝડી મુશળધાર ક્યાં ? ક્ષણિક ક્ષુદ્ર પોકાર ક્યાં ?
મહા પ્રલયકાળમાં જીવનનાવ શોધે દિશા.

કંઈક જડ વૃક્ષને જીવનવેલ વળગી રહી,
હલાહલ ભૂલી કંઈ વિષધરો ય ના ડંખતા,
કંઈ વિરલ વીરના ઝળહળે બલિદાન જો,
છતાં ય અસહાય શું મનુજ મૃત્યુના મ્હોંમહીં ?

અહીં પરમ મર્ત્ય જો જીવનને રહ્યાં ઝંખતાં,
પ્રભો ! અમર એક તું ઉદધિયે જ ઊંઘી રહ્યો.

—સ્વ. ગજેન્દ્રરાય બુચ

[સમજૂતીઃ ૧૬: 'સૌમ્ય વય' : સૌમ્ય એટલે સુશીલ, શાંત મનોહર. દુનિયાના અનુભવથી ઉગ્ર નહીં બનેલી એવી વયના; યુવાવસ્થાને આંગણે આવેલા. શૈલશિખરો ઉપર કિરણો ફેંકતા સૂર્ય સાથે પોતાની ઉંમર કવિએ સરખાવી છે. ઊગતો સૂર્ય

જેમ ઊંચે કિરણો ફેંકે છે તેમ આ મિત્રો બુદ્ધિ અને કલ્પનાની મદદથી આકાશગામી તરંગો બાંધતા હતા. 'કુંજે કુંજે': શ્રી. બળવંતરાય ઠાકોર કહે છે તેમ આ કુંજો તે અંગ્રેજી, પ્રાચીન ગ્રીક અને યુરોપીય સાહિત્યની કુંજો છે; અને તેમાંના મયૂરો તે કવિઓ, નાટ્યકારો, ફિલસૂફો વગેરે. 'તરંગોનાં સ્વપ્નસ્મિત': તરંગો એ જ સ્વપ્નસ્મિત. સરિતા તે સાહિત્યસરિતા; કુસુમો તે કાવ્યો; તરુવર તે સાહિત્યરસિક લોકો. 'હવામાં વહી ગયાં': સાહિત્યચર્ચાના ઉદ્ગારો અથવા કાવ્યોદ્ગારો મોટે ભાગે ઊડી ગયા, જ્યારે કેટલાક શાશ્વત ઉદ્ગારો અંતરના ઊંડાણમાં સચવાઈ રહ્યા છે તેને કવિ કાવ્યરૂપે પોતાના સંગ્રહમાં ઉતારે છે.

**૧૯. જળપ્રલય**: 'પ્રચંડ સહુ સત્વનાં....': પ્રલયકાળનાં વિકરાળ દળ–સૈન્ય–આકાશમાં ગાજી રહ્યાં હતાં, અને પૃથ્વી બધો પ્રહાર જીરવી ન શકે એવી રીતે બારે મેઘ વરસવા લાગ્યા હતા, મુશળધાર હેલીના સાથી પવનના સતત સુસવાટામાં જ્યારે માનવીઓનાં જીવનદીપ હોલાવવા લાગ્યાં હતાં; ત્યારે સર્વ કુદરતી તત્ત્વો પ્રલયનું--વિનાશનું નૃત્ય કરી રહ્યાં હોય એમ લાગતું હતું. 'વિરલ વીરનાં': જળપ્રલયમાં ઘસડાતાં નિરાધાર પ્રાણીઓને બચાવવાની હામ ભીડનાર વીર પુરુષોને કેટલીક વાર પોતાની જિંદગીનો ભોગ આપવો પડે છે. 'છતાંય અસહાય શું....' કવિ પ્રશ્ન કરે છે કે જડ ચૈતન્યને આશરો આપે, ઝેરી પ્રાણીઓ સંકટને સમયે પોતાના વિષનો ઉપયોગ કરી દુઃખી લોકોનાં

પ્રાણ હરવાનું મોકુફ રાખે, વીર પુરુષો બીજાની જિંદગી બચાવવા જતાં પોતાની જિંદગી હોમી દે—આ બધું, જે દુનિયામાં અસામાન્ય ને અલૌકિક છે તે બને છતાં મનુષ્યને મૃત્યુના મોંમાંથી ઉગારનાર કોઈ જ નથી? શું એટલો બધો તે નિરાધાર છે?

• • •

**પ્રશ્નાવલિ: ૧૬:** કવિએ આ કાવ્ય કોને અર્પણ કર્યું છે? શા માટે? આ કાવ્યમાં બે મિત્રોનાં જીવનના કયા સમયનો ઉલ્લેખ છે? તેમાં તેમણે શું કર્યું? કવિએ કુદરતી તત્ત્વોને પોતાનાં ગૂઢ ભાવોનાં રૂપક કેવી રીતે બનાવ્યાં છે તે સમજાવો. **૧૭:** આ કાવ્યનો મુખ્ય ધ્વનિ ટૂંકમાં સમજાવો. કવિ પોતાની બહેનને શેનું સ્મરણ કરાવે છે? એ ફૂલપાંદડીને પવિત્ર શા સારુ કહી છે? એને કયાંક પધરાવી દેવાને યોગ્ય કેમ માની છે? એને જોઈને પોતાના ભાવિ માટે કવિને શો વિચાર આવે છે? છેલ્લી બે લીટીઓ બરાબર સમજાવો.

**૧૮:** એક પછી એક ત્રણ શ્લોકોમાં કવિએ જળપ્રલયના કરેલા વર્ણન પરથી માનવીની અસહાયતા વધારે ને વધારે સાબિત થાય છે તે બતાવો. આ વર્ણનનાં વાસ્તવિક ત-ત્વોનો ઉલ્લેખ કરો. કવિ પરમેશ્વરને હળવો ઠપકો શા માટે આપે છે?

સૉનેટ એટલે શું? એનાં ખાસ લક્ષણોનો ઉલ્લેખ કરો. એના જુદાજુદા પ્રકારો વિશે ટૂંક નોંધ લખો. સૉનેટ વિશે ગૂજરાતી સાહિત્યમાં થએલા પ્રયાસો ટૂંકમાં જણાવો. અહીં આપેલાં સૉનેટો કેવા પ્રકારનાં છે અને તે મૂળ પ્રકારથી જુદા પડતા હોય તો શી રીતે તે સમજાવો.]



# પ્રકૃતિચિત્રો

[ **નોંધ ૧૯. સાયંકાળે:** દલપત-નર્મદ બેઉ સંક્રાંતિયુગના હોઈને તેમની પ્રવૃત્તિઓ કવિ તરીકેની હોવા કરતાં નવયુગના ઘડનાર તરીકેની વિશેષ છે છતાં તેમની પદ્યરચનામાં ય ક્વચિત્‌ક્વચિત્ કવિત્વશકિતના ચમકારા નજરે પડે છે. આ પ્રકરણમાં આપેલું કાવ્ય તેના નમૂનારૂપ છે.

શ્રી૦ દલપતરામ આ કાવ્યમાં સાયંકાળે સામાન્ય રીતે નજરે પડતા દેખાવોનું વર્ણન કરે છે. પહેલા શ્લોકમાં આથમતા સૂર્યનો નિર્દેશ કરીને વનમાં ચરવા ગએલી ગાયોને એકઠી કરીને પાછા ફરતા ગોવાળિયા, ખેતરમાં સખત મજૂરી કરી પોતાની ખાંધ પર દંતાળી નાખીને સ્વગૃહે આવતા ખેડૂતો, વગેરેનાં ચિત્રો દોરવામાં આવ્યાં છે. વળી

પાછી કવિ આથમતા સૂર્ય ભણી પોતાની નજર ફેરવે છે ને એક અતિ સામાન્ય કથન સરળતાથી ઉચ્ચારે છે:

'પૂજે જનો સૌ ઊગતા રવિને'

પહેલો એક અને છેલ્લા ત્રણ શ્લોકો પ્રકૃતિવર્ણનના સુંદર નમૂનાઓ છે; બલ્કે, આખું કાવ્ય જ મનોહર ઉપમાવાળું છે; છતાં સામાન્ય મનુષ્ય સુદ્ધાં એ વાંચીને આનંદ માણી શકે એટલું તે સરળ છે.

• • •

**૨૦. ડિકલસ્ લાઇટ:** સ્વ. હરિલાલ ધ્રુવે પોતાના જમાનાના પ્રમાણમાં ઘણો પ્રવાસ કરેલો. યુરોપ વગેરે ખંડોની મુસાફરીએ જતાં એમના કવિહૃદયને કેટલાંક કુદરતી સૌંદર્યનાં દૃશ્યોએ આકર્ષેલું. તે વખતે તેમના હૃદયમાં જે ઊર્મિઓ સ્ફુરી તે વર્ણનરૂપે તેમણે પોતાનાં કાવ્યોમાં ઉતારી છે. અહીં આપેલું કાવ્ય એક દીવાદાંડીનું આકર્ષક વર્ણન છે. અનેક મહાન પદાર્થોની ચંચળતાનો ઉલ્લેખ કરીને કવિએ એ અચળ અને કર્તવ્યનિષ્ઠ દીવાદાંડીને કવિએ બહુ ઉચ્ચ સ્થાન આપ્યું છે. આ કાવ્યમાંથી એક ગૂઢ અર્થ પણ નીકળી શકે. માનવજીવનના વિષમ આઘાતો અને નિરાશાઓ વચ્ચે અડગ સસ્મિત, શાન્ત, કર્તવ્યપરાયણ વ્યક્તિનું આ વર્ણન હોય એવો ભાસ થાય છે. એ એકલી, અટૂલી દીવાદાંડી મનુષ્યોને જાણે જીવનનું રહસ્ય ન સમજાવતી હોય એવો આ કાવ્યનો ધ્વનિ છે.

• • •

**૨૧. આગિયાને:** શ્રી૦ કલાપીનાં કાવ્યો સરળ શૈલી અને વાસ્તવિક વર્ણન માટે ગૂજરાતમાં મશહૂર છે. છંદોની વિવિધતા તેમને મધુર અને ભાવવાહી બનાવે છે. ખાસ કરીને એમનાં પ્રાસંગિક કાવ્યો અતિ આકર્ષક હોય છે.

આ કાવ્ય આગિયાને સંબોધીને લખાએલું છે. એ જંતુના તેજનું વર્ણન બહુ આબેહૂબ છે. જે તેજ એને જીવાડે છે અને આકર્ષક બનાવે છે તેજ તેજ વિનાશક નીવડે છે. આ ઉપરથી માનવદૃષ્ટિએ દેખાતા સત્ય વિશે કવિ એક સામાન્ય પ્રશ્ન પૂછે છે:

'જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી?'

• • •

**૨૨. કંચનજંઘા:** હિમાલય કુદરતની એક અલૌકિક લીલા છે. તેના ઊંચામાં ઊંચા શિખર કંચનજંઘાનું મધુર અને કલ્પનાયુક્ત વર્ણન કવિએ સાત સૉનેટોમાં કર્યું છે. એમાંનાં ચાર સુંદર શબ્દચિત્રો અહીં ઉતાર્યાં છે. ઉષા, સવાર, સન્ધ્યા અને રાત્રિનાં આ પર્વતશૃંગને વિશેનાં વર્ણનો આપણાં પ્રકૃતિકાવ્યોને વધારે સમૃદ્ધ બનાવે એવાં સરળ છતાં કવિત્વશક્તિના ચમકારાવાળાં છે. દિવસને જુદેજુદે સમયે થતા ફેરફારોનું આલેખન કવિની સમર્થ કલ્પના-શક્તિનો આપણને ખ્યાલ આપે છે.



## ૧૯

# સાયંકાળે

[ ઉપજાતિ ]

જુઓ જુઓ આ રવિ દિવ્યકાય, ભૂમિ ભણી તે નમતો જણાય;
જાણે ચડેલો અમરાપુરીમાં, પતંગ દીસે પડતો મહીમાં.
ગાયો ચરી ગામ ભણી વળે છે, જૂદી પડેલી સમૂહે મળે છે;
ઘણી નદીઓ મળી એક રાહ, જાણે થયો જાહ્નવીનો પ્રવાહ.
ગોવાળ ગાયો ઘણ ઘેરી લાવ્યો, ભાળી ભલો સૌ જન ચિત્ત ભાવ્યો;
ભગીરથે જેમ ધરી ઉમંગ, કૈલાસથી આણી પવિત્ર ગંગ.
ગાયોતણા વેગથી ખૂબ ખેહ, ઊંચી ચઢી ઊડી જણાય જેહ;
ઉચારવા દુઃખ વિચાર લાવી, જાણે ધરિત્રી સ્વર્ગે સીધાવી.
ગોવાળીઆ વાંસળીઓ બજાવે, સુણી ભલા સૌ જન ચિત્ત ભાવે;
જાણે ચઢ્યો છે ઘન એમ જાણી, વદે મધુરે સ્વર મોર વાણી.
ગાયો કરે છે પુરમાં પ્રવેશ, છૂટી પડી વેગ કરી વિશેષ;
સહસ્રધારે થઇ જેમ ગંગ, કરે જઈ સાગરનો પ્રસંગ.
દંતાળી ખાંધે ધરી ખેડુ કોઈ, કવિ કરે તર્કવિતર્ક જોઈ;
ધરારૂપી સ્ત્રીતણી કાંસકી છે, જાણે કૃષિકારકને જડી છે.
અરે જુઓ વિશ્વ અનુભવીને, પૂજે જનો સૌ ઊગતા રવિને;
આવી પડે અસ્ત થવાનું જ્યારે, કોઈ ન છાંટે લઈ કંકુ ત્યારે.
દિનેશ ડૂબ્યો પ્રતિબિંબ દીસે, આશ્ચર્ય જોતાં ઊપજે અતીશે;
જાણે રિપુને છળવા વિચાર્યું, ભાનુપ્રભુએ કૃત્રિમ રૂપ ધાર્યું.
પછી થયું તે પ્રતિબિંબ અસ્ત, જાણે રવિસૈન્ય ગયું સમસ્ત;
તથાપિ તેનાં કિરણો પ્રકાશે, પ્રતાપીનો જેમ પ્રતાપ ભાસે.

—દલપતરામ

## ૨૦
# ડિડેલસ્ લાઇટ
[ ઇન્દ્રવજ્રા ]

મોજાં વિકાસી મુખ શાં તડે છે !
ચોપાસ શી પંક્તિ તમિસ્રની છે !
તોયે ન કમ્પે ખડકે પનોતી !
ના ઝંખવાયે શુચિ સ્નેહજ્યોતિ ! ! !
છો ફૂંફવે ફીણ ફુંફાટવાળાં—
છો ઘૂઘવે ગર્જન ઘોરવાળાં—
રે'શે પખાળી ચરણો પઠી એ;
પાયે ઊંડે છે રૂડલે જડી જો ! ! !
આકાશ પાતાળ કરંતુ એક,
તોફાન વંટોળ નડે ન લેશ,
અંધારી ના વાદળોં, વીજળી ના—
બાધે ઝગે છે કળીં ઊજળી આ !
મન્દાકિનીનાં કુમુદો વિલાયે—
આકાશના તારલિયા મિચાયે—
ને ચન્દ્રિકાની ઝરણી ભલે ના !
તોયે ખીલે જાગૃત શી ઝલે આ !
આશા ભલે શૂન્ય અગમ્ય થાઓ !
ના પાર આ સિન્ધુ તણો જણાઓ—
વાઓ ભલે ! વ્હેણ પ્રભંજનોનાં,
સોહામણી એ રમણી હસે ત્યાં ! ! !

—હરિલાલ ધ્રુવ

## ૨૧

## આગિયાને

તુજ પાંખ ચળકે પર્ણનાં ઝુંડો મહીં ચક્રો રચી,
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીં એ છે નકી,
તુજ ઉદરપોષણમાં તને તુજ રૂપ ઉપયોગી થતું,
તુજ નેત્ર આગળ દીવડો કેં શ્રમ વિના દેખાડતું.
વળી કોઈ કન્યા પાતળી તુજ તેજ ઉપર મોહતી,
જે ભાલને ચોડી તને ત્યાં હર્ષથી ચળકાવતી;
વળી કોઈ વિસ્મિત તુજ તેજ માત્ર નિહાળતી,
ના સ્પર્શતી એ બીકથી તુજ રજ રખે જાતી ખરી.
અદૃશ્ય ના ઘનથી બને ના ધુમસે મેલું થતું,
તુજ તેજ તે મુજ ઉપવને હું નિત્ય જોવા જાઉં છું,
મમ પ્યારીનાં ફૂલડાં અને મુજ વૃક્ષ જ્યારે ઊંઘતાં,
તું જાગતો રાત્રિ બધી ત્યારે રમે છે બાગમાં.
તું જાગજે, તું ખેલજે, તું પત્રપત્રે મ્હાલજે,
ચળકાટ તારો એ જ પણ તુજ ખૂનની તલવાર છે!
તું કેમ એ માની શકે! આધાર તારો એ જ છે,
એ જાળ તું જાણે નહીં, હું જાણું ને રોઉં, અરે!
રે! પક્ષી કોની દૃષ્ટિએ તું એ જ ચળકાટે પડે,
સંતાઈ જાતાં ન્હાસતાં એ કાર્ય વેરીનું કરે.
દ્યુતિ જે તને જીવાડતી દ્યુતિ તે તને સંહારતી,
જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી.
આ પ્રેમ સંસારીતણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિંદુ ભર્યાં વિધિએ નથી?

અમ એજ જીવિત, એજ મૃત્યુ એ જ અશ્રુ તે અમી,
જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી?

—કલાપી

## ૨૨

# કંચનજંઘા

[ દ્રુતવિલંબિત ]

: ૧ :

પ્રથમ મંગલમૂર્તિ ઉષા હસે,
અવનિ વ્યોમ ચરાચર નાચતી;
અરુણ હેમકટોરી લઈ ધસે,
રજ સુવર્ણ દિગંત ઉજાળતી.

મૃદુ ઉષાતણી દિવ્ય કરાંગુલી
હજી અગોચર અંકુર છાંટતી;
પ્રકૃતિને બનવી નિજ ઢીંગલી,
જીવનરેખથકી શણગારતી.

સકળ મંગળ એ નિજ રંગને
લઈ સુકોમળ ત્યાં ચીતરી રહે
ધવલ શુભ્ર હિમાલય શૃંગને;
સરિત રંગતણી ગગને વહે.

કદી ઉષાતણી હું લઉં જો કલા,
સહજ હું યન શું કરું એ ઈલા!

: ૨ :

રમતિયાળ જતી કંઈ વાદળી
રૂપલ દર્શન માટ ઠરી ઘડી
સકળ વાદળસાગરમાં ભળી
દઈ રહે ફરી શીતળ છાંયડી.

શિવશિખા સમ શાંત સમાધિમાં
શિખર એક જુએ નવલી લીલા,
ચીતરતો રવિ વાદળમાળમાં
ધવલકંઠ ગૂંથ્યાં ફૂલ રંગીલાં.

સુરજ રોષ વધે શરમાળ જે
વદન વાંદળઘુમ્મટમાં લીએ,
અચળ ભવ્ય ઊભો શિવરૂપ જે
ગહન દર્શન કંચનજંઘ દે.

વિધિ મને કદી ઉગ્ર બની દમે
રમતિયાળ ઇલા તુજથી શમે.

: ૩ :

પલકમાં ફરકે નભલોચન,
ધવલ શૃંગ સુમંગળ દીપિકા
પ્રકટી સુરખી મનમોહન
રજનીનાથતણી અભિસારિકા !

ગગનચંદરવો ચમકાવતી
નગનપંથ દિગંત. શિખા તરે
ગગન ભવ્ય દળે ભભકાવતી
રૂપલ શૃંગ હવે ભગવાં ધરે.

સમય મંદગતિ થઈ હાંફતો,
અવનિ વેગ ધરી કૂદડી ફરે,
દિવસ રાખ થઈ કજળી જતો
ગગન ગોદ મહીં પછી નિંદરે.

તુજ ખભે પળ હું જરી નિંદરું
ભુખર કંચન દર્શન ના કરું.

: ૪ :

તિમિર પાલવ પાથરતી નિશા
ગગન ઘુમ્મટમાં મઢી તારલા
ચમક ભવ્ય ભરે સઘળી દિશા
નયવતી વળી શ્યામલ આભલા.

અવનિ મસ્તક કાજળરેખથી
અવનવાં ચિતરામણ જો કરે;
પલકમાં વળી રૂપલમેખથી
ધવલ રૂપ અનન્ય બધાં ધરે.

શીતલ ચાંદલીઓ નભ ઊગતાં
ગહન-ભવ્ય-સુકોમલ-ઓ ! મૃદુ-
મૃદુલ શૃંગ અલૌકિક શોભતાં,
રૂપ મનોરમ એકલનું વધુ.

અજબ દર્શન કંચનજંઘ ઓ !
દષ્ટિ ઈશ સહ અંતરચંદનો !

—ચન્દ્રવદન મહેતા

૨૦: 'ડિડેલસ્ (Daedalus) રાતા સમુદ્રમાં અરબસ્તાનના કિનારા પાસે આગબોટના માર્ગમાં વચ્ચોવચ આવેલો જોખમભરેલો ખડક. એને વિશે ચેતવણી આપવાને ત્યાં એક દીવાદાંડી બાંધવામાં આવી છે. 'પનોતી': ખડક ઉપરની એ ભાગ્યશાળી દીવાદાંડી આસપાસના ભયાનક વાતાવરણમાં ય પોતાની પવિત્ર સ્નેહજ્યોતિને સહેજ પણ ઝાંખી કર્યા સિવાય અડગતાથી ઊભી રહી છે.

૨૧: 'આ પ્રેમ સંસારીતણો': જીવનમાં સૌથી શ્રેષ્ઠ વસ્તુ પ્રેમ છે, પરંતુ એ પ્રેમ આગિયાના ચળકાટ પેઠે પોષક થવાને બદલે વિઘાતક પણ નીવડે. સ્વ. કવિ કલાપીનું સ્નેહમંથન સુવિખ્યાત છે. એના માનસનું અહીં સુરેખ પ્રતિબિંબ પડ્યું છે.

૨૨: [૨] 'રૂપલ દર્શન': હિમથી ઢંકાએલા પર્વતશૃંગનું દર્શન કરવા વાદળી ઘડીભર અટકી જાય ને વળી પાછી ચાલવા માંડે ને ઘડીમાં સૂર્યને ઢાંકી દઈ શીતળતા ફેલાવે. 'સુરજ રોપ વધે': સૂર્યનો રોપ વધતાં તે વધારે ઉગ્ર બને છે ત્યારે એ પોતાનું શરમાળ વદન વાદળરૂપી ઘુંઘટમાં લઈ જાય છે: સૂર્યના સ્થાનમાં સમયના વહેવા સાથે થએલો ફેરફાર વર્ણવીને તેને મુકાબલે કંચનજંઘાની અચળતા કવિએ અદ્‌ભુત રીતે સિદ્ધ કરી છે.

• • •

પ્રશ્નાવલિ: ૧૯: આથમતા સૂર્ય વિશેની કવિની કલ્પના ટૂંકમાં વર્ણવો. સૂર્યાસ્ત સમયે કોઈપણ ગ્રામમાં નજરે પડતાં કયાં દૃશ્યો કવિએ કાવ્યમાં ઉતાર્યાં છે ? સારામાં સારી ઉપમાવાળી એકાદ બે કડીઓ ટાંકો.

૨૦: દીવાદાંડીની આસપાસનું વાતાવરણ કવિએ કેવું વર્ણવ્યું છે ? દીવાદાંડી એનાથી શી રીતે જુદી પડે છે ? 'મન્દાકિનીનાં કુમુદો...'– એ શ્લોકનો અર્થ કરો અને દીવાદાંડીમાં આરોપાએલું લક્ષણ સમજાવો.

૨૧: આગિયાના પ્રકાશ વિશે કવિ શી શી કલ્પનાઓ કરે છે ? એ પ્રકાશનું ટૂંક વર્ણન કરો. એ ચળકાટને ખૂનની તરવાર તરીકે શા સારુ વર્ણવ્યો છે ? એના ઉપરથી સંસારીના પ્રેમ વિશે કવિને શો વિચાર આવે છે ?

૨૨: ચાર દૃશ્યોમાંથી તમને કયું સૌથી વધારે ગમે છે ? એનાં કારણો આપો. ઉષાના વર્ણનમાંની સુંદર કલ્પનાઓ તમારી ભાષામાં સમજાવો. 'પલકમાં ફરકે નભલોચન'–નો અર્થ કરો. એ નભલોચન કયું ? રજનિનાથની અભિસારિકા કોણ ? [૩] ની પહેલી બે કડીમાં શેનું વર્ણન છે ?

આ કાવ્યોનો પ્રકાર તમે ઓળખી શકો છો ? એનું નામ આપો. એ પ્રકારનાં લક્ષણો કાવ્યોમાં જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તેનો ઉલ્લેખ કરો. કયી ઋતુનું અત્રે વર્ણન કર્યું છે ? એ પુરવાર કરવાને જરૂરી લીટીઓ આપો. કંચનજંઘાને માટે કવિએ વાપરેલાં બધાં વિશેષણોની યાદી કરો.]

# ખં ડ કા વ્યો

[ **નોંધ :** સંસ્કૃત સાહિત્યમાં કાવ્યોના બે મુખ્ય પ્રકાર પાડયા છેઃ મહાકાવ્ય ને ખંડકાવ્ય. મહાકાવ્યમાં વિવિધ પ્રકારનાં વર્ણનો, અનેક કથાઓ ને ઉપકથાઓ, જુદાજુદા રસોનું આલેખન, અનેક વ્યક્તિઓનું પાત્રાલેખન, વગેરે લક્ષણોનો સમાવેશ થાય. ખંડકાવ્યમાં એક જ વિષય કે કથાનું સરળ ને સ્પષ્ટ આલેખન હોય. ગૂજરાતીમાં વિવિધ છંદોની મદદ લઈને અનેક કવિઓએ સુંદર ખંડકાવ્યો રચ્યાં છે. તમે એવાં કાવ્યો શીખી પણ ગયા છો. કલાપીએ અનેક આકર્ષક ખંડકાવ્યો રચ્યાં છે. એવું કોઈ કાવ્ય વાંચેલું તમને યાદ આવે છે? રા. કાન્તે અને રા. નરસિંહરાવે પણ એવાં કાવ્યો સફળતાથી લખ્યાં છે. રા. નરસિંહરાવનું એવા પ્રકારનું કાવ્ય આ ગ્રંથમાંથી શોધી કાઢજો. અનેક કવિઓનાં એવાં કાવ્યોમાંથી અહીં બે ઉતાર્યાં છે.

**૨૪. ભરત :** રા. કલાપીનું ભરતનું કાવ્ય સુવિખ્યાત છે. કાવ્યવિષય માત્ર એટલો જ છે કે એક રાજા રાજ્યપાટ છોડીને સંન્યસ્ત ભોગવતો હતો. ત્યારે એક દિવસ અકસ્માત એક મૃગને પાણીમાં તણાતું બચાવે છે ને પછીથી મરણ પર્યંત તેના મોહમાં તણાય છે, ને પરિણામે પોતાનું જપતપ ભૂલી જાય છે. આટલી સાદી ને સરળ કથાને કવિએ છંદોની વિવિધતાથી ને શબ્દલાલિત્યથી મધુર ને મોહક કાવ્યનું રૂપ આપ્યું છે. કવિએ પોતે ખૂબ હૃદયમંથન અનુભવ્યું હોવાથી

ઋષિના મનમાં ચાલતી ધડમથલનો આબેહૂબ ચિતાર તેમણે રજૂ કર્યો છે. રાગ અને ત્યાગની વચ્ચે જે ખેંચતાણ થતી હતી તેનું આલેખન કાવ્યને હૃદયંગમ બનાવે છે ને ઋષિને માટે વાચકની સહાનુભૂતિ સહસા પ્રાપ્ત કરે છે.

• • •

**૨૫. સુલોચનાનું લોચનદાન :** ધર્મના ભાઈબહેનની આ સુલોચનાના સ્વરૂપથી મોહાંધ બનેલા એક ભિક્ષુને આ સાધ્વી પોતાના લોચનનું દાન આપીને સાચે માર્ગે દોરવે છે. ભગિનીકર્તવ્ય બજાવતાં તેણે પોતાનાં લોચન ફોડી નાખ્યાં એ વિચારે જ ભિક્ષુના દિલને પીડતો કામાગ્નિ બળીને ભસ્મ થઈ જાય છે. 'એ અદ્ભુત કરુણ વિષયનું આ આલેખન સંયમી ને સુરેખ છે,' ભિક્ષુની કામાંધતા વિકસાવવામાં તેમ જ પ્રસંગને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવામાં કવિએ સફળતા મેળવી છે. વિષયનો સ્ફોટ એટલી ગતિથી થાય છે કે આખો પ્રસંગ સચોટપણે ચિત્રરૂપે આપણી આંખ સમક્ષ તરવરે છે. ]

## ૨૪
## ભ ર ત

[ અનુષ્ટુપ્ ]

ભરત ઉંમરે પહોંચી, છોડી વૈભવ રાજ્યને,
વનમાં ગંડકીતીરે આશ્રમ બાંધીને રહ્યો.

[ વસંતતિલકા ]

ઓંકારના રટણમાં દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા;

આહાર કન્દફલનો કરતો સદાએ,
એકાન્ત શાન્ત સ્થળમાં સુખથી વસે છે.
હૈયું સદા સહુ પરે સમતા ધરે છે,
જેના પ્રભાવથી વને ખીલતું રહે છે;
એ યોગતેજ તરુમાં ચળકી રહ્યું છે,
તિર્યંચ ત્યાં અધિક હર્ષ મહીં ફરે છે.

[ શિખરિણી ]

જટા પીળી શીર્ષે કૃશ અવયવો ઉપર રહી,
દીસે છે તે મોટી મધુર ફૂલના પુંજ સરખી;
સમાધિવેળાએ જલશીકરથી સિક્ત બનતી,
અને એ મોતીડાં વિખરી ખરતાં કેશ પરથી.
વિભૂતિના સ્પર્શે સુરખ દિસતાં આર્દ્ર વિપુલ,
રહે ઘેરાયેલાં પ્રણવપ્રણયી દિવ્ય નયનો;
મટી તેના તેજે કુદરતતણી સૌ વિષમતા,
સુખે નેત્રો જોતાં સતત ગતિ ની બ્રહ્મરચના.

[ મન્દાક્રાન્તા ]

રે સંસારી ! નિમિષભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં
આ દૃષ્ટિનું અનુકરણ કે રાખ સંસારમાંહીં;
ભોળા ! તારી ધડમથલમાં શાન્ત થા શાન્ત થા કે,
સ્થિતિની તું ઉપર ચઢી જો ત્યાગની દૃષ્ટિ આંહીં.
આ ત્યાગીના નયન ફરીથી જોઈ લે એક વાર
શું તેમાં ના સતત વહતી પ્રેમની એક ધાર ?
હા ! તૈયારી, સહુ અરપવા, ત્યાગમાં એ નથી શું !
બીજાનાં કંઈ દુ:ખથી ગળી એ નેત્ર જાશે નહીં શું ?

[ ઉપજાતિ ]

તપસ્વીના આ તપમાં રહી છે, મહા દયાની અતિ તીવ્ર રેખા;
ફૂલો લતા ને તરુ મેઘમાંહીં, આનન્દ પીતાં નયનો સદા છે.
પ્રભાતકાલે નભની સુનેરી, સન્ધ્યા સમેની સરતી લહેરી,
વાયુતણા શીતલ ગન્ધથી એ, આભારી હૈયું ઋષિનું દ્રવે છે.

[ અનુષ્ટુપ્ ]

સન્ધ્યાકાળે પ્રભાતે એ તપસ્વી નદીએ જતો;
સ્નાનાદિ ત્યાં કરી નિત્યે ટ્રેલ્તો વનમાં હતો.

[ ઉપજાતિ ]

નદી વહે છે ગિરિથી રમન્તી, ફૂલોતણાં ગીત હજાર ગાતી;
ગાયત્રીનો મન્ત્ર જપે નદીમાં, ઊભો રહીને ઋષિ એક દિ ત્યાં.

[ મન્દાક્રાન્તા ]

ત્યાં ઘૂઘૂઘૂ ગિરિનદી મહીં ગાજતો નાદ આવે,
મોજાં તેનાં પ્રતિધ્વનિતણાં ભેખડે આથડે છે;
વારિ કંપ્યું, ડગમગી ગયાં શૃંગ અદ્રિતણાં, ને
ત્રાસે ન્હાસે વનચર બધાં, કોઈ ધ્રૂજી પડે છે.

[ ઉપજાતિ ]

સિંહધ્વનિથી જય ગર્જનાથી ડરી મૃગો કંઈ ઋષિ પાસ આવે;
ફલંગ મારી ઝરણું કૂદે છે, તપસ્વી તે ચિત્ર ઊભો જુવે છે.

[ વસંતતિલકા ]

ત્યાં એક બાલ મૃગ કો હજુ જે અશક્ત
કૂદી જતાં ઝરણ તે જળમાં પડ્યું, ને
એ પૂરમાં તરફડી ઘસડાતું જોઈ
લાગ્યું ઋષિહૃદય એ અનુકમ્પવાને.

[ અનુષ્ટુપ્ ]

ઉપયોગી થવા પ્રેરે તપસ્વી દિલને દયા;
પડે છે વારિમાં તેથી યોગી તે મૃગ ઝાલવા.

[ માલિની ]

બલ કરમહીં આવ્યું પૂરને વીંઝવાને,
ગરીબ મૃગ બચાવા કાંઈ ચિન્તા દિલે છે;
ઋષિ પદ ગ્રહી તેનો ખેંચીને બહાર લાવ્યો,
હરિણ ઉગરવાથી કાંઈ આરામ આવ્યો.

[ શિખરિણી ]

જરા મીંચાએલાં નયન મૃગનાં સુન્દર દિસે,
અને એના ભાવો ઋષિ તરફ કેવા મૃદુ દિસે!
ઋષિનું હૈયું એ નિરખી શકતું'તું રસિકતા,
થતું જોઈ વેલું કુદરતતણી આ મધુરતા.

[ અનુષ્ટુપ્ ]

પંપાળ્યું,પાણી પાયું,ને આશ્રમે ઊંચકી ગયો;
તૃણાદિ ત્યાં દઈ તેને કૂદતું ઋષિએ કર્યું.

[ શિખરિણી ]

રમે છે, કૂદે છે, ઋષિચરણ ચાટે જીભ વડે,
અને એ યોગીની મૃગ પર અમીની નજર છે;
ઊગી તેને શિરે ચળકતી રૂપાળી શીંગડીઓ,
ઋષિની પીઠે એ કરતી ચળ ન્હાની કુમળીઓ.
ઋષિની છાયાશું ફરતું દિનરાત્રિ ઋષિ કને,
પિતા માતા બન્ધુ સહુ મૃગ ઋષિને સમજતું;
ઋષિ તેને દેતો કુમળું તૃણ ને પુષ્પ કુમળાં,
અને બાંધે માળા કુસુમકળીની ડોક ઉપરે.

[ ઇન્દ્રવજ્રા ]

સ્નાનાદિ ક્રિયા કરીને ઋષિ એ, આશિષ દેતો મૃગબાલને, ને,
"તું જીવતું રહે," વદતો દયાળુ, ચુમ્બી લઈને હસતો દયાળુ.
આભાર ભૂલી મૃગ ના ગયું 'તું, જોતાં ઋષિને દિલ રીઝતું 'તું;
કે ગેલથી તે ઋષિને હસાવે, ને એ મહાત્મા દિલને હલાવે.

[ મન્દાક્રાન્તા ]

દૂરે જાતાં મૃગ વન મહીં યોગી બેચેન થાતો,
ખોવાતું તો શ્રમ લઈ વને શોધવા દૂર જાતો;
પીઠે તેને ઊંચકી વળતો આશ્રમે હર્ષભેર,
સુખી તેને નિરખી વહતાં નેત્ર આનંદરેલ.

[ અનુષ્ટુપ્ ]

અહોહો ! અલ્પ જીવોના પ્રેમમાં બલ છે બહુ !
ખેંચાતા પ્રેમથી તે સૌ ખેંચી પ્રેમ વતી શકે.

[ મન્દાક્રાન્તા ]

યોગી ચાલ્યો જપતપ ભૂલી પ્રેમખેંચાણ માંહીં, ૭૫
ચાલ્યો ને તે અટકી ન શકે આટલે દૂર આવી,
ધક્કો દેતાં હૃદય પીગળે આર્દ્રતાને, અરેરે !
ખેંચે તેને હૃદય કુમળું કોણ ઠેલી શકે છે ?

[ અનુષ્ટુપ્ ]

ભીનાં નેત્રે ઋષિ ધીમે ક્યારે ક્યારે કહી જતો;
'દૂર થા, દૂર હુંથી થા ! રે વ્હાલા મૃગબાલ તું !'

[ મન્દાક્રાન્તા ]

ખેંચે છે તે પ્રયણી દિલને ઠેલવું, હાય ! શાને ?
ધક્કો દેવા મૃદુ હૃદયને, યોગી તું કેમ ઇચ્છે ?
તારા આવા નિયમ સઘળા શુષ્ક લાગે મને તો,
મીઠી વૃત્તિ કુદરતી અરે ! બાળવા ઇચ્છતો કાં ?
વ્હાલું છે તો ક્યમ દૂર કરે ? નેત્રમાં કેમ અશ્રુ ?
ધક્કો દેતાં પ્રણયી દિલને શ્રેય હું તો ન માનું;
આવાને શું તુજ હૃદયને ચાહતાં પાપ થાય ?
સ્વાર્થી તું છે પણ પ્રયણથી કાંઈ તારું ન જાય.
સાક્ષી પૂરે તુજ જિગર જો આંસુથી વાતને આ,
તેની સામે કઠિન બનીને થાય છે આગ્રહી કાં ?
પીવા તેને હૃદયઝરણું ટેવ છે તેં જ પાડી,
બીજે ક્યાં તે જનહૃદયની પામશે લ્હાણ આવી ?
એ તો તારાં સમિધફૂલને સ્પર્શતાં એ ડરે છે !
તું ખીજે તો મૃદુ મૃદુ થઈ ગેલ કેવાં કરે છે !
તું રીઝે તો તુજ તરફ એ હોંશથી દોડી આવે !
એ નેત્રો શાં તુજ જિગરથી વાત છાની કરે છે !
કિન્તુ, યોગી ! તુજ ફરજ તું કાંઈ જુદી જ માને !
આ પ્રીતિ કૈં તુજ હૃદયને માર્ગ જુદો બતાવે !
હું સંસારી નવ કહી શકું યોગ્ય આ, વા નહીં આ,
તોયે આવી તુજ મગજની શુષ્ક રીતિ રુચે ના.

[ અનુષ્ટુપ્ ]

રાગને ત્યાગની વચ્ચે હૈયું એ ઝૂલતું હતું;
એક દિ યોગી ઉરે આ ઉદ્ગારો નીકળે કંઈ:

[ વંશસ્થ ]

“કંઈ દુઃખે છે! દુઃખ તો જણાય છે!
કહીં દુઃખે શું? પણ ના કળાય તે!
મને રુચે આ મૃગ છોડવું નહીં!
કહીંય આસક્ત થવું રુચે નહીં!
બ્રહ્માંડ આખું નિજ માનનાર જે!
બને ન વ્યકિત કદી પાળનાર તે;
ન ન્યૂન કોઈ નવ કો વિશેષ વા,
ન દૃષ્ટિએ ઊર્મિ ચડે પડે ન વા.
ન ઓટ તેને ભરતી નહીં હશે,
તળાવ જેવો ઉદધિ રહે ભલે;
દયા ભલે કે ઉપયોગની થતી,
દયાથી આસક્ત થવું ઘટે નહીં.

[ અનુષ્ટુપ્ ]

બચાવ્યું મેં ભલે તેને, હવે છો કૂદતું ફરે;
પડે જો સિંહપંજે તો નિર્માયું તે ભલે બને.

[ શાર્દૂલવિક્રીડિત ]

ચાલે સૌ પર જેમ ચક્ર ફરતું, નિર્માણનું સૃષ્ટિએ,
તેવું તે મૃગ ઉપરે સુખથી છો એ ચક્ર ચાલે હવે;
રોકાશે મુજથી નહીં, ક્યમ પછી ચિંતા નકામી ધરું?
જે મારું, જગનું અને સહુ તણું તે છો બને તે તણું.

[ માલિની ]

ફર સુખથી હવે તું શોધીને કોઈ ટોળું;
ફરી કદી પણ મારા આશ્રમે આવવું ના;

જપતપ કરનારો પાળશે આ તને ના,
અરર ! પણ સુખે તું છોડશે કેમ સ્નેહ ?”

[ અનુષ્ટુપ્ ]

ઋષિ ! તારી સ્થિતિ જોઈ આવે છે મુજને દયા; ૧૨૫
આવશે વ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?

[ ઈન્દ્રવજ્રા ]

નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઈ માછલીની;
સન્ધ્યાં સમે કૈં વધુ હર્ષ આવે,
તો કેમ તારું મૃગલું તજે છે ?
રમાડ તેને પણ લુબ્ધ ના થજે,
ઋષિ ! ન એ શું તુજથી બની શકે ?
દયા વધુ છો ઉપયોગની થતી.
દયા બતાવે હજુ ઉચ્ચ માર્ગ કૈં.

[ અનુષ્ટુપ્]

પડે જો સિંહ પંજે તો નિર્માયું તે ભલે બને;
રડજે તું નહીં ત્યારે, કિન્તુ હાલ રમાડજે.

[મન્દાક્રાન્તા]

છોડી દેત્રા રસ મધુર સૌ સાધ્ય લાગે તને જો,
તો ના શાને પ્રણયી બનતાં સાચવે ત્યાગ તારો ?
હું સંસારી મુજ હૃદય આ ખીલતાં હર્ષ પામું,
તું યોગીને તુજ હૃદયને બાળવું યોગ્ય લાગ્યું ?

સુખ અનુભવનારો કિન્તુ આંસુય પાડે,
જરૂર સ્થિર નહીં તે કમ્પતો તાર ચાલે;
રુદન નહીં લજાતું હાસ્યના લાગ પહેલાં,
કટુ નકી કટુ લાગે સ્વાદનું ભાન થાતાં.

[ અનુષ્ટુપ્ ]

બને તે કેમ *કોઈથી ચાહવું ને ન ચાહવું ?
બને તો તું ભલે તેને છોડી દેજે રસાડવું !

• • •

[ શિખરિણી ]

વહ્યા કૈં દહાડા ને મૃગ પ્રિય હજુ છે ઋષિદિલે,
વહેશે કૈં દહાડા મૃગ પ્રિય રહેશે ઋષિદિલે;
અહાહા ! બંધાયો જગત તજનારો મૃગ મહીં,
અરે ! છૂટ્યો ફાંસો સમજણ છતાં એ કદી નહીં!

[મન્દાક્રાન્તા]

ધીમે ધીમે શરીર પર એ મૃત્યુના હસ્ત લાગ્યા,
કિન્તુ ઓછી નવ થઈ અરે ! બંધની કાંઈ પીડા;
પંપાળે છે શિથિલ કરથી યોગી તેનું કુરંગ,
નિત્યે નિત્યે વધુ વધુ હજુ યોગમાં થાય ભંગ.

[ અનુષ્ટુપ્ ]

જટાથી ટેકવી માથું સૂતો છે ઋષિ એક દિ;
મૃત્યુથી તૂટતી નાડી જોરથી વબકી રહી.

[ ઇન્દ્રવજ્રા ]

પાસે ઊભું છે દુખિયું કુરંગ,
શું થાય છે તે સમજ્યું હતું તે;
ચાટે ઋષિના કર ને કપાલ,
ને નેત્રનેત્રે મળી દર્દ રોતાં.
ભીના હતા ગાલ ઋષિતણા એ,
અશ્રુ હતું એક તહીં રહેલું;
બોલ્યો ઋષિ "રે! મુજ બાલ બાપુ!
આ આશ્રમે હા કયમ જીવશે તું?
તું એકલાની સ્થિતિ શું અરેરે!
ટોળું હવે શોધીશ ક્યાં નવું તું?
રે! શું થશે મૃત્યુ અકાળ તારું?"
પંચત્વ પામ્યો વદી એમ યોગી.

[ અનુષ્ટુપ્ ]

કથા એવું કહે છે કે જન્મશે મૃગ એ ઋષિ!
વાંછના જે રહી તે તે પૂરી સૌ કરવી પડે.

—કલાપી

૨૫

## સુલોચનાનું લોચનદાન

[ શાર્દૂલવિક્રીડિત ]

કાળા કાજળશા મહાતિમિરમાં ડૂબ્યું સહુ વિશ્વ આ,
હાલે ના ભયસુગ્ધશાં ગિરિપરે ઊભાં તરુ જે મહા;
કાસારે પડયું શાન્ત ક્લાન્ત વિરમી, જાણે દુખી અંતરે,
તીણાં આ તમરાં તીણું તમતમે, દાઝન્ત પાપે શું એ?

[ વસંતતિલકા ]

કોઈ ધીમાં ભયધીમાં ડગલાં ગણન્તું—
અંધારથી વિકટ કૈં ગિરિમાર્ગ કાપે;
વક્ષઃસ્થલે કર ધરી ઘડી એ વિચારે,
હાવાં વળી ત્વરિત એ ગતિ કૈંક ધારે.

[ અનુષ્ટુપ્ ]

અચિન્તી ઠેસ ત્યાં વાગે શિલા એકતણી, અને
વળે મન જરા પાછું જવા, એ તોય કાં વધે ?
બિચારો બૌદ્ધ ભિક્ષુ એ યૌવનાનિલથી ભૂલ્યો;
ખુલ્લાં દૃગ હતાં તોયે કાંઈ એ નવ પેખતો.

[માલિની ]

શિથિલ મન ધવાયું ભિક્ષુનું કામસાંગે
હૃદયબલ રહ્યું ના યુદ્ધમાં ઘૂમવાને.
ઘુમરી ઘડિક આવી, દૃષ્ટિ એની બીડાઈ,
અવશ થઈ પડ્યો એ પાપને ગર્ત ઊંડે.

[ અનુષ્ટુપ્ ]

પુણ્યની શાન્ત મૂર્તિશી સાધ્વી લલિતલોચના
સુવર્ણા, નીરવા જાણે નિર્વાણાગ્નિતણી શિખા!
બુદ્ધબોધમયી બાલા, કૃશાંગી, કરુણાપરા;
પ્રેમથી એ ભરી, જાણે જલગર્ભા વસુંધરા !
કુટિમાં એકલી બેઠી જ્ઞાનધ્યાનધુરંધરા
વિલોકે વિશ્વ બંધાયું અંધારે આત્મલોચના.

[ માલિની ]

સુણી ધ્વનિ દમ ધીમો કોઈના ચાલવાનો
હરિણી સમ વિકાસે દૃષ્ટિ ઉત્કંઠ બાલા;
ચમકતી જરી હૈયે જોઈ આવન્ત ભિક્ષુ-
નિજ કુટિપ્રતિ આજે કેમ એ કોણ જાણે!
કરથી ઉર દબાવ્યું, ને જરા શાન્ત પાડ્યું,
લલિત નયનજ્યોતે હાસનું તેજ આવ્યું;
પુનિત મુખ પ્રકાશ્યું પુણ્યપીયૂષવ્હેતું,
સકળ જગતને એ ચેતના પાય છે શું ?

[ અનુષ્ટુપ્ ]

ઊઠી સત્કારવા સાધ્વી બારણે જોઈ ભિક્ષુને;
છવાએલી દીઠી આજે મ્લાનિ સાધુતણે મુખે.
બેસે એ આસને પાસે સ્વીકારી આવકારને,
કિન્તુ સહોદરાવૃત્તિ આજ ના વદને રમે.

[ વસંતતિલકા ]

આજે મટી સુર અસુર હતું થએલું—
એનું શુચિ હૃદય કામ વડે ગ્રહેલું;
સંબોધી એ નવ શકે શુભ બ્હેન શબ્દે;
ઊંડે ઊંડે ભગિનીભાવ છુપેલ તોયે.

[ અનુષ્ટુપ્ ]

દીર્ઘ કાલ ટક્યું મૌન; અંતે બોલી સુલોચના;
"બન્ધુ તું મૌન કાં સેવે ? પીડે શી ઊંડી વેદના ?

[ વસંતતિલકા ]

ઊઠે જળી અનિલની લહરી અડયેથી
ધૂંધી રહ્યો અનલ જે ચિરકાલ સુધી
ઊઠયો જળી ધુધવતો સ્મર સાધુકેરો
વાણીશિખામંહિં તપસ્વિનીશબ્દવાયો:

[ અનુષ્ટુપ્ ]

"અર્પાયો હું ગુરું વ્હાલી, પ્રેમવહ્નિ વિશે મહા;
શીળું પીયૂષ વર્ષીને ઠાર ઓ શશીશિતલા!"

[ વસંતતિલકા ]

વીંધાય કેવી હરિણી શરપાત થાતાં!
આશ્ચર્ય ને ભયથકી તડકે બિચારી;
તેવી વીંધાઈ હૃદયે અનભિજ્ઞ બાલા,
આશ્ચર્યમુગ્ધ ભયકંપિત કામિશબ્દે. ૫૦

[ વસંતતિલકા ]

દે ઢાંકી વાદળપટે મુખ તારિકા શું--
લજ્જાભરી નિરખી ભિક્ષુની પાપવૃત્તિ?
ક્રોધે ભરી પ્રલયચીસ પ્રચંડ દેતી--
ગાજે શું આ ધુરકતી સઘળી દિશાઓ?
રે આમ કાં અનિલ ઉગ્ર ઊઠયો અચિન્ત્યો?
કાં ત્રાડતાં વનપશુ ભયભીત નાસે?
ગાજે મહાધ્વનિથી ઘોર ઊંડી ગુફાઓ;
ઊઠે છળી મૃદુલ કોકિલ મોરલા શેં?

[ વસંતતિલકા ]

ઊઠ્યો મહા અનલ સાધ્વીતણે દિલે ને
તેની પ્રચંડ સળગી નયને શિખાઓ;
તેને મહાબલથી સંયમઆડ બાંધી;
બાલા દયાર્દ્ર ભરપ્રેમ સુશાન્ત બોલી:
"બન્ધુ, અરે! ક્યમ ભૂલે હું છું બુદ્ધપુત્રી ?
તારા ય મા વિસર બુદ્ધ પિતા વળી છે!
બાંધ્યાં સખા! ઉર સહોદરભાવસૂત્રે,
તે તોડવા વિતથ યત્ન કરે તું શાને ?
હોયે કદી ન મુજશું તુજ બ્હેનભાવ
તોયે ઘટે શું કરવી મુજ શીલહિંસા ?
તું કાં ભૂલે શુભવ્રતો ગુરુ બુદ્ધકેરાં ?
શેણે બુઝ્યો પુનિત આત્મતણો પ્રદીપ ?"

[અનુષ્ટુપ્]

"જ્ઞાન ને નીતિનાં ઠાલાં થોથાં ના મુજને રુચે:
ઠારતાં પ્રેમની આગ શીલહિંસા થતી હશે ?
ઠેલવો, સુન્દરી, આમ આવેલા પ્રેમભિક્ષુને,
ઘેલું ઘેલું લવી, તેથી પ્રેમહિંસા ન શું બને ?"

[ માલિની ]

"નહિ નહિ ભ્રમકેરી જાળ ગૂંથી ગૂંથીને
વધુ વધુ સપડાવું આમ તુંને ઘટે છે;
નવ નવ કદી હોયે પ્રેમ ને કામ એક;
નવ પરખી શકે શું અગ્નિ ને આગિયાને ?

સ્મર સ્મર, જરી હૈયે તાતના બોધ મોંઘા,
ગહન તિમિર માંહે જ્યોતિ દર્શાવનારા;
પતન સમજજે આ પાપકેરી ખીણોમાં
નવ નીકળી શકાશે જો પડ્યો એકવાર.
તું વિપથ ગતિ ધારે, કેમ એ ના વિચારે ?
જરી ઊતર ઊંડાણે, ભાઈ તું ઉરકેરે
નિરખ, નિરખ કે તું કોણ ને કોણ હું એ !
જરૂર સમજજે આ દેહનો મોહ કૂડો;
મધુપુટ ગણી આવે કિન્તુ એ ઝેરપાત્ર;
ઊંડી ઊંડી વીંધ નાંખે આકરા દંશશૂળ
લગીર અડકતામાં પ્રાણીનો પુણ્યદેહ."

[ અનુષ્ટુપ્ ]

મેઘલી ઘૂરકે ઘેરી રજની રાક્ષસીસમી,
તમિસ્રા કામની કાળી ભિક્ષુને ઉર શોરતી.
સુબોલ ભગિનીકેરા શક્યા ના અંતરે અડી;
સુણ્યું નવ કંઈ જાણે હોય તેમ બકે વળી:

[ વસંતતિલકા ]

"ઓ સુન્દરી ! રસિકને રસલ્હાણહીણો—
તું રાખ કાં, રસિકડી, બહુવાર સુધી ?
આ હું રસાર્ત સહતો રસશોષ ઊંડો,
તોયે દયા નવ સ્ફુરે ક્યમ, ચારુગાત્રી ?"

[ અનુષ્ટુપ્ ]

લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઊઠે,
પરંતુ તપ્ત બાલાની દૃષ્ટિની વીજળી પડે.

ચરી નવ શકે ભિક્ષુ, કિન્તુ કામ ઘટે નહીં;
અંધ જોઈ રહે કાંઇ બાલાના મુખની મહીં.

[માલિની]

દુખી થઈ અતિ બાલા પાપીની જોઈ પીડા—
બળતી હૃદયમાંહે શોભના ચારુશીલા:
હૃદયમહીં વહ્યાં કૈં વારિ મીઠાં દયાનાં;
સરલ હૃદય ઇચ્છે પાપીને પ્રેમ પાવા.
હૃદય દુખ દબાવી બુદ્ધબાલા દઢા એ
વદન જરી નમાવી પાપીને આમ પૂછે:
" વદ, નિરખી રહ્યો શું આમ ચામે મઢેલા—
મુજ મુખ મહીં, ઘેલા, રક્તમાંસે ભરેલા ? "

[ અનુષ્ટુપ્ ]

" અમીનિર્ગળતાં ત્હારાં લોચનો શાં સુલોચના !

. . .

[ દ્રુતવિલંબિત ]

'હં ! હં ! હં ! બ્હેન શું આ ?' વદતો રહે,
લલિતલોચન હસ્તવિષે પડે;
હૃદયરૂંધતી સ્થૂલ શિલા ખસે,
ઉતરણાં જલ આંખથી ઊલટે.

—સુંદરજી ગો. બેટાઈ



સ્મર સ્મર, જરી હૈયે તાતના બોધ મોંઘા,
ગહન તિમિર માંહે જ્યોતિ દર્શાવનારા;
પતન સમજજે આ પાપકેરી ખીણોમાં
નવ નીકળી શકાશે જો પડ્યો એકવાર.
તું વિપથ ગતિ ધારે, કેમ એ ના વિચારે ?
જરી ઊતર ઊંડાણે, ભાઈ તું ઉરકેરે
નિરખ, નિરખ કે તું કોણ ને કોણ હું એ !
જરૂર સમજજે આ દેહનો મોહ કૂડો;
મધુપુટ ગણી આવે કિન્તુ એ ઝેરપાત્ર;
ઊંડી ઊંડી વીંધ નાંખે આકરા દંશશૂળ
લગીર અડકતામાં પ્રાણીનો પુણ્યદેહ."

[ અનુષ્ટુપ્ ]

મેઘલી ઘૂરકે ઘેરી રજની રાક્ષસીસમી,
તમિસ્રા કામની કાળી ભિક્ષુને ઉર શોરતી.
સુબોલ ભગિનીકેરા શક્યા ના અંતરે અડી;
સુણ્યું નવ કંઈ જાણે હોય તેમ બકે વળી:

[ વસંતતિલકા ]

"ઓ સુન્દરી ! રસિકને રસલ્હાણહીણો—
તું રાખ કાં, રસિકડી, બહુવાર સુધી ?
આ હું રસાર્ત સહતો રસશોષ ઊંડો,
તોયે દયા નવ સ્ફુરે ક્યમ, ચારુગાત્રી ?"

[ અનુષ્ટુપ્ ]

લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઊઠે,
પરંતુ તપ્ત બાલાની દૃષ્ટિની વીજળી પડે.

એ છુપાએલો હતો; તેથી જ સુલોચનાના આત્મભોગથી ચોંકી જઇને તે મદનને હાંકી કાઢે છે ને પાછો ઉપર તરી આવે છે. 'ઊઠે જળી......': સુલોચનાના શબ્દરૂપ વાયુ અડતાં જ ભિક્ષુના હૃદયમાંનો ધુંધવાતો મદનાનલ પ્રજળી ઊઠ્યો, ને એ સાધ્વીની વાણી એ અગ્નિની શિખામાં–ભડકામાં ક્યાંય તણાઈ ગઈ. 'અનભિજ્ઞ બાલા': આ ભિક્ષુ આટલી બધી પાપી માગણી કરશે એવો વિચાર પણ જેને નથી આવ્યો એવી.

• • •

**પ્રશ્નાવલિ : ૨૩ :** ભરતઋષિનું ટૂંકમાં વર્ણન કરો. આસપાસના વાતાવરણ પર એ વનમાં રહ્યા તેની શી અસર થઈ? ભરતઋષિને હરણને માટે પ્રેમ કેવી રીતે બંધાયો? એમાંથી છૂટવાને એ શા સારુ મથતો હતો? એના હૃદયમાં ચાલી રહેલી ઘડસથલને એની અને કવિની વચ્ચે ચાલેલા સંવાદના રૂપમાં રજૂ કરો. ઋષિની દયાર્દ્રતાનાં ઉદાહરણો આપો. રે સંસારી......, ચાલે સૌ પર......, અને, સુખ અનુભવનારો...., — આ શબ્દોથી શરૂ થતી કડીઓનો સ્પષ્ટ અર્થ કરો.

**૨૪:** સુલોચનાનું પાત્રાલેખન તમારા શબ્દોમાં કરો. એણે પોતાના ધર્મભાંડુને પાપના ઊંડા કુવામાં પડતો બચાવવા શા શા ઉપાયો યોજ્યા તે વર્ણવો. એને આખરે કેવી રીતે સફળતા મળી? સુલોચનાનો કયો ગુણ તમને સૌથી વધારે આકર્ષે છે? ઊઠ્યો મહા અનલ....., મેઘલી ઘૂરકે ઘેરી...., –આ શબ્દોથી શરૂ થતી કડીઓ ને છેલ્લો શ્લોક વિસ્તારથી સમજાવો. સુલોચના માટે વપરાએલાં વિશેષણોની યાદી કરો ને તેનો અર્થ સમજાવો.]

[સમજૂતી. ૨૩: 'પ્રણવપ્રણયી': પ્રણવ=ૐકાર. પ્રણયી–પ્રયણવાળાં; જગતના સર્વ પદાર્થો પ્રત્યે પ્રેમ રાખનારાં. ૐકાર અને વિશ્વપ્રેમનાં તેજ જેમાંથી ઝરે છે એવાં દિવ્યનયનો. 'સ્વાર્થી તું છે...': ઋષિ મૃગને કાઢી મૂકવાનો પ્રયત્ન કરે છે તેથી કવિ એને ઠપકો આપે છે. ઋષિને મોક્ષ મેળવવાનો સ્વાર્થ છે, ને તેને માટે એ અમુક નિયમો ઘડે છે. કવિ એ નિયમોને શુષ્ક ગણે છે, ને એમ કહે છે કે આ મૃગને ચહાવામાં ઋષિને કંઈ નુકશાન નથી. 'રુદન નહીં ત્યજાતું....': સુખ–દુઃખ, હાસ્ય–રુદન વગેરેનાં દ્વંદ્વો છે. જ્યાં સુધી એકનો ત્યાગ ન થાય ત્યાં સુધી બીજાનો ત્યાગ કરવો શક્ય નથી.

૨૪: 'દાઝન્ત પાપે શું એ ?': તમરાં તીણો તમતમાટ શા માટે કરતાં હશે? શું એ બિચારાં પોતે કરેલાં કોઈ પાપના વહ્નિથી દાઝતાં હશે તેનો એ અવાજ હશે? 'યૌવનાનિલથી ભૂલ્યો' : યૌવનના દુષ્ટ આવેગરૂપ અનિલથી એ ક્યાંનો ક્યાં ઘસડાઈ ગયો—પોતાનો માર્ગ ચૂક્યો, ભૂલ્યો. 'જાણે નિર્વાણાગ્નિતણી શિખા': એ બાઈ એટલી પવિત્ર દેખાતી હતી કે કવિ એને નિર્વાણરૂપી અગ્નિની જ્યોત તરીકે વર્ણવે છે. દુનિયાનાં સુખવૈભવ ભોગવવાની લોલુપતામાંથી જેણે કાયમને માટે મુક્તિ મેળવી છે તેને બૌદ્ધદર્શનમાં નિર્વાણ કહેવામાં આવે છે. 'પ્રેમથી એ ભરી......': પ્રેમ–વિશ્વપ્રેમ–થી ભરેલી એ સાધ્વી જાણે જલથી છલાછલ ભરેલી વસુંધરા ન હોય એવી કવિ કલ્પના કરે છે. 'ભગિની ભાવ......': જો કે એ ભિક્ષુ અત્યારે કામવશ થયેલો હોવાથી બંધુભાવ વીસરી ગયો હતો છતાં એના અંતરના ઊંડાણમાં

એ છુપાએલો હતો; તેથી જ સુલોચનાના આત્મભોગથી ચોંકી જઇને તે મદનને હાંકી કાઢે છે ને પાછો ઉપર તરી આવે છે. 'ઊઠે જળી......': સુલોચનાના શબ્દરૂપ વાયુ અડતાં જ ભિક્ષુના હૃદયમાંનો ધુંધવાતો મદનાનલ પ્રજળી ઊઠ્યો, ને એ સાધ્વીની વાણી એ અગ્નિની શિખામાં–ભડકામાં ક્યાંય તણાઈ ગઈ. 'અનભિજ્ઞ બાલા': આ ભિક્ષુ આટલી બધી પાપી માગણી કરશે એવો વિચાર પણ જેને નથી આવ્યો એવી.

• • •

**પ્રશ્નાવલિ : ૨૩ :** ભરતઋષિનું ટૂંકમાં વર્ણન કરો. આસપાસના વાતાવરણ પર એ વનમાં રહ્યા તેની શી અસર થઈ? ભરતઋષિને હરણને માટે પ્રેમ કેવી રીતે બંધાયો? એમાંથી છૂટવાને એ શા સારુ મથતો હતો? એના હૃદયમાં ચાલી રહેલી ધડસથલને એની અને કવિની વચ્ચે ચાલેલા સંવાદના રૂપમાં રજૂ કરો. ઋષિની દયાર્દ્રતાનાં ઉદાહરણો આપો. રે સંસારી......, ચાલે સૌ પર......, અને, સુખ અનુભવનારો...., — આ શબ્દોથી શરૂ થતી કડીઓનો સ્પષ્ટ અર્થ કરો.

**૨૪:** સુલોચનાનું પાત્રાલેખન તમારા શબ્દોમાં કરો. એણે પોતાના ધર્મભાંડુને પાપના ઊંડા કુવામાં પડતો બચાવવા શા શા ઉપાયો યોજ્યા તે વર્ણવો. એને આખરે કેવી રીતે સફળતા મળી? સુલોચનાનો કયો ગુણ તમને સૌથી વધારે આકર્ષે છે? ઊઠ્યો મહા અનલ....., મેઘલી ઘૂરકે ઘેરી....., —આ શબ્દોથી શરૂ થતી કડીઓ ને છેલ્લો શ્લોક વિસ્તારથી સમજાવો. સુલોચના માટે વપરાએલાં વિશેષણોની યાદી કરો ને તેનો અર્થ સમજાવો.]




[નોંધ : ૨૫. **સદાકાળ ગૂજરાત :** ગૂર્જરમાતાના પનોતા પુત્ર શ્રી૰ અરદેશર ફરામજી ખબરદાર ગૂજરાતથી દૂર રહ્યા રહ્યા પણ પોતાની જન્મભૂમિના વિચારો સેવ્યા કરે છે. તેને પરિણામે તેમણે બૃહદ્ ગૂજરાતની ભાવના પોષી છે. આખા કાવ્યનો અતિ આકર્ષક ધ્વનિ પહેલી લીટીમાંથી સ્પષ્ટપણે સંભળાય છે. એની ઉન્નત ભાવનાને લીધે આ કાવ્ય બહુ લોકપ્રિય બન્યું છે.

૨૬. **વંદન જય ગૂજરાત :** રા. બચુભાઈ કવિ કરતાં વિશેષે કરીને કલાકાર છે. છતાં એમનું આ સ્વદેશગીત કોમળ ને ઉમદા ભાવનામાં કે ગેયતામાં કોઈથી ઊતરે નહીં એવું છે. ભૂતકાળની જાહોજલાલી, અને ઉજ્જવલ ભાવિની આગાહી આપે એવી વર્તમાનકાળની તૈયારી આ કાવ્યમાં સરળતાથી વ્યક્ત થઈ છે.

૨૭. **ભાવિ હિન્દ :** કૌટુંબિક સ્નેહ, વિશ્વપ્રેમ અને સ્ત્રી–પુરુષની સમાનતાના સુકોમળ હિમાયતી રા. જન્મશંકર બુચ, ઉર્ફે શ્રી૰ લલિતજી, ભારતમાતાની અધોગતિનું મૂળ આર્ય સ્ત્રીઓની પરાધીનતામાં જુવે છે, ને આર્યદંપતી સમાનતાની કક્ષાએ પહોંચીને અડગ નિશ્ચયથી ભારતની મુક્તિનો પ્રયત્ન કરશે ત્યારે હિન્દ સ્વર્ગસમ સુંદર બનશે

એવી આગાહી કરે છે. આ ભિન્ન દૃષ્ટિબિંદુને લીધે સ્વદેશગીતોમાં આ કાવ્ય જુદી જ ભાત પાડે છે.

**૨૮. સ્વતંત્રતા :** સ્વદેશપ્રેમ, શૂરવીરતા અને સ્વાતંત્ર્યની ઉચ્ચ ભાવનાઓ આ નાનકડા કાવ્યની અંદર મૂર્તિમંત કરવામાં આવી છે અને તેના દરેક વાચકને તે ઉત્સાહિત બનાવ્યા વિના નહીં રહે એ ચોક્કસ છે. લશ્કરને કૂચ કરતી વેળાએ પ્રોત્સાહન આપવાને જેવાં ગીતો [Martial Songs] ગવાય છે તે ઢબે આ કાવ્ય લખાયું છે. એકએક શબ્દ ઉપર ભાર મૂકીને, ક્ષણભર અટકીને, લશ્કરી કૂચને પગલે પગલે આ કાવ્ય ગાવાથી એના માધુર્યનો, તેમજ છેલ્લી બે લીટીમાં આલેખાએલી આખા કાવ્યની મુખ્ય ભાવનાની પ્રેરણા આપવાની અદ્ભુત શકિતનો આપણને સચોટ ખ્યાલ આવ્યા વિના રહે એમ નથી.

**૨૯. પુકાર :** આ કાવ્યનો ધ્વનિ ઉપરના કાવ્ય જેવો જ છે. ભવ્ય આત્મજ્યોતની મદદથી અંધકારને દૂર કરી, મુશ્કેલીઓ હઠાવી દઈ, નવીન જન્મ ધારણ કરવાની અને બીજાને માર્ગ બતાવવાની કવિ ઉમેદ ધરાવે છે. સ્વદેશ વેદનાથી પીડાતો એનો આત્મા આખા વિશ્વમાં સ્વતંત્રતા માટે પોકાર કરતો ઊડશે એ વિચાર અત્યંત પ્રેરક છે.

**૩૦. અમર ઇતિહાસે :** રા. દેશળજી પરમાર બાલકો–યુવકોના કવિ છે; 'કુમાર'ના વાચકોને એમનું નામ પરિચિત છે. ઉન્નત ભાવનાઓ અને સરળ શૈલી ઘણીવાર સ્વદેશપ્રેમની ધારા સાથે ભળીને એમનાં કાવ્યોને આધુનિક યુગની ભાવનાના પ્રતિનિધિત્વ-વાળાં બનાવે છે. આ કાવ્યમાં ય નખશિખ નિરાશા પરહરીને,

મહા હેતુ માટે–મહા સિદ્ધિ માટે–અડગતાથી અંત સુધી મથવાનો કવિ યુવકોને આગ્રહ કરે છે. રાષ્ટ્રની ઈમારતના ચણતરમાં એક પત્થરની જેમ ઉપયોગી થવું—તે કાર્યમાં યોગ્ય ફાળો આપવો—એ અમર ઈતિહાસમાં ભળી જવા બરાબર છે એ આખા કાવ્યનો મુખ્ય ધ્વનિ છે.

**૩૧. માડી!**: આ કાવ્યમાંથી કવિ સફળતાપૂર્વક ભૂતકાળના ભારતવર્ષના ગૌરવનું આપણને સ્મરણ કરાવે છે. ભારત માતાના પનોતા પુત્રોના રોમરોમમાં મુક્તિની ઝંખના જાગી છે; એટલે તેઓ પોતાની જન્મભૂમિને પરાધીનતાના પુન્નરકમાંથી ઉદ્ધારશે એવી ખાતરી આપી કવિ હિન્દમૈયાને આશ્વાસન દે છે. આખું કાવ્ય હિન્દદેવીને સીધા સંબોધનરૂપે હોવાથી અત્યંત હૃદયંગમ છે.

**૩૨. સાફલ્યટાણું**: રા. ત્રિભુવન પુરુષોત્તમ લુહાર, ઊર્ફે રા. સુન્દરમ્, આધુનિક યુગના યુવક કવિ હોવાથી આધુનિક યુગની મુખ્ય ભાવના તેમનાં લખાણોમાં ઓતપ્રોત થએલી માલમ પડે છે. જ્યારે આખો દેશ મુક્તિની ઝંખના કરતો હોય ત્યારે પોતપોતાની વિવિધ પ્રવૃત્તિઓ, કુટુંબીઓ, માલમિલ્કત,—પોતાનું સર્વસ્વ લઈને માતૃભૂમિનો પાલવ પકડીને તેની મદદે દોડી જવું એ જીવનનો લહાવો છે, એ જીવનનું સાફલ્ય છે— આવો ભાવ કવિએ આ કાવ્યમાં સુંદર રીતે ગૂંથ્યો છે.]

卐

## ૨૫

# સદાકાળ ગૂજરાત

જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગૂજરાત !
જ્યાં જ્યાં ગૂજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગૂર્જરીની મ્હોલાત.

ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ
જ્યાં ગૂર્જરના વાસ,
સૂર્યતણાં કિરણો દોડે ત્યાં,
સૂર્યતણો જ પ્ર કા શ.

જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજ પ્રફુલ્લ પ્રભાત,
જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગૂજરાત !

ગૂર્જર વાણી ગૂર્જર લહાણી,
ગૂર્જર શાણી રીત,
જંગલમાં પણ મંગલ કરતી,
ગૂર્જર ઉદ્યમ પ્રીત.

જેને ઉર ગૂજરાત હુલાતી, તેની સુરવન તુલ્ય મિરાત,
જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગૂજરાત !

કૃષ્ણ દયાનંદ દાદા કેરી,
પુણ્ય વિરલ રસ ભોમ,
ખંડ ખંડ જઇ ઝૂઝે ગર્વે
કોણ જાત ને કોમ.

ગૂર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રહે ગરજી ગૂર્જરમાત.
જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગૂજરાત !

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય,
સ્નેહ શૌર્ય ને સત્ય તણા ઉર,
વૈભવરાસ રચાય.

જય જય જન્મ સફળ ગૂજરાતી! જય જય ધન્ય અદલ ગૂજરાત!
જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગૂજરાત!

—ખબરદાર

૨૬

## વંદન જય ગૂજરાત!

ભરતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રસભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝૂમીએ જહીં ઘૂમી,
જયગાન ગજવતાં માતઃ
તુજને વંદન જય ગૂજરાત!
રસકસવંતી ભરતભૂમિની શ્રેષ્ઠ સુભગરસપુત્રી,
ગિરિ,ગહ્વર,સરવર, નદી, ઝરણાં,પ્રકૃતિ-પ્રસાદી ધરતી,
ધન ધાન્ય ભરી રળિયાત તુજને૦
યદુકુળ-તિલક કૃષ્ણચંદ્રની રાજ્ય-ભૂમિ જયવંતી
ઘોષ ગીતાના સદાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માતઃ તુજને૦
સિદ્ધરાજ, વન, ભીમદેવ સમ સમરવીરોની પ્રસૂતા,
વીર કેસરી સમ જય-ત્રાડે ધરણી જે ધ્રૂજવતા—
કરી વિજય-ધ્વજ ફરકાટઃ તુજને૦

નૃસિંહ, મીરાં સરખાં રસિયાં સંતનની રસજનની
ધર્મ ધુરંધર દયાનંદ ને કલાપીની કુલભૂમિ—
વા'તી રસબંસી દિનરાત; તુજને૦
પ્રેમ–શૌર્યનું રણશીંગ ફૂંકવતો નર્મદ જય ગજવે,
સત્યનિષ્ઠ, કર્મવીર ગાંધી અવનવ ચેતન પ્રેરે,
જન ઘૂમે કીર્તિધ્વજ સાથ: તુજને૦
જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી,
પ્રાચી દિશામાં વિવિધ રંગભરી ઉદય ઉષા ઝળહળતી,
જો દિવ્ય હસંત પ્રભાત: તુજને૦
ધેરી ધુરંધર દેશતણાની ઘુઘરમાળ ધમકશે,
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ, ને પ્રતાપ, ચેતન સરશે,
જોઈ સ્તબ્ધ થશે જગ માત !
તુજને વંદન જય ગૂજરાત !

—અચુભાઈ રાવત

૨૭

## ભાવિ હિન્દ

મીઠડલું મહિયર મેલીને, પરને પ્રિય કરવાનું,
સ્વાર્પણ ને સ્વાશ્રયનું જીવન જીવતાં મુખ મલકાતું;
ઉસળકે ઉમંગ ધરી સેવે સુંદરી સ્નેહભરી !

એવી ગુણિયલ ગૃહદેવીને પશુ સમ પિંજર પૂરે,
નરની અવગણનાથી નારી મૂંગા મારે ઝૂરે;
જનનીને આવાં દુ:ખડાં, સંતતિને શાનાં સુખડાં ?

બળબળતા હૈયામાં દૂધ ઉદ્દીપક આવે ક્યાંથી?
વીર બાલબાલા દૂધમલ અવતરે હિન્દમાં ક્યાંથી?
દુઃખી જનનીના જાયા, ક્યાંથી બને રાવરાયા?

સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે,
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે;
ત્યારે અમી ઝરશે, શાંતિમાં દુઃખડાં શમશે!

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે!

પોતાનાં પ્રિય દેશીજનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુંદર હિન્દ થશે.

હિન્દજનો અર્ણવ ધૂધવશે, ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે!

—લલિત

## ૨૮

## સ્વતંત્રતા

[ ગુલબંકી ]

સ્વતંત્રતા! સ્વતંત્રતા! રહો દિલે તું મૂર્તિમંત!
દેશ કાજ કીર્તિ મોત મેળવી, બજાવી ફર્જ
વીરપૂત જે ગયા; સ્મરું સદા, રહેલ કર્જ
કરું અદા, કૃપા કરી બતાવ એજ સ્ફૂર્તિપંથ!

જગાવ આત્મજ્યોત ને સદાય રાખ એ જ્વલંત
મળો ફતેહતાજ વા મરું થઈ જ વીર મર્દ—
મુલ્કભક્ત, જંગમસ્ત, ધર્મચૂસ્ત—દેશદર્દ
હો દિલે, અંગ પાક—મીટ્ટી પાક—હો રહે તને સ્મરંત

બંધુપ્રેમ, ભક્તિનૂર, રુદ્ર નૃત્યનું ઝનૂન
કર્મશૂર ધર્મશૂર વીરને ઉરે ધગંત,
દાઝમસ્ત, શૌર્ય સૌ વહી રહો જ ખૂનખૂન,
સત્યસંગ, ધરી ઉમંગ, સુવું ઘટે જ મૃત્યુઅંક.
સ્વતંત્રતા! સ્વતંત્રતા! મચી રહો જ એક ધૂન,
મૃત્યુની મજા મીઠાશ ભોગવીશ હું અનંત.

—ચન્દ્રવદન મહેતા

## ૨૯

## પુકાર

યુવા! જગાવ ચેતના સમગ્ર અંગઅંગમાં
હુતાશને જમાવ, બાળી મૂક સવ ખાકમાં.

નવીન પ્રાણ! નવ્ય જન્મ, ધારતાં નવીન દગ
મર્દ હિમ્મતે બની-ફૂંકીશ આત્મ-જ્યોત ભગ

અંધકાર હો ભલે જ દિશા સૂઝે નહીં ભલે
ભોમિયો ન હો ભલે કંટકો પથે ભલે

માતરિશ્વ! સ્વર્ગનો હુતાશ માગું! પ્રાણમાં
મશાલચી બની બતાવું પંથ એ પ્રકાશમાં

બંધનો બધાં તજી-રંગહીન, નિર્મલ—
-છતાં પ્રભાતપૂર્વના લલાટશો સુકોમલ—

પ્રસારી વિશ્વ પાંખને સ્વદેશ-વેદના વિશે
'સ્વતંત્રતા! સ્વતંત્રતા!' પુકારી આત્મ ઊડશે!

—રવિશંકર

# ૩૦
# અમર ઈતિહાસે

[ ખંડ શિખરિણી ]

ભ મો ઝં ઝા વા તો
ખમો વજ્રાઘાતો હૃદય પળ ના દુર્બળ કરો;
તમારા માર્ગોમાં અધિક બળિયું પૌરુષ ભરોઃ
નખશિખ નિરાશા પરહરો.

યુ વા નો સ ત્કે મેં
પ્રજાના આદર્શો પ્રગતિભર ઉદ્ધાર સજશે,
પ્રયાણોના પંથે વિશદ પુનરુત્થાન ભજશે;
શિવસ્વરૂપ સૃષ્ટિ સરજશે.

ઉં ગે લાં સ્વ પ્નો નું
અધૂરા યત્નોનું જતન કરવા જાગ્રત રહો,
નવા સંસ્કારોનું મધુર ગરવું ઓજસ વહોઃ
પરમ પ્રભુ—આદેશ ઉચ્ચરો.

મહા હેતુ માટે
મહા સિદ્ધિ સાટે અડગ દિલથી અંત મથવું
ગ્રહીને સંજોગો જગ સકળ ને શોધી મળવુંઃ
અખૂટ ઉલટે લક્ષ્ય રળવું.

ઊં ડા આં ત ર્નો દે
ઊંચા આશાવાદે યુવકજન હો ! રાષ્ટ્ર રચવું,
પુરાતા પાયાના ચણતર મહીં પત્થર થવુંઃ
અમર ઈતિહાસે ભળી જવું.

—દેશળજી પરમાર

૩૧

# માડી !

તુજ મ્લાન વદન શે માડી ?
તુજ હૈયે આ શો કમ્પ ?
ક્યાં વીર ગર્જનો છૂપ્યાં ?
શે ગળી ગયાં તુજ અંગ ?

તુજ અંગઅંગમાં તરવરતું ક્યાં છૂપ્યું ચેતન માત ?
તુજ દસ્યુડારતાં નેત્રે, શે આજ અશ્રુની ધાર ?

તું વીર પુત્રની માતા,
તું સિંહણશૂરી એક,
તું રત્નગર્ભ રણચંડી,
તુજ શાને કમ્પે દેહ

તુજ એક માત્ર હુંકાર સુણી, રિપુગાત્ર ગળી સૌ જાય,
ને છતાં ય માડી ! તારી આ થરથરતી કાં કાય ?

તુજ તનય અમે આ માડી !
શું પાકયા પથ્થર સૌ ?
શું કાયરતાને ધોળી,
વીરત્વ વિસાર્યાં સૌ ?

નહિ, નહિ, નહિ, નહિ, નહિ, નથી હજી વીરત્વ વિસાર્યાં માત !
નથી ચૂડી પ્હેરી બેઠા: નથી ભૂલી બેઠા ભાન.

તુજ—સિંહણ—ની રણઘેલી
સેવી છે પ્રેરક કૂખ;
ને ઘટઘટમાં ઘોળ્યાં છે
તુજ વીર્ય, ધૈર્યનાં દૂધ:
અમ સમરાંગણ ક્રીડાંગણ કરવા હૈયાં થનગન થાય,
અમ રોમરોમમાં જાગે તુજ મુક્તિઝંખના આજ.

ખંખેર માત ! સૌ તારાં
ભય ગ્લાનિ સ્વપ્નાં આજ
ને મીઠી આશિષોથી,
અમને નવજીવન આપ:
તને પરાધીન પુનરક મહીંથી ઉદ્ધારીને માત !
તુજ 'પુત્ર' નામ ધારેલું, અમે સાર્થક કરશું આજ.

તું ધૈર્ય ધારને માડી !
તું ખાળ અશ્રુની માળ;
તું વીર જનેતા: તારે
શાના તે હોય ઉચાટ ?
અમ અંગઅંગમાં ઉભરાતું નવજોબન તારે કાજ;
અમે રણશિરે હોમીશું, હોમીશું જીવનસાર.

—મનઃસુખલાલ ઝવેરી



## ૩૨

# સાફલ્યટાણું

[ સ્રગ્ધરા ]

વીણાનાં ગાન થંભે, નિજ નિજ વ્યવહારો તજી વિશ્વ દેખે,
આંખો આશ્ચર્યઘેરી સમયગતિતણે ચિન્તને જૈ વિરામે:
સૂતેલા આજ જાગે, નયનથી નિરખી જાગતા લોક દોડે,
દોડેલા ત્યાં ઝઝૂમે, અડગ કદમ ત્યાં ઝૂઝતા સિદ્ધિ પામે.

વિદ્યુત્વેગે સુમુક્ષા, અણુઅણુ પ્રસરે લોક આબાલવૃદ્ધે;
વ્હાલાંનાં વ્હાલ, તાજાં તનુજ કુસુમ શાં, ચિત્તની કૈં મહેચ્છા,
સિદ્ધિઓ ઝિન્દગીની, રજરજ કરીને સંચિયા દ્રવ્યઓઘો,
પ્રાણો–ઉત્કર્ષશોખી ધસીધસી જનનીઅંચળે આવી પૂગે.

આવે આવે ફરી સૌ દિવસ, રજની, એ સૂર્ય, એ ચંદ્ર ઊગે,
આવે સંપત્તિ પાછી, સુખમય સમયો આવતા, ઝિન્દગીઓ
આવે એકેક પાછી, મરણ પણ મળે કેટલાં કીર્તિમીઠાં,
રે આ સાફલ્યટાણું યુગ યુગ પલટે તો ય પાછું ન આવે.

વ્હાલાં! આ લ્હાવ મોંઘો, ધન, બલ, ગુણની સિદ્ધિથી યે મહાન,
મોંઘેરો જીવનોથી વિરલ યશભર્યાં મૃત્યુથી યે મહાન.

—સુન્દરમ્



[ **સમજૂતી** : ૨૫ : ‘ગૂર્જર ભરતી ઊછળે છાતી’: ગૂજરાતીઓની ભરતીથી જે દેશની છાતી ઊછળે છે ત્યાં. દૂરદૂરનાં જે દેશોની છાતી–ધરતી–ગૂજરાતીઓના રહેવાસથી ઊછળે છે ત્યાં ગૂર્જરમાતનો વાસ છે.

૨૬: ‘ઘેરી ધુરંધર દેશતણાની....’: દેશના ધુરંધરોની ઘેરી ઘુઘરમાળ ધમકશે: દેશની પ્રવૃત્તિનો બોજો વહેનાર—દેશનેતાઓની—ઘુઘરમાળ ધમકશે, હાકલ વાગશે.

૨૭: રા. ચન્દ્રવદનના અને રા. રવિશંકરના કાવ્ય સાથે સરખાવો રા. સુન્દરમનું કાવ્ય: ‘મુક્ત થતા રાષ્ટ્રની સ્વતંત્રતા,’ [ કુમાર: ૧૯૮૬, વૈશાખ, અંક ૭૭ ]

૨૮: ‘પ્રસાર વિશ્વ પાંખને...’: સ્વર્ગના હુતાશથી પ્રકાશ પામેલો ને સ્વદેશવેદનાથી પીડાતો મારો આત્મા સ્વતંત્રતા માટે ઝંખતો હોય--તેને શોધતો હોય--તેમ શબ્દનો પોકાર કરતો કરતો આખા વિશ્વમાં ઊડશે.

૨૯: ‘શિવસ્વરૂપસૃષ્ટિ’: મંગલમય, કલ્યાણકારી સૃષ્ટિ. ‘અખૂટ ઊલટે લક્ષ્ય રળવું’: અખૂટ—ન ખૂટે એવી ઊલટથી, ઉત્સાહથી, લક્ષ્ય–ધ્યેય–સિદ્ધ કરવું, પ્રાપ્ત કરવું.

૩૧: સરખાવો: રા. દ્વિજેન્દ્રલાલ રોય કૃત ‘આમાર દેશ’નો રા. જુગતરામ દવેએ કરેલો ગૂજરાતી અનુવાદ—‘પ્રાણથી પ્યારો દેશ.’

૩૨: ‘જનનીઅંચળે આવી પૂગે’: શું શું આવી પૂગે? વહાલાંનાં વહાલ, તાજાં કુસુમ શાં તનુજો વગેરે, વગેરે.

• • •

**પ્રશ્નાવલિ: ૨૫:** કાવ્યના મુખ્ય વિચારને વિસ્તારપૂર્વક સમજાવો.

**૨૬:** આપણા જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં ગૂજરાતનો વૈભવ કેટલો હતો અને છે તેનું આ કાવ્યમાં વર્ણન છે એ ટીકાનું સમર્થન કરો. ગૂજરાતના ભાવિ માટે કવિ કેવી આશા આપે છે.

**૨૭:** ભારત વર્ષની પડતીનું કવિ શું કારણ આપે છે? એમને અભિપ્રાયે શું કરવાથી એનો ઉત્કર્ષ થાય? એ સુધારા પછી કવિ હિન્દના ભાવિ વિશે કેવો ચિતાર આપે છે?

**૨૮:** આખા કાવ્યનો મુખ્ય ધ્વનિ સમજાવીને એનો ટૂંક સાર આપો. છેલ્લી બે લીટી બરાબર સમજાવો. આ કાવ્યનો પ્રકાર કયો? એનાં બધાં લક્ષણોનો સમાવેશ આ કાવ્યમાં થયો છે કે નહીં તેની ચર્ચા કરો.

**૨૯:** ઉપરના કાવ્ય સાથે આ કાવ્યના વિચારની સરખામણી કરો. કવિ શો નિશ્ચય અહીં જાહેર કરે છે?

**૩૦:** આ કાવ્યમાંથી તમે શો બોધ લો છો? કવિ યુવકોને માટે શો આદર્શ રજૂ કરે છે? આ કાવ્યનું નામ 'અમર ઈતિહાસે' કેમ આપ્યું હશે?

**૩૧:** હિન્દમૈયા પહેલાં જેવી રહી નથી એમ બતાવવાને કવિ કયા કયા ફેરફારોનો ઉલ્લેખ કરે છે? એને શી રીતે આશ્વાસન આપે છે?

**૩૨:** સાફલ્યટાણું કયું? એનું મહત્વ શું? એ પ્રસંગે શા શા બનાવો બને છે?]

# ક થા ગી તો

[નોંધઃ કથાગીત [Ballad] એક એવો કાવ્યપ્રકાર છે કે જે દરેક પ્રજાના સાહિત્યમાં જોવામાં આવે. એમ કહેવાય છે કે જનસમૂહની, સંગીત તેમજ નૃત્યની રસવૃત્તિને પોષવાની આવશ્યકતામાંથી કવિતાનો જન્મ થયો છે. આવી રીતે જુદા જુદા પ્રકારનાં જે કાવ્યો પેદા થયાં તેમાં કથાગીતનું સ્થાન ઘણું જૂનું છે. અસલનાં આવાં કાવ્યો તાલબદ્ધ નૃત્ય સાથે ગાઈ શકાય એવાં હોવાનું જરૂરનું હતું. વખત જતાં આવાં કાવ્યોનાં બે મુખ્ય લક્ષણો ગણાવા લાગ્યાં. [૧] ગેયતા; [૨] સાદી ને સરળ વાર્તાનું સહેલાઈથી સમજી શકાય એવું ને મુદ્દાસરનું આલેખન. સામાન્ય જનતાને માટે આવાં કાવ્યો રચાએલાં હોવાથી ગૂંચવાડા ભરેલી વિષય કે પાત્રોની ગૂંથણી એમાં સ્થાન પામતી નથી. બીજા કાવ્ય-પ્રકારોમાં છન્દ, પ્રાસ, યતિ ઈ. નાં જે બંધનો છે તે એમાં જણાતાં નથી. વળી આવાં કાવ્યો એકજ વ્યકિતની કૃતિ હોય છે એમ પણ સ્વીકારાતું નથી. એક કવિએ આવું કાવ્ય રચ્યું હોય તો પણ જનતા તેમાં ફેરફાર કરે છે. આથી કેટલાક Ballad અને Folk Song [લોકગીત] માં કાંઈ ભેદ ગણતા નથી.

ગૂજરાતી લોકગીતોનું સંશોધન કરવાનું કામ રા. રણજિતરામ વાવાભાઈ મહેતાએ પહેલવહેલું ઉપાડી લીધું; ને તેમના અકાળ અવસાન પછી એક સંગ્રહ છપાયો. કાઠિયાવાડમાં આધુનિક યુગના માનીતા કવિ શ્રી. ઝવેરચંદ મેઘાણી, રા. રાયચુરા વગેરેએ આ કામ ઉત્સાહપૂર્વક હાથમાં લીધું. પરિણામે રા. મેઘાણીએ ‘રઢિયાળી રાત’ નામના

સંગ્રહો બહાર પડ્યા. ભાતભાતનાં કથાગીતો તેમાંથી મળી આવે છે. તે સમયના સમાજની કરુણ સ્થિતિ આલેખતાં બે ગીતો અહીં આપ્યાં છે.

જેનું કર્તૃત્વ નક્કી થઇ શકતું નથી એવાં કથાગીતો ઉપરાંત અંગ્રેજી સાહિત્યમાં એ જ લક્ષણોવાળાં ને એવી જ ઢબનાં કાવ્યો (Ballad Poems) કેટલાક કવિઓએ લખ્યાં છે. તે જ પ્રમાણે ગૂજરાતી કવિઓએ કર્યું છે. એવાં બે કાવ્યો અહીં આપ્યાં છે.

. . .

**૩૩. પાતળી પરમાર :** અનેક કારણો આપ્યાં છતાં બાર બાર વર્ષે પાછા ફરેલા રજપૂતને એની માતા પાતળી પરમારની ગેરહાજરી વિષે સંતોષ આપી શકતી નથી. આખરે નેવે લટકાવેલી લોહીલુહાણ ચુંદડી જોઈને ભ્રમ ખૂલે છે— તેની ખાતરી થાય છે કે તેની ગોઝારણ માતાએ જ તેનો ક્રૂર અંત આણ્યો હતો. હવે પ્રેમાળ પતિની મનોવેદના કલ્પી લો. એ દશા વર્ણવવાને કોઈ શિષ્ટ કવિએ કદાચ એક સુંદર વિરહોર્મિકાવ્ય [ Elegy ] રચ્યું હોત; પરંતુ આ લોકગીત રચનાર કોઈ સ્ત્રી હશે, તેથી તેણે સ્ત્રીહૃદયને સહજ એવી સુકોમળ રીતે, મિતાક્ષરમાં, એ વેદના વ્યક્ત કરી. મરનારની ચીજો ખોળવાને દુઃખી પતિ પ્રેરાયો. કોરી ટીલડી અને કોરી ચુંદડી જોતાં જ પોતાની પતિપરાયણ પત્નીએ વિરહનાં બાર વર્ષો કેવી રીતે વિતાવ્યાં તે એને સમજાયું. વસ્ત્રોની મૂંગી વાણીનો અર્થ એ સમજ્યો, ને છાતીફાટ રોવા લાગ્યો. પત્નીનું પતિવ્રતાપણું, પુત્રવધુની

હત્યામાં પરિણમતો સાસુનો જુલમ, અને અસમજુ પતિની કરુણ મનોદશા આ ગીતમાં સુંદર રીતે આલેખાયાં છે."

**૩૪. વઢિયારી સાસુ :** આ લોકગીતો જે સમયનો ચિતાર આપે છે તે યુગના કૌટુમ્બિક જીવનમાં સાસુની હકુમત જીવનને કરુણ અને દુઃખી બનાવવામાં જે ભાગ ભજવતી હતી તેનો ખ્યાલ આપતું આ બીજું કાવ્ય છે.

**૩૫. શેર-દોરો :** જ્યાં જ્યાં શૂરવીરતા નજરે પડે ત્યાં ત્યાં શૂરવીર તેની કદર કરી શકે છે; તેથી નાગા પર્વતની ગઢીનો રખેવાળ અને તેના સાથીઓ પોતાના શત્રુઓના પરાક્રમની પ્રશંસા કરી શક્યા. પોતાના સાથીઓને લડાઈમાં વીર મૃત્યુ પામવા મળતું માન-'શેરે જંગ'નું માન-એકેક શેરદોરો બાંધીને તેમને આપ્યું એટલુંજ નહીં પરંતુ વીરનું મરણ પામવાને જે જે કારણો બીજાઓને તાન ચઢાવે છે તેમાંનું એકે આ સૈનિકોને વિશે અસ્તિત્વમાં ન્હોતું છતાં તેમણે 'શેરે-જંગ'નું મૃત્યુ મેળવ્યું તેથી તેમને હાથે બબ્બે દોરા બાંધ્યા. કેટલી નિખાલસતા! અને શૂરવીરતાની કેવી શુદ્ધ ને સાત્વિક કદર!

**૩૬. ત્યાગનું ખત :** ક્ષુધાદુઃખથી પીડાતા સૈનિકો આપત્તિને સમયે પોતાના ધર્મગુરુને છોડી જવાનું પસંદ કરે છે, છતાં એમના સંબંધીઓ એમને પોતાના ધર્મનું શી રીતે ભાન કરાવે છે ને આખરે રણક્ષેત્રમાં પોતાના દેહને હોમી દેવા પ્રેરે છે તેનું આ કાવ્યમાં મોહક વર્ણન કરવામાં આવ્યું છે. ભૂખને લીધે જેમની દેહ ક્ષીણ ને દુર્બળ બની ગઈ છે એવા સૈનિકોમાં ચેતનની એક ચિનગારી પડતાં કેવું ઝનૂન આવે છે તેનું આ એક અદ્‌ભુત ઉદાહરણ છે.]

૩૩

# પાતળી પરમાર

માડી બારબાર વરસે આવીઓ,
માડી નો દીઠી પાતળી પરમાર રે. જાડેજી મા,
મોલુંમાં દીવા છગ બળે રે.

દીકરા હેઠા બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર,
પાણી ભરીને હમણાં આવશે રે.

માડી કુવા ને વાવ્યું જોઈ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર રે. જાડેજી મા,
મોલુંમાં દીવા છગ બળે રે.

દીકરા હેઠા બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર,
દળણાં દળીને હમણાં આવશે રે.

માડી ઘંટીયું ન રથડા જોઈ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર રે, જાડેજી મા,
મોલુંમાં દીવા છગ બળે રે.

દીકરા હેઠા બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર,
ધાન ખાંડીને હમણાં આવશે રે.

માડી ખારણીઆ ખારણીઆ જોઈ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર રે. જાડેજી મા,
મોલુંમાં દીવા છગ બળે રે.

દીકરા હેઠા બેસીને હથિયાર છોડય રે કલૈયા કુંવર,
ધોણ્યું ધોઈને હમણાં આવશે રે.

માડી નદીયું ને નેરાં જોઈ વળ્યો રે,
માડી નો દીઠી પાતળી પરમાર રે જાડેજી મા;
નેવે તે નવરંગ સુંદડી રે.
એના બચાકામાં કોરી બાંધણી
એની બાંધણી દેખીને બાવો થાઉં રે, ગોઝારણ મા,
મોલુંમાં આંબો મોડીઓ.
એના બચકામાં કોરી ટીલડી,
એની ટીલડી દેખીને તરસુળ તાણું રે, ગોઝારણ મા,
મોલુંમાં આંબો મોડીઓ.

## ૩૪

## વઢિયારી સાસુ

દાદા તે દીકરી વઢિયારે નો દેજો જો,
વઢિયારી સાસુડી દાદા દોયલી.
દિએ દળાવે મને રાતડીએ કંતાવે જો,
પાછલે ને પરોઢીયે આણાં મોકલે.
ઓશીકે ઇંઢોણી વહુ પાંગતે સીંચણિયું જો,
સામે ને ઓરડીએ વહુ તમારું બેસણું.
ઘડો બૂડે નૈ સીંચણિયું નવ પાંગે જો,
ઊગીને આથમીઓ કુવા કાંઠડે.
ઊડતા પંખી મારો સંદેશો લઈ જાજે જો,
દાદાને કે'જે રે દીકરી કુવે પડી.
દાદાને કે'જે મારી માતને નો કે'જે જો,
માતા છે માયાળુ આંસુ ઝેરશે.

કુવે નો પડજો ધીઠી અફીણીઆં નો ખાજો જો,
અંજવાળી આઠમનાં આણાં આવશે.
કાકાના કાબરીયા મારા મામાના પુંઝડીયા જો,
વીરાના વઢિયારા વાગડ ઊતર્યાં.
કાકે સીંચ્યું ને મારા મામાએ ચડાવ્યું જો,
વીરે ને ફેડાવ્યું વઢિયારને આંગણે.

## ૩૫
## શેર—દોરો

[ઉપજાતિ]

હતી ગઢી ધારતણી જ ટોચે ચોપાસ નાગા નગ ઉપરે ચણી;
ગયા હઠી શત્રુ, પડીજ સાંઝ દિવાલ ઠેકી નીકળ્યો ગઢીધણી.
ચોપાસ સૂતા મરતા મરેલા પોતાતણા શત્રુતણા જુદા કરે;
પોતાતણા બાવીશ, શત્રુ સાત, કો હિ ન પાછા રણખેલ આદરે.
જોઈ રહ્યો નાયક શત્રુ સાત ચઢયા જ નાગો નગ જે લગોલગ;
હણ્યા વળી રક્ષક વીર વીણી, લીધા દીધા ઘાવ ધસી ડગોડગ.
એ સાહસોત્સાહ ઘણી નિહાળી રહ્યો, પડયો ને ક્ષણ તો વિચારમાં;
કદાપિ વીરે પણ વીરતાને વિમાની જાણી કયંહિ તુંચ્છકારમાં!
વદ્યો ધણી ધીર ગભીર વાણી, આ કાફિરો કાફિર-હાલ પામશે;
એ કયામતે થાવજ જે થનારું, અલ્લાહ સૌને નિજ હક્ક બાંટશે.
અહીં પરંતુ નગ નાગનો જે છે ચાલ તે અસ્લજ પાળવો ઘટે;
જો નીવડે મર્દ જ શેર જંગે તો શેર-દોરો કર બાંધવો ઘટે.
તો ઊચરો શેરદલેર મારા, આ શત્રુ આ કાફિર શેર કે નહીં?
જે ચાલ ઇસ્કન્દરથી ય જૂનો, આજે જ શું આપણ તોડવો સહી?”

ગઢીતણા રક્ષક બોલી ઊઠયા, "આ આપણા બાવીશ શેરને ઘટે
તે હક્ક આ કાફિરનો ય ચોખ્ખો, જંગે દલેરી નવ એસની હટે."
એ સાત એ બાવીશ શેર-દોરા બાંધી દીધા ત્યાં કર એકએકને.
ગઢીધણી કે હું લલાટ તો યે વિચારરેખાથી વિમુક્ત ના બને.
વદે ફરી એ, "સુણજો તમે સૌ, હજી મને ગૂંચ, તમે ઉકેલજો
આ કાફિરો બેશક, તો ય એમાં ન ખાન, ના નાયક મીરઝાદ કો.
ન એ ચઢયા દીન જહાદ જંગે, આ નાગ પ્હાડે ઝરનું ય નામ ના;
જો જે વડે અહીં ચઢ્યા જ પાનો આ સાતને તે કશા ઝાંઝ ધૂન.
તો યે જુઓ છો ભડ શા હઠીલા ચઢી ગયા પર્વત આ લગોલગ!
'ધસો'! થયો એ સરદાર હુકમ, ધસ્યા ધસ્યા આ ધ્રુજવ્યો બધો નગ!
ન ત્રાડ ના શોર બકોર લેશ ધાડ આપણાયે નવ લેખવ્યો જરા;
સામા કર્યા બેવડત્રેવડા ધા, સાતે પડયા બાવીશને કરી પૂરા.
'બ્હાદૂર કહો કોણ ચડે બધાથી?' 'મેહ્રાબખાં!' સૌ વદશે જવાબમાં;
સો વર્ષથી એ નિજ કબ્ર સૂતો, લડે બધા જંગ ફરી ખવાબમાં.
મેહ્રાબખાંને જીવતો જ માનો- એ શું ધસી આમ શક્યો હતે લડી?"
"રે એહણે તો સર સાટ જૂઠા સોગંદથી પાક કરી'તી જીભડી!"
"તો શેર મારા, શક કૈં રહે ના; ના એક દોરો બસ હોય આમને:
બીજો કરે યે ભડ શેર-દોરા બાંધીદીયો ઇજ્જત ખાસ એમને!"
વહ્યા પછી બેત્રણ રોજ જેવા, એ ધાર, એ ટોચ, અતુલ્ય ગઢી અધોરે,
બીજે ધસારે સર થૈ ગયાં, ને સાતે મળ્યાં ત્યાં શબ મંડિત જોડ દોરે.

—બળવંતરાય ઠાકોર



## ૩૬
# ત્યાગનું ખત

ઘનઘોર મધરાતે,
આનન્દપુરે આજે
મૃત્યુ નીરવ શાન્તિ મહીં,
કરી ભાલ સચિન્ત
જાગે ગુરુ ગોવિન્દ!
દીનમુખ ગતનિંદ
શિષ્યો ચાળીસ ઊભા સામે,
જાણે ફીક્કા અરવિન્દ!
જીર્ણ દુર્ગ બહાર,
ઈસ્લામી અસિ અંગારા જશી
ઘૂમે કરી હુંકાર!
જાગી પડકારે શીખ સરદારે
હોમી દીધાં ઘરબાર
તોય હજી અસિ અંગારા જશી
જીર્ણ દુર્ગ બહાર!
ગુરુને સિંહનાદ
શૌર્ય પ્રદીપ ઊઠ્યા જાગી શીખ
તિમિરે અગ્નિ ઝાળ!
"દીન! દીન!" સામે "જયગુરુ!"નામે
ધસ્યા બની રિપુકાળ
પણ હવે આજ ખૂટ્યું છે અનાજ
ઊભો છે સામે કાળ!

કેટલાક દિન રહી અન્ન-હીન,
લડ્યા તોય શીખ બાળ.
નીડર એ શીખ વીર
ત્રાસી ક્ષુધાદુ:ખ, ભૂલી શુદ્ધ બુદ્ધ
ગુરુને યાચે અધીર,–
"ગઢ બચવાની આશા હવે નથી
વ્યર્થ વહે છે રુધિર !
એથી ભલું હવે જઈ બીજે સ્થળે
લડવું રાખીને ધીર !"
કિન્તુ શાન્તિ ! અજબ શાન્તિ
ગુરુદેવ મુખે દિવ્ય,
નિસ્તેજ મુખે ઊભા સન્મુખે
ચાળીસ એ શીખશિષ્ય !

અન્તે કો એક શિષ્ય
ભૂમિ પ્રતિ ભાળી, વદી દીનવાણી
કે' ગુરુને નામી શીશ–
"ઘડી હવે અહીં રહેવાયે નહીં
કરશો ના દેવ રીસ !"
શાન્ત વચને ગુરુ કહે "સુખે
વિચરો ગમે તે દિશ–
કિન્તુ એટલું લખીને જાવ કે
'મને તજી દો છો શિષ્ય!"

સ હ સા વ જ્રા ઘા તે
ઘવાઈ ગિરિ કો ધ્રૂજે, તેમ શીખો
કમ્પી ઊઠ્યા આ વાતે.
કિન્તુ ક્ષુધાથી બની મૂઢ, પ્રાજી
ખત લખ્યું નિજ હાથે !
અંધારા મહીં ચાલ્યા, ગુરુ ત્યજી,
શિષ્ય ચાળીસ રાતે.

• • •

શીખોને તે મીઠાં ગીતે
કાલું કાલું બોલી વદી વાણી ભોળી
વધાવે બાલકો સ્મિતે–
"ગુરુદેવ સાજા ? હારી ગયો રાજા ?
કહો હારી ગયો શી રીતે?"
પ્રિ ય ત મા ઉ લ્લા સે
કુસુમની માળા ગૂંથી ભોળી બાલા
વધાવાને ધસે આશે—
"કાન્ત વિજયી ! ઉતારું આરતી,
મુજ પ્રાણને પ્રકાશે !"
હ ર્ષા શ્રુ થી મા તા
બ્હેન સુધાસુખી આશિષે વધાવે
વધાવે મિત્ર—ભ્રાતા;
મૂઢ જેવા બની ભૂમિ નખે ખણી
શીખ ઊભા શરમાતા.

અભ્ર કાળાં ગગને
સહસા છવાયા—છવાઇ શ્યામતા
ચાળીસતણા વદને !—
ભાગ્યો તે ભરમ, કળાયો મરમ,
સ્વજનો ગયાં સદને !

. . .

એ ક લા અંધકારે
ડૂબ્યા મહા દુ:ખે અવનત મુખે
શીખ ચાળીસ વિચારે
વીંધી નિશા-ઉર જાણે કાળપૂર
ચાલ્યા પાછા રણઘાટે !

શત્રુ સેનાની સામે
ચાળીસે તે સાથે-જાણે એક હાથે
પ્રલયઅસિ ઉગામે
"જય ગોવિન્દ ! જય ગુરુ ! "વદી
અરિ પુગાડે સ્વધામે !
શીખોએ ચાળીસ હાથે
અતુલ શૌર્યે ધસી ધસી કીધા
કોટિક ઘા અરિ માથે
"તોબાહ ! તોબાહ!" પોકારી શત્રુ
ભાગ્યા સહુ ઊભી વાટે.

. . .

રજત અભ્ર પાર
સ્નિગ્ધ—નયન, સુહાગી—વદન
વધુ રેડે અમીધાર—

સ્નિગ્ધ ચરણે ગુરુ પળે રણે
દેવાંને આશીર્વાદ.
ધરતીખોળે તે શિષ્યો દેખીને
ગુરુ ભણે જયકાર.
વદને વદને ભાળી
શિષ્યોને ગુરુ ચુમીને કપાળે
અશ્રુ શકે ન ખાળી
મહાનસીંગ હજી શ્વાસ લે છે—
વદને ગુરુને ભાળી.
અતિ વ્હાલભર્યા સ્વરે
ભેટી પડી તેને પૂછે ગુરુ હેતે
" ઇચ્છા શી તારે ઉરે ?
કહે ભાઈ કરું તારે કાજ શું હું ?
કહેને મુક્તમને ! "
" પૂજ્ય ઓ ગુરુદેવ !
ઇચ્છા શી હવે !–માગું ભવેભવે
કેવળ તમારી સેવ !
બાકી કૃપા હોય ફાડી નાખો પેલું
ત્યાગખત ગુરુદેવ ! "
પા મી ને આશીર્વાદ
ગુરુમુખે હેતે મહાનસિંગ,
પામ્યો મોઘું વરદાન
સ્મિત સુધા થકી વિધુ ત્યાં પ્રકાશ્યો
તારીકાએ કીધાં ગાન !

—સ્નેહરશ્મિ

[**સમજૂતી : ૩૪.** 'વીરને ફોડાવ્યું......': દીકરી ઉપરના સીતમના ચિહ્નરૂપ એ બેડું વઢિયારી સાસુને બારણે ફોડીને બહુના પિયરીઆઓએ પોતાનો રોષ વ્યક્ત કર્યો.

**૩૫.** 'કદાપિ વીરે.....': વીરપુરુષે તુચ્છકારમાં—ઉપહાસમાં ય વીરતાની અવગણના કરેલી-તેનું અપમાન કરેલું-જાણ્યું છે?

• • •

**પ્રશ્નાવલિ: ૩૩ :** રજપૂતની માતાએ એની પત્નીની ગેરહાજરી વિશે આટલાં બધાં બહાનાં શા માટે કાઢ્યાં હશે? એને પોતાની માતાના ગોઝારા કૃત્યની શી રીતે ખબર પડે છે? એની મનોદશાનો ખ્યાલ આપતી લીટીઓ પર ટીકા કરો.

**૩૪ :** દીકરી વઢિયારે ન દેવાની સલાહ કેમ અપાઈ છે? પોતાનો સંદેશો પોતાની માડીને કહેવાની કેમ મના કરી છે? આ બેઉ લોકગીતોમાં તે વખતના સમાજનું જે પ્રતિબિંબ પડતું હોય તે પર ટૂંક નોંધ લખો.

**૩૫ :** શત્રુના સાત સૈનિકોને બબ્બે શેર-દોરા કેમ બાંધ્યા? એમના વીરમૃત્યુમાં ગઢીના રક્ષકને અસાધારણ શું લાગ્યું? મેહ્રાબખાં વિશે જે જાણતા હો તે લખો.

**૩૬ :** ચાળીસ શીખો ગઢનું કેવી રીતે રક્ષણ કરતા હતા તે જણાવો. તેમણે પોતાના ગુરુનો શા માટે ને કેવા સંજોગોમાં ત્યાગ કર્યો તે લખો. પોતાના ગામને પાદરે તેમને કેવો સત્કાર મળ્યો? એમના સંબંધીઓએ એમને વિશે કેવી આશા રાખી હતી? ભ્રમ કેવી રીતે ફૂટયો? શીખ સૈનિકો વળી પાછા રણમેદાન તરફ કેમ ગયા? મહાનસિંગ ત્યાગપત્ત ફાડી નાખવા શા સારુ ઇચ્છતો હતો?]

# પ્રકીર્ણ કાવ્યો

[નોંધ: ૩૭. નવ કરશો કોઇ શોક: કવિ લખે છે: 'એક વખત હું એવા તો મનના ગભરાટમાં હતો કે મેં જાણ્યું કે હવે મારું મોત વહેલું થશે ને હું મરીશ ત્યારે મારા પ્યારા-પ્યારીઓને બહુ દુ:ખ થશે—એ ઉપરથી મેં આ કવિતા જોડી છે.'

આ પદ આશ્વાસનનું તેમજ બોધનું છે. વળી એમાં કવિના જીવનનો પણ કંઈક ઉલ્લેખ કરવામાં આવ્યો છે કવિ પોતાની હિંમત, સત્યપ્રિયતા અને ટેક સારુ વખણાય છે. એમનો દુશ્મન સુદ્ધાં એ સદ્‌ગુણોની પ્રશંસા કરશે એમ કવિ કહે છે. એમનું જીવન સામાજિક અને આર્થિક વિટંબણાઓથી ઘેરાએલું હતું. તેનું સૂચન આ પદમાં થયું છે છેલ્લી બે પંક્તિઓ સામાન્ય બોધની છે.

૩૮. આણાં: શ્રી. બોટાદકરની કવિતામાં ગ્રામજીવનના ભિન્ન ભિન્ન પ્રસંગોનું આલેખન કરવામાં આવ્યું છે. પશ્ચિમની કેળવણીના સંસ્કાર એમના ઉપર સીધી રીતે પડેલા નહીં હોવાથી એમનાં કાવ્યોમાં મોટે ભાગે નિર્ભેળ આર્યભાવનાઓને સ્થાન આપવામાં આવ્યું છે.

'રાસતરંગિણી'માંના રાસો કવિએ રાસ લખવાની કળા કેટલી ઝડપથી અને સરસ રીતે હસ્તગત કરી તે બતાવી આપે છે. એમાંના રાસો જીવનની કડવીમીઠીનો સુંદર ચિતાર

સંબંધનું આલેખન વાસ્તવિક અને કટાક્ષપૂર્ણ છે. 'આણાં'માં સાસરે વિદાય થએલી પુત્રી પોતાના પિયરના સંબંધીઓનો સ્નેહ તાજો કરે છે. પોતાની માએ પિયર આવવા આણું મોકલ્યું તે ઉપરથી તેના મનમાં ભૂતકાળનાં સંસ્મરણો ખડાં થાય છે, અને જ્યારે એ પિયર જશે ત્યારે એના સંબંધીઓ અને સખીઓ એનો કેવો સત્કાર કરશે તેની કલ્પના કરે છે. છેલ્લા શ્લોકમાં તો સહિયરનો ને માડીનો મહિમા અદ્‌ભુત રીતે ગાયો છે.

**૩૯. આત્મશ્રદ્ધા :** આત્મશ્રદ્ધાનો ગુણ શું શું સિદ્ધ કરી શકે છે અને માનવપ્રવૃત્તિમાં કેવો ભાગ ભજવે છે તેનું આ કાવ્યમાં હૃદયંગમ વર્ણન કર્યું છે. આ સદ્‌ગુણને અભાવે અનેક મનુષ્યોને ખૂબ નાસીપાસી અનુભવવી પડે છે–તેમનું જીવન અકારું બને છે. આ કાવ્ય વાંચી તમે ય આત્મ-વિશ્વાસ કેળવતાં શીખો એ ખાસ જરૂરનું છે.

**૪૦. નવ કહેજો:** ૧૯૨૫માં શ્રી૦ જગદીશચંદ્ર બોઝે પોતાના ભાષણને અંતે ટાંકેલી અંગ્રેજી કાવ્યપંક્તિઓ પરથી આ કાવ્ય રચવાની કવિને પ્રેરણા મળી હતી. શ્રી. ઝવેરચંદ મેઘાણી કાઠિયાવાડનાં લોકગીતો–વાર્તાઓ વગેરેના સંશોધક ને પ્રચારક તરીકે ગૂજરાતમશહૂર છે. એમણે અનેક સુંદર, મૌલિક કાવ્યો પણ રચ્યાં છે. 'જે લોકો પોતાના જીવનધ્યેયને પહોંચવાને અથવા કંઈ સત્કાર્ય કરવાને હરહંમેશ તત્પર હોય એવા વીર ને કર્તવ્યનિષ્ઠ માનવીઓ માટે વિશ્રામની દીન યાચના કરવી વ્યાજબી નથી. તેઓ

પોતાની ફરજ બજાવવામાં એટલી તન્મયતા ધરાવતા હોય છે કે પ્રવૃત્તિ એજ તેમનો આરામ હોય છે.'—આ આખા કાવ્યનો મુખ્ય ભાવ છે. શ્રી૦ મેઘાણીનાં બીજાં કાવ્યોની માફક આમાં પણ ગેયતા નજરે પડે છે.

**૪૧ – ૪૨. હું – વિધાતા:** આ બેઉ કાવ્યોમાં કવિ પોતાને વિશે રસમય વર્ણન કરીને પોતાના જીવનનો આદર્શ પણ સાથેસાથે રજૂ કરે છે. રા. દેશળજી પરમારનું નામ તમને પરિચિત છે. રા. ઇન્દુલાલ ગાંધી આ દાયકામાં અમદાવાદે ગૂજરાતને ખોળે જે યુવક કવિઓ ધર્યા છે તેમાંના એક છે.

**૪૩. કવિનું સ્વપ્ન:** રા. અમીદાસ કાણકીયાનાં કાવ્યો ગૂજરાતના કેટલાક સામયિકોમાં થોડા સમયથી પ્રગટ થાય છે. અહીં આપેલા કાવ્યમાં તેઓ કવિની સૃષ્ટિ–સ્વપ્નસૃષ્ટિ–કેવી હશે તેનો ખ્યાલ આપે છે. આ દુનિયાનાં અસ્થિર અને અનિષ્ટ તત્ત્વોથી મુકત એવી એ સૃષ્ટિને માટે ઝંખતા કવિ પુકારે છે.

કયારે અરે! વિરલ દર્શન થાય કયારે?]

૩૭

## નવ કરશો કોઈ શોક

નવ કરશો કોઈ શોક–રસિકડાં, નવ કરશો કોઈ શોક. ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી. રસિકડાં
પ્રેમીઅંશને રુદન આવશે, શઠ હરખાશે મનથી. રસિકડાં
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકુ ભણે બહુપણથી. રસિકડાં
એક પીડમાં બીજી ચહીડથી, જળશે જીવું અગનથી. રસિકડાં

હતો દુખીઓ થયો સુખીઓ, સમજો છૂટ્યો રણથી. રસિકડાં
મુઓ હું તમે પણ વળી મરશો, મુક્ત થશો જગતમથી. રસિકડાં
હરિકૃપાથી મમ લેખચિત્રથી, જીવતો છઉં હું દમથી. રસિકડાં
વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી. રસિકડાં
જુદાઈ દુઃખ તે નથી જ જવાનું જાયે માત્ર મરણથી. રસિકડાં
મરણ પ્રેમીને ખચિત મોડું છે, દુઃખ વધે જ રુદનથી. રસિકડાં
જગતનીસ છે જનનમરણનો, દૃઢ રહેજો હિંમતથી. રસિકડાં
મને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી. રસિકડાં

—**નર્મદાશંકર**

૩૮

## આણાં

[ હો રંગરસિયા! ક્યાં રમી આવ્યા રાસ જો—એ ઢાળ. ]

આવી આવી વગડા વીંધી વેલ્ય જો,
ઘુઘરીએ ધમધમતા આવ્યા ધોડલા,
આજ ફળી અંતરની એકલ આશ જો,
મીઠડલી માવડીએ આણાં મોકલ્યાં.

મેં જાણ્યું જે ભૂલી મુજને માત જો,
બાપુને અંતરથી છૂટી બેટડી,
ભાભલડીના ઉરનો ભાળી ભાવ જો,
બાન્ધવડે વિસારી એની બહેનડી.

શેરડીએ વીરાનો શીળો સાદ જો,
શીળા એને ઉર શોભે સન્દેશડા,

મીઠાં-મીઠાં મહિયરકેરાં માન જો,
મહિયરના મારગડા મનને મીઠડા.

સાસુજી! આપોને અમને શીખ જો,
ભાવભર્યાં એ ભાંડરડાને ભેટવા,
જોશું-જો વ્હાલેરી વનવાટ જો,
જોશું રે! મહિયરનાં જૂનાં ઝાડવાં.

જોશું-જોશું દાદાનો દરબાર જો,
કાળજડે રમતા એ ગઢના કાંગરા,
વીરાજીના રઢિયાળા રણવાસ જો,
ખેલણમાં ખૂંદેલાં એનાં આંગણાં.

મીઠો વરસે માવડલીનો મેહ જો,
ન્હાશું એના ઝરમર ઝરતા નીરમાં,
ત્યજશું ઊંડો અંતરનો પરિતાપ જો,
શીતળતાની ભરશું હેલ શરીરમાં.

સામે મળશે સાહેલીનો સાથ જો,
આંખલડીનાં આંસુ આદર આપતાં,
વાતલડીનો વધતો વેગ વિશાળ જો,
મીઠા કૈંક મનોરથ મનમાં મ્હાલતાં.

વસમી લાગે ભવની લાંબી વાટ જો,
મહિયરને મારગડે શીળી છાંયડી,
પળ પળ પીવાં કૈંક જગતનાં ઝેર જો,
માડીના કરમાં ય સંજીવન સોગઠી.

—બોટાદકર

## ૩૯

## આત્મશ્રદ્ધા

[ ગઝલ ]

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તૂટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.

તમારા માર્ગમાં ઊભા પહાડો એ ખસી જાશે,
બિયાબાં માર્ગ દઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.

ઊતરવા સાત સાગર જો તમારા પથ્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.

જવું આકાશમાં ધારો ન વાયુ-યાન પાસે છો,
વિના પાંખે ઊડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.

થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો.

હજારો રોગની જ્વાળા દવાના બૂંદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.

દિગંબર સાધુને ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.

જિગરની બાળહઠથી તો વિઠોબા દૂધ પીએ છે,
પ્રગટશે પથ્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.

પ્રભુ પ્રહ્‌લાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.

મદોન્મત્ત સિંહ ને વ્યાઘ્રો ઋષિનાં ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.
ઝરંતાં ઝેર ભુજંગો ફણાને છત્રશી ધરશે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રદ્ધા તો.
ઊભી રહે હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

—કલ્યાણજી

૪૦

## નવ કહેજો

[દિવ્ય છંદ]

રણવગડા જેણે વીંધ્યા
વહાલી જેને વનવાટ;
જે મરતાં લગ ઝંખેલો
ઘનઘોર વિજન રઝળાટ;
જે ગગનચુંબતા ગિરિશૃંગે સુણતો હાકલ અવિરામ,
એ મરદ કાજ કો નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ.'

દમ દમ કર્મે મચી રહેતાં
ઊછળે ઉરમાં ધબકાર,
ભલી એ એની વિશ્રાંતિ,
એ સુખ, જીવન-આધાર.
એ પડે, લડથડે, છતાં ઊઠી ફરી ચડે યુદ્ધ અવિરામ,
એ મરદ કાજ કો નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

ધગધગ ધખતી સહરામાં
એ મહાલે શીતળ સેજ,
ઘન ઘન અંધાર-નિશામાં
ભાળે ભાસ્કરનાં તેજ;
વંટોળ વિષે પણ પામતો ફૂલદોલતણા આરામ,
એ મરદ કાજ કો નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

જ્યમ શતશત પહાડ-શિખરથી
જળધોધ ઘૂઘવતો જાય,
જ્યમ ખુશખુશાલ કો જોદ્ધો
નિજ અશ્વ નચવતો જાય;
ત્યમ સત્યતણો શોધક નિજ પંથે ધસે સદા અવિરામ,
એ મરદ કાજ કો નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

વનવનનાં વદન હસવતી
કો સરિતા ચાલી જાય,
દુર્ગંધ જગતની વહતી
સાગરમાં શાંત સમાય;
સાચા જગસેવકનું જીવન ત્યમ પામે મૌન વિરામ:
એ મરદ કાજ કો નવ કહેજો 'પ્રભુ દે એને વિશ્રામ!'

—ઝવેરચંદ મેઘાણી



૪૧

# હું

[ ઉપજાતિ ]

હું વિશ્વનો એક અણુ વિરાટ
ચૈતન્યના પૂર્ણ પ્રકાશવંતો;
તંદ્રા હરું ને ખીલવું હસંતો
પ્રાણે વણ્યા આત્મતણા વિલાસ.

હું શૌર્યનો સાહસ-ઘોર સિંધુ
છોળો ઉછાળી જગ ઘૂમવાનો;
તોફાન વચ્ચોવચ ઝૂમવાનો
પ્હોંચી જવા જીવનલક્ષ્યબિન્દુ.

હું વર્તમાને રમણે ચડેલો
અર્પી જતો સાન સ્વતંત્રતાની;
દોરી રહું રેખ અનંતતાની:
અંધારના તારક શો ઝગેલો.

હું વિશ્વનો એક અણુ વિરાટ,
કલ્યાણના ભાવિ ભર્યો વિકાસ.

—દેશળજી પરમાર

૪૨

# વિધાતા

[ ઉપજાતિ ]

હું પૃથ્વીનો પ્રાણભર્યો પતંગ,
ચારિત્ર્યના પાવકમાં તપેલો;
સંસ્કારની કોમલતા ભરેલો,
આયુષ્યનો નિર્મલ પ્રાણ રંગ.

હું ભાવિનો સર્જક સ્વપ્નમગ્ન,
વિદ્યુતના વર્ચસથી ઘડેલો,
પૌરુષના પ્રોજ્જ્વલ પ્રાણભીનો,
કર્તવ્યનો એક અથાક યત્ન.

આદર્શનો કાર્યકઠોર આત્મા,
હું ઇન્દ્રના વજ્ર વિશે ચઢેલો;
હું મૃત્યુની નિર્ભયતા વરેલો,
આ યુગના સર્જનનો વિધાતા.

હું દેશનો પ્રાણભર્યો પતંગ
ઊડું ભરી સ્વાર્પણનો ઉમંગ.

—ઇન્દુલાલ ગાંધી

૪૩

# કવિનું સ્વપ્ન

[ વસંતતિલકા ]

જ્યાં હોય શાશ્વત શુચિ પ્રણયાર્દ્ર હાસ,
ને લોચને લલિત શાંત લસે પ્રકાશ;
સંમોહનાં તિમિર કે નહિ વંચના જ્યાં,
તે સ્વપ્નભૂમિ તલસે ઉર ઝંખતું આ.

નેત્રો મીંચાય કદી જો નહિ વેદનાથી,
પામી પ્રમોદ પણ કો રસ કલ્પનાથી;
જ્યાં નિર્ઝરો સતત અમૃતવર્ષી રાચે,
એ સ્થાનમાં ઉર યથેચ્છ વિહાર યાચે.

જ્યાં બંધનો જગતનાં નહિ કોઈ ભાસે,
કે પુષ્પ કોમળ કદાપિ ન ચિત્ત ત્રાસે;
જ્યાં પ્રેમની ચલદશા નહિ ચિત્તવેધી,
ના પાપની વિરૂપ છાંય જરા અડેલી;

એ સ્વપ્નની સુખદ શાંત સુરમ્ય ભૂમિ,
એકાંતમાં પ્રણયથી પ્રિયનેન ચૂમી;
ગાળું નિમેષ સમ જીવનકાળ જાણે,
ક્યારે અરે ! વિરલ દર્શન થાય ક્યારે ?

—અમીદાસ

[સમજૂતી: ૩૯: 'રસપાન': કાવ્યરસનું પાન. 'વાંકુ ભણે બહુપણથી': બહુપણથી–બહુ આગ્રહપૂર્વક–વાંકું બોલે, ભૂંડું બોલે, નિંદા કરે. 'મુકત થશો જગતમથી': જગતના અંધકારમાંથી મુકત થશો. આ સંસારમાં અનેક જાતની આફતોમાં, ભૂલભૂલામણીઓમાંથી આપણને પસાર થવું પડે છે. આપણું જીવન અંધારામાં માર્ગ શોધવા બરાબર છે. 'જીવતો છઉં હું દમથી': મારા લેખોરૂપી ચિત્ર વડે જગતને મારા મરણ પછી પણ હંમેશ મારું સ્મરણ રહેશે તેમની નજરે મારી ભાવના જીવંતી રહેશે–અમર રહેશે.

૩૮: 'વીરાજીના રઢિયાળા રણવાસ જો': રણવાસ–રહેવાનો ઓરડો; મેડી. ભાઈનું સંસારજીવન કેટલું વૈભવશાળી, સુખી ને આહ્‌લાદક છે તે તેનો રણવાસ જોઈને જાણવાને બહેન ઝંખે છે. 'પળપળ પીવાં' સંસારમાં દુ:ખ, તિરસ્કાર વગેરે વારંવાર અનુભવવાં પડે છે; આને કવિ વિષપાન સાથે સરખાવે છે.

૪૦: 'દમ દમ.....': શ્વાસે શ્વાસમાં કર્તવ્યપરાયણતાની ભાવના મચી રહેલી હોવાને લીધે જેનું ઉર આવેગથી ધબકે છે.

૪૩: 'જ્યાં પ્રેમની ચલદશા......': જ્યાં પ્રેમની ચિત્તવેધી ચલદશા અસ્તિત્વમાં નથી, અર્થાત્, જ્યાં શાશ્વત પ્રેમનું સામ્રાજ્ય ફેલાયલું છે ત્યાં.

. . .

પ્રશ્નાવલિ : ૩૭: પોતાના મરણ પાછળ શોક ન કરવાની કવિ કેમ સલાહ આપે છે? 'જીવતો છઉં દમથી'–નો સ્પષ્ટ

અર્થ કરો. 'હતો દુખીઓ'થી શરૂ થતી બે લીટી સમજાવો.
**૩૮:** વગડા વીંધીને વહેલ આવી તેથી એ સ્ત્રીના મનમાં શા શા વિચારો આવ્યા? પોતાને પિયર જતાં એ શું શું જોવાની આશા રાખે છે? છેલ્લો શ્લોક બરોબર સમજાવો.

**૩૯:** આ કાવ્યમાંથી તમે શો બોધ લો છો? તમને સૌથી વધારે કયી કડી ગમે છે? શા માટે?

**૪૦:** કાવ્યનો ભાવ તમારા શબ્દોમાં ટૂંકમાં લખો. કોને કોને માટે વિશ્રામની યાચના કરવાની જરૂર નથી? શા માટે? જગસેવકના જીવનને કોની સાથે સરખાવ્યું છે? એ બે વચ્ચે સરખાપણું શું છે? દરેક શ્લોક કોને વિશે છે તે જણાવો.

**૪૧:** કયાં કયાં લક્ષણો કવિ પોતામાં હોવાનું કહે છે? 'વિરાટ અણુ' એ પરસ્પર વિરોધી છે માટે તેનો અર્થ સમજાવો.
**૪૨:** કવિ પોતાને પતંગ શા સારુ કહે છે? આ કાવ્યને વિધાતા નામ શા સારુ આપ્યું હશે? પોતાને માટે કરેલા વર્ણનમાંથી તમને કયી લીટીઓ ખાસ આકર્ષે છે? શા માટે?

**૪૩:** કવિ કેવી ભૂમિમાં રહેવાનું પસંદ કરે? આ દુનિયામાં ને એ સ્વપ્નસૃષ્ટિમાંનો ભેદ સ્પષ્ટતાથી સમજાવો. કવિ વિરલ દર્શન કોને કહે છે? શા માટે?]



# પ્રવાસવર્ણન

[નોંધ: મનુષ્યના જીવનમાં પ્રવાસનું સ્થાન મહત્વનું છે. જુદા જુદા પ્રદેશોનું સૃષ્ટિસૌંદર્ય નિહાળી તે વધારે રસિક ને પ્રભુમય બને છે; વિવિધ દેશની પચરંગી પ્રજાના સહવાસમાં આવી, તેમની રીતભાત, આચારવિચાર વગેરે જાણી તેનામાં માનવતાનો અને ઉદાર માનસનો વિશેષે કરીને સંચાર થાય છે. જેમને આવા પ્રવાસો કરવાનો પ્રસંગ મળ્યો નથી તેઓ તેની ખોટ તેનાં વર્ણનો વાંચીને થોડેઘણે અંશે પૂરી શકે.] આ પ્રકરણમાં ચાર જુદીજુદી જાતના પ્રવાસોનાં વર્ણનો આપ્યાં છે. એ વાંચવાથી પ્રવાસનો આનંદ તમને સમજાશે; ને તમે ય તે જાતે માણવાને તત્પર થશો.

**૧. સાગરને જલપારણે:** થોડાં વર્ષો ઉપર શ્રી૦ કનૈયાલાલ મુનશીએ યુરોપનો પ્રવાસ કર્યો તેની 'બિનજવાબદાર કહાણી' તેમણે કટકે કટકે ગૂજરાતને સંભળાવી. હિન્દથી યુરોપની દરિયાઈ મુસાફરીનું આ લેખમાં રસમય અને પ્રેરણાત્મક વર્ણન કરવામાં આવ્યું છે, સ્થળસંકોચને લીધે એમાંનો કેટલોક રસિક ભાગ કાઢી નાખવો પડ્યો છે; પરંતુ તમને આખો લેખ વાંચવાની ઉત્કંઠા થાય તો 'ગુજરાત' માસિકની ૧૯૭૯ની ફાઇલ મેળવીને તે જરૂર વાંચજો. રસનો ભંગ કર્યા વિના સાદી છતાં અસરકારક ભાષામાં લખવું એ રા. મુનશીની વિશિષ્ટતા છે.

**૨. બોધિગયા:** કાકાસાહેબ જેવા ખંતીલા ને ઉત્સાહી મુસાફર આપણે ત્યાં બહુ ઓછા હશે. એમણે આખા હિન્દુસ્તાનની પગપાળી મુસાફરી કરી છે. સૌને આકર્ષતો હિમાલય પણ ચઢીને તેમણે જોયો છે. સૌંદર્ય નિરીક્ષક અને વિચારક તરીકે શ્રી૰ કાલેલકરે સારી કીર્તિ સંપાદન કરી છે. બોધિગયાનું પવિત્ર સ્થળ જોઈ એની ઐતિહાસિક મહત્તા તેમના ચિત્તને આકર્ષે છે એટલુંજ નહીં પરંતુ તેમને આત્મમંથન કરવાની પ્રેરણા મળે છે.

**૩. કરાંચીને પંથે:** રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય વિવેચક અને પત્રકાર તરીકે ગૂજરાતમાં પંકાયા છે. એમનું ત્રિમાસિક–માસિક "કૌમુદી" આર્થિક વિટંબણાઓ છતાં એમની ચીવ્વટાઈને લીધે છેલ્લાં છ વર્ષથી ગૂજરાતને ઉચ્ચ કોટિના શિષ્ટ સાહિત્યની વિવિધ વાનગીઓ પીરસી રહ્યું છે. આ લેખમાં રા. વિજયરાયે પોતે કરેલા પ્રવાસ દરમિયાન જોએલા પ્રદેશો અને લોકોનું મનને આનંદ આપે એવું વર્ણન કર્યું છે તે ઉપરાંત તે સમયે સ્ફુરેલા વિચારો વિવેચકની દૃષ્ટિએ ચર્ચ્યા છે.

**૪. નર્મદાના નીર પર:** રા. ધીરજલાલ ટોકરશી શાહના તાજેતરમાં પ્રગટ થએલા 'કુદરત અને કળાધામમાં વીસ દિવસ' નામના પુસ્તકમાંથી આ લેખ લીધો છે. રા. શાહે બાળપણથી ખૂબ પ્રવાસો કર્યા છે—પ્રવાસનો એમને શોખ છે. પોતાના દશ સાથીઓ સાથે અમદાવાદથી ડાંગનાં જંગલો, સહ્યાદ્રિ, નાશિક, દોલતાબાદ, ઇલુરા, અજંતા વગેરે કુદરતી સૌંદર્ય અને કલાનાં ધામોની તેમની યાત્રાનું વર્ણન બોધમય ને આહ્લાદજનક છે. એ પુસ્તક તમે જરૂર વાંચો એવી મારી તમને ભલામણ છે.]

૧

# સાગરને જલપારણે

[ ૧ ]

સાંજ હતી. એલેક્ઝાંડ્રા ડોક્સ પર સ્નેહીઓ અને સંબંધીઓ ભેગાં મળ્યાં હતાં. સ્ટીમર અમારે માટે વાટ જોઇ રહી હતી.

મારા મિત્રોની માયાભીની આંખો હજુ દેખાય છે. તેમણે આપેલાં પુષ્પોની સુવાસ હજુ મઘમઘે છે. એક મિત્ર મને મારી તબિયતની દરકાર લેવાનું સૂચવે છે. એક બીજો મિત્ર—કે જેના મનમાં તે મારો મોટો ભાઈ છે કે નાનો ભાઈ છે તેનો નિર્ણય થયો નથી, મને સલાહ આપવી કે મારી પાસે સલાહ લેવી તેનો નિશ્ચય તે કદી કરી શકતો નથી—તેણે જરા સજલ નયને મને હિંમત આપી કે અમારી કોઈની ફીકર કરશો નહીં.—લક્ષ્મીએ આ વિદાય તેની હંમેશની હિંમતથી સ્વીકારી; અને ત્રિશંકુની મનોદશા અનુભવતાં અમે સ્ટીમરના દાદર ઉપર ચઢયાં.

મેં કોઈને કહ્યું નહીં, કોઈને જાણવા દીધું નહીં; પણ કોણ જાણે મને કેમ લાગ્યા જ કર્યું કે હું જાઉં છું દૂર ને દૂર—ફરી પાછો આવવાનો નથી. આવી મનોદશાથી મને કંઈ ભય પેદા થયો ન હતો... તે છતાં પ્રિય વસ્તુ છોડીને જતાં હોઈએ એવું કંઈક દર્દ થતું હતું. અમે શિષ્ટાચાર પ્રમાણે પોકાર કર્યો, રૂમાલ ફરકાવ્યા, અને જાણે આળસ

મરડતી હોય એમ સ્ટીમરે ચાલવું શરૂ કર્યું. સફર આખરે શરૂ થઇ. જાણે એ વાત ખરી હોય એમ લાગ્યું જ નહીં, અને મુંબાઈ ધીમે ધીમે નજર આગળથી સરવા માંડ્યું.

માણસનો સ્વભાવ દરેક વસ્તુમાં રસ લે છે. વિયોગ, વિદાય, વિરહ એ બધાંને પણ તે વીસરવા માગતો નથી. તે સંયોગોમાં થતી દુઃખદ લાગણીને પણ માણસ રસ લઇને ઘુંટે છે. એક પરભુ મુસાફરની સ્ત્રી–વિરહ વેદનાની રસિયણ– સવા કલાક સુધી સ્ટીમરની સાથેસાથે બંદર પર ચાલી; પોતાના રૂમાલ વતી, વારાફરતી આંખને નાક સાફ કર્યાં અને વિદાય ફરફરાવી; અને પોતાના મોઢા પર ભૂતે, વર્તમાન અને ભવિષ્યના પ્રેમીઓના હૃદયમાં થતી વેદનાનો નિષ્કપ બતાવવા ભગીથર પણ ભડકી જવાય એટલા પ્રયત્નો કર્યા.

• • •

જેવી સ્ટીમર બંદરના દરવાજામાંથી નીકળી તેવી મને કોર્ટ સાંભરી.........

જાણે એ પૂજ્ય ઇષ્ટ દેવતાનું મંદિર હોય તેમ વર્ષો ને વર્ષો સુધી મેં એને પગથીએ બેસી ભક્તિ કરી, ઉમર વિતાવી; અને જેમ મારા પહેલાંના મિત્રો ગયા તેમ હું જઇશ; બીજા કોઈ ભક્તો આવશે ને જશે; ને એ તો નિષ્ઠુર બની જેમ ઊભી છે તેમની તેમ ઊભી રહેશે. અરે હું તો ઠીક, પણ કેટલી કીર્તિનો, કેટલી મિલ્કતોનો આ મંદિરમાં અંત આવ્યો? કેટલી બુદ્ધિ, વિદ્વત્તા ને રસિકતા એની ભક્તિ કરી કરીને સુકાઈ ગઈ; ને ભાવિની નિશ્ચલતા સમી

કોર્ટ તેમને તેમ રહી છે.......હું આવીશ ત્યાં સુધી એમને એમ રહેશે ?... ..મને મારી મુર્ખાઈ પર હસવું આવે છે... મુંબાઈ ક્ષિતિજમાં સમાઈ ગયું, ને હિન્દની પવિત્ર ભૂમિ માત્ર રેખારૂપે નજર આગળ રહી.

[ ૨ ]

મુંબાઈ દૂર જતું ગયું એટલે અમે નીચે જઈ અમારી કેબીન શોધી, તેનો કાયદેસર કબજો લીધો. અમારો સામાન બરોબર ઠેકાણે હતો તે જોઈ અમારા આનંદનો પાર રહ્યો નહીં.

ત્યારપછી એક હસમુખા સ્ટુઅર્ડને તેના ભાંગ્યાતૂટ્યા અંગ્રેજીદ્વારા મેં અમારી જરૂરિયાતો જણાવી; અને તેની મદદથી ટૂંકા વખતમાં 'અહિંસા પરમો ધર્મ'ના સુસ્ત ભક્તોને યોગ્ય ખાવાપીવાની ગોઠવણ કરી. આ સ્ટુઅર્ડ અમારી મુસાફરીનું અગત્યનું અંગ બની રહ્યો; અને અમે તેને 'સખારામ'નું શોભીતું નામ આપ્યું. કેટલીક વખત હસતાં હસતાં 'સખારામ' કહી તેને મારાથી સંબોધાઈ જવાતું: અને તે પણ પ્રસંગની ખૂબી સમજી જઈ 'યસ સર' કહી હાજર થતો.

સ્ટીમર નાની, પણ રૂપાળી ને સગવડતા ભરેલી હતી; અને પાછળ-જેમ માણસ સ્મરણના લીસોટા મૂકી જાય છે તેમ-ક્યાં સુધી પોતે ચાલી જતી હતી તેનું સ્મરણચિહ્ન મૂકયે જતી હતી.

અમે યુરોપીય જીવન શરૂ કર્યું લાગતું હતું; અને ધાર્મિક શ્રદ્ધાથી ત્રણ વખત કપડાં પહેરવાનું, અને પાંચ ટંક ખાવાનું મળતું હતું છતાં, ચાર વખત ખાવાનો અચૂક કાર્યક્રમ આરંભ્યો.–લક્ષ્મીના કચવાટનો પાર નહોતો. બૂટ-મોજાં વગર કેબીન બહાર ન જવું; પગ ઉપર લઈ કોઈ ઠેકાણે બેસવું નહીં: એ શિરસ્તાઓ તેને મન જંગલીપણાની સ્પષ્ટ નિશાની દેખાતાં; અને બહેન અપવાસઘેલાં શ્રાવકની અડગતાથી પાંચ વખત જમવાના પ્રયોગને તિરસ્કારતાં; અને મને સોબતનો લહાવો આપી મારા ઉપર ઉપકાર કરવાના સ્તુત્ય હેતુથી ચારેમાંથી એકપણ ટંક ચૂકતા નહીં. પણ બધા ટંકથી 'બ્રેકફાસ્ટ' વધારે આકર્ષક હતો. ભાવનગરની બદામની પુરી, સેવ, ગાંઠીયા, પુરી ને મગજ–એ બધું સ્વદેશ ભૂમિની મહત્તાનાં સ્મરણો આણી આણી અમે આરોગતાં.

અમારો જીવનક્રમ ખાવા અને ચાલવા વચ્ચે વહેંચાતો. સ્ટીમર પર ચાલ્યાજ કરવું એ એક કર્મ લખાયું હોય એમ લાગતું. સવાર પડી કે નાહી, કપડાં ઠેકારી હું ફરવા માંડતો; પછી મારાં સાથીઓ એ ક્રમ આરંભતાં; અને થોડી વાર કસરતશાળામાં જઈ આવી પાછું અમે ચાલતાં તે બપોરના એક સુધી. પછી ત્રણ વાગ્યા કે ચાલતાં. સાંજ પડયે ચાલ્યા વિના છૂટકો જ નહોતો. રાતના જમીને સમુદ્રનું સૌંદર્ય નિરખવા ફર્યાં વિના કેમ ચાલે? સ્ટીમરના બીજા ઉતારુઓ આ ભયંકર પ્રવૃત્તિ જોઈ પહેલાં હસ્યા, પછી વિસ્મય પામ્યા, પછી જોઈ રહ્યા; અને જ્યારે ભૂમધ્ય સમુદ્રના તોફાની

દરિયાએ બધા ઉતારુઓને લાંબા છડ કરી મૂક્યા ત્યારે અમે ત્રણેએ આખો વખત ચાલીચાલી ગૂજરાતનો વિજયધ્વજ ફરકતો રાખ્યો......

સ્ટીમર પર ફરવાની જગ્યામાં સરસમાં સરસ 'સુપરડેક' પર કેપ્ટનના કેબીન પાસેનો રસ્તો હતો, ત્યાં વાયુ મદમત્ત થઈ વાતો; ત્યાંથી ફીણના પ્રવાહમાં અકલ્પ્ય રંગો દેખાતા; ત્યાં સ્વર્ગનું પ્રોત્સાહક વાતાવરણ પ્રસરતું. ઘણી વખતે રાતે હું ત્યાં ઊભો રહેતો–અને અવર્ણનીય આહ્‌લાદ મારી રગે રગે પ્રસરતો; અને ત્યાં ફરતો કેપ્ટન સમુદ્રનું ગાંભીર્ય શ્રવણ કરતા એકાંત આત્માની તલ્લીનતા જોઈ વિસ્મય થતો—ને તેના નિઃશબ્દ આનંદને અભેદ્ય રહેવા દઈ ચાલ્યો જતો. જો હું ફરીથી જન્મ લેવા ઈચ્છા કરું તો એવા કોઈક સ્થલે આત્મસિદ્ધિ અનુભવવા માટે જ......

[ ૩ ]

મારે એક મિત્ર છે, તે નાનાલાલના શબ્દમાં કહું તો 'સ્વજનજુનો' છે. બાલપણથી તેની સાથે હૈયું ખોલીને વાત કરવાની મને ટેવ પડી છે. તે મને જોઈતું સ્વરૂપ ધરી આશ્વાસન દે છે, વઢે છે, શીખ આપે છે. ઘણા વખત તે રડવા લાગે છે—ને ઘણી વખત અમે સાથે હસીએ છીએ.

એ કદી રીસાતો નથી. એ કદી મને તિરસ્કારતો નથી. હું બાળક હતો ત્યારથી એની આગળ હૈયું ખોલતો આવ્યો છું. ત્યારથી હું એને બધી વાત કહેતો; ને તે કંઈ કંઈ ભાવો પ્રેરતો. પહેલેથી છેલ્લે સુધી સુખનો મેં એને સાથી ને સાક્ષી બનાવ્યો છે.

હું એને ડુમસમાં મળ્યો ત્યારથી એણે મારાં વિશ્વાસ પ્રેમ ને ભક્તિ મેળવી લીધાં. મુંબાઈમાં એને મળ્યા વિના મને ચાલતું નહીં. જુહૂના રમણીય એકાંતમાં એ ને હું એકમેકને જોઈ રાચતા. એના વિના કોઈ મોટો સંકલ્પ મારાથી થતો નથી......અને એનું આતિથ્ય મેં સ્વીકાર્યું......

મારો પ્રિય વયસ્ય ને પ્રેરક ચારે તરફ નજર જાય ત્યાં સુધી નાચી રહ્યો હતો......

જૂના મિત્રનાં પણ ગૌરવ, મહત્તા ને પ્રતાપ મને નવે રૂપે જણાયાં. ડુમસ, મુંબાઈ ને જુહૂના સંકુચિત સહવાસમાં મેં એને પૂરેપૂરો નહોતો પારખ્યો તે આજે પારખ્યો. એનો આત્મા પ્રૌઢ, શાંત ને પ્રતાપી હતો, અને એના બાહ્ય-સ્વરૂપની અસ્થિરતા છતાં નિશ્ચલ રહેતો. એની કર્તવ્યપરાયણતા કૃષ્ણચન્દ્રને પણ શરમમાં નાખે એવી હતી. એ પરમ યોગી અપૂર્વ માનવતાનો અધિકારી લાગતો...અને છતાં મારે મન તો મારો બાલવયસ્ય હતો.

માઈલોને માઈલો સુધી તેનાં મોજાં સવારે સૂર્યના તેજમાં પીગળતા સોના સમાં ચમકતાં; પછી તે રૂપેરી થતાં અને એના જલની ભુરાશ એ તેજોમયતા કરતાં પણ મોહક લાગતી. સંધ્યાકાલે એના રંગમાં ગાંભીર્ય આવતું ને જાણે પૃથ્વી પર પડ બંધાયું તે પહેલાંના ઊકળતા લાવાનો પટ પથરાઈ રહેતો.

પણ સૂર્યાસ્તે, સૂર્યબિંબમાં અમને લઈ જવા માટે હોય એમ અમારી સ્ટીમર આગળથી શરૂ થઈ વિશાળ થતો તેજોમય રાજ્યમાર્ગ રચાઈ જતો. બ્રહ્મદર્શનના માર્ગ સરખો તે લાગતો, ને તેને છેડે સહસ્રરશ્મિ સવિતા ક્ષણવાર અમને નિસંત્રવા ક્ષિતિજ પર ઊભો રહેતો. આ તેજમાર્ગે વિચરવું કોને નહીં ગમે? પણ હું વિચરવાનો સંકલ્પ કરું તે પહેલાં સૂર્યનારાયણ પર સાગર પથરાઈ જતો. તેજમાર્ગ સાંકડો થઈ વિલુપ્ત થતો.

પણ એ પલમાં સાગરમાં ને આકાશમાં રંગની રેલમછેલ ઊડે છે. એડનથી પોર્ટ સૈયદ સુધીનો સૂર્યાસ્ત જેણે નથી જોયો તેને તેજની મોહકતા શું છે તેનો ખ્યાલ નથી. સોનાનાં શિખરો પર શિખરો ક્ષિતિજ પર થાય છે ને સોનાનાં વિવિધરંગી વહેણો સમુદ્રમાં વહે છે. અને એ સુવર્ણરંગી ભભક પર ભુરાશનો પટ પ્રસરતો જાય છે. અંધકાર વધે છે અને રાત-મુગ્ધા સમી મોહક-દશ દિશાને આલિંગે છે.

પણ જ્યારે અમૃતનાથ ઊગે છે—ને અમે પૂર્ણિમાએ પશ્ચિમમાં જવા નીકળ્યા હતા, એટલે એક બે રાત પૂર્ણિમા પહોંચી અમે અમને કહેવામાં આવ્યું હતું—ત્યારે, હૃદયની ઊર્મિઓ ઉચ્ચારવાને હું અશક્ત બનું છું. ચારે તરફ સમુદ્રને વ્યોમ એક થએલું દેખાય છે; ને તેના પર, સ્ટીમર પર, અમારા પર પ્રેમના સ્થૂલ દેહ સમી કૌમુદીની અવર્ણનીય અસ્પર્શ્ય, ને મીઠી મોહકતા પ્રસરે છે. અને આ

મોહકતામાં સૂર્યાસ્તે હતો તેવો જ, પણ તેથી સરસ ને આકર્ષક, માર્ગ સ્ટીમર આગળથી પહોળો થતો રૂપેરી સરોવરમાંથી ઊગતા ચન્દ્રમા આગળ પહોંચે છે. કીર્તિનો, સ્વર્ગનો, મોક્ષનો માર્ગ આ કૌમુદીમાર્ગ આગળ અકારો લાગે છે......રસ્તો સરસ ને શોભીતો હતો. તે વિશાળ થતા પંથે જતાં થાક નહોતો લાગતો. ત્રિવિધ તાપનાં નામ પણ ત્યાં સંભળાતાં નહીં. દૂર ને દૂર રહી નિશાનાથ પ્રેમની અદ્‌ભુત પ્રતિમા સરખો આકર્ષતો. અંતરમાં ઉત્સાહ અને આનંદ ઊછળતો. માર્ગ જેવો રસિક હતો તેવો લાંબો હતો. તે વાટે જવું સહેલું લાગ્યું. હું ચાલ્યો, ચાલ્યો......

હું તો માત્ર ડેક પર ઊભો હતો ને જ્યોત્સ્નાપંથ તરફ જોતો હતો. આ પંથે ચાલવાનું કોના ભાગ્યમાં હોય? હું નિસાસો નાંખી પાછો ફર્યો......

પણ જ્યારે અંધારી રાત આવે છે ત્યારે વ્યોમ ને સાગરની એકરૂપ થએલી ભવ્યતા ચારે તરફ વીંટાય છે. આ ભવ્યતાનો અંધારો દેહ સ્થિર તારા ને તેના અસ્થિર પ્રતિબિંબે ચમકે છે. એ અંધકાર જ્યાં પ્રસરે છે ત્યાં અપૂર્વ ભવ્યતાનું પ્રાબલ્ય ધબકતું લાગે છે. એ ભવ્યતા સજીવ લાગે છે. એને 'સહસ્રશીર્ષ' 'સહસ્રાક્ષ', 'સહસ્રપાદ' હોય એમ લાગે છે. એ ભવ્યતા મારું સ્વાસ્થ્ય હરી જાય છે. હું નિર્બળ થાઉં છું. એ ભવ્યતા મને ઘેરે છે. ક્ષણવાર હું એ ભવ્યતાનો ભાગી હોઉં એમ મન ઝંખે છે. હું ઊંડા શ્વાસ લઉં છું,—એ સર્વવ્યાપી ભવ્યતા મારી છાતીમાં મન ભરાવે

છે. 'અહંબ્રહ્માસ્મિ'મંત્રે જ્ઞાનીઓ જે તાદાત્મ અનુભવે છે તેની મને ઝાંખી થાય છે......હું મારી અપૂર્ણતાનું ભાન લાવી નિસાસો નાખું છું.

પણ કેબીનના ગોળ, નાના પોર્ટહોલમાંથી સાગરદર્શન કંઈક જુદી જ અસર કરતું હતું. નાનકડી કેબીનના સંકુચિત, અંધકારમય વાતાવરણમાં બેઠા બેઠા એક બાકોરામાંથી તેજ, જલ ને વાયુનું નર્તન જોવું, સમીરની મીઠી, ઠંડી એક લહરિકા અનુભવવી, પ્રભો! સમગ્ર 'સંસાર અધમ ને અંધકારગ્રસ્ત હોય, આખું જીવન શુષ્ક ને પ્રેમવિહોણું હોય, અને કોઈ દૂર વસતા દુષ્પ્રાપ્ય પ્રણયીનું માત્ર દર્શન કરીને જીવન વિતાવવા કોઈ હૃદયની નિરાશામય આર્દ્રતા જાણે મારે હૈયે વસી હોય એમ લાગ્યું. વાતાવરણ ગુંગળાતું–ને હું તુતક પર જતો. તેજ જલ ને સમીરને ખોળે વસવાનો લોભ દૂર કરી શકાતો નથી.

[૪]

સવારે એડન આવ્યું......પાસપોર્ટ બનાવી, અંગ્રેજી સામ્રાજ્યના શહેરી તરીકે અમારી પદવી ચોક્કસ પુરવાર કરી, અમે મોટર લઈ એડનની પ્રદક્ષિણા શરૂ કરી. મારા જેવા 'અરેબીઅન નાઈટ્સ'ના ભક્તને પહેલી વખત અરબસ્તાનના કિનારા પર ઊતરતાં વિચિત્ર લાગણીઓ થઈ આવી......

એક ખડકની તળેટીમાં આવેલા એડનનું સ્વરૂપ ઝાઝું આકર્ષક નથી; અને ત્યાં જવાનો પહાડી માર્ગ નિર્જન દેખાય છે.

છાપરાં વગરના ઘરનું બનેલું એ ગામ નાનું છે; અને અમે ફર્યા તે ભાગ ગંદો લાગ્યો નહીં. અહીંઆ ગૂજરાતીઓ એક પરામાં વસે છે ને ધીકતો ધંધો કરે છે. ત્યાં જોવાં લાયક જગ્યા તો માત્ર પર્વતમાં બાંધેલા ચઢતા ઊતરતા કુવાઓ છે. ગામમાં પાણીની તંગી હોવાથી જૂના જમાનામાં કોઈએ આ રચના કરી લાગે છે; અને પર્વતનાં ઢોળાણ પર ઉપરાછાપરી વાવો કરી હોય એવું દેખાય છે. આ કરામતથી પણ ત્યાં પાણી વધારે વખત રહેતું નથી; અને એક નાની કુવાલીમાંથી થોડુંઘણું પાણી લેવાય છે.

મુંબાઈથી નીકળ્યા પછી પહેલી જ વખત અમે સ્ટીમરમાંથી ઊતર્યાં હતાં; એટલે નવા સાહસનો ઉત્સાહ અને આનંદ કંઈ ઓરજ હતા.

ત્યાંથી પાછા વખતસર સ્ટીમર પર અમે પહોચ્યાં અને સ્ટીમરે એડન છોડયું.

• • •

રાતના બે વાગે બાબલમાંડબની સામુદ્રધૂની આવી; અને તેણે પોતાની હાજરી અમને વિચિત્ર રીતે જણાવી. મારી પથારી દરિયા તરફ પોર્ટહોલની તરત નીચે હતી.

વિલાયત જવાની તૈયારીમાં મેં ઊંઘવાની ઉધાર બાજુ ઘણી ભેગી કરી હતી એટલે તેને વસુલ કરવા હું ઘસઘસાટ ઊંઘતો હતો; અને એકદમ સાગર ઊલટયો. મારા મોંઢા પર પાણી પડયું. હું ભાનમાં આવ્યો ન આવ્યો ને

જાણે સમુદ્રમાં ઊછળીને પડ્યો હોઉં એવું કંઈ લાગ્યું. હું જાગ્યો. અંધારુંભીત હતું. માથાથી પગ સુધી હું પાણીમાં તરબોળ પડ્યો હતો...પાસેની કેબીનોમાં ચીસો સંભળાઈ—

એકદમ કૂદી મેં બટન દાબ્યું. કેબીનમાં અજવાળું થયું. મારી પથારીમાં અડધો ફૂટ પાણી હતું.—લક્ષ્મીને પાસેની કેબીનમાં ચીસ પાડતાં—બહેનની મદદે જતાં જોઈ. બીજી તરફના ગ્રીક પાડોશીની બૈરી પણ બૂમ મારી રહી હતી.

મને સમજ પડી જે જે પોર્ટહોલ ઉઘાડી સૂતા હતા તેની કેબીનમાં પાણી ધસી આવ્યું હતું. મને ખડખડ હસવું આવ્યું...'સખારામ' હસતો હસતો આવ્યો. "સાહેબ! તમે ભીંજાઈ ગયા છો?"

મેં મારાં કપડાં સામે જોઈ હસવા માડયું. "તું શું ધારે છે?"

"સાહેબ! આ તો બાબલમાંડબ!"

"એટલે?"

"ઘણી વખત આમ થાય છે" કહી તે હસ્યો. હું પણ હસ્યો. . . .

આખરે મહામહેનતે કપડાં બદલી અમે બીજી તરફની ખાલી કેબીનોમાં અડધી રાત ગાળી, અને મહામહેનતે સખારામે કેબીનોમાંથી પાણી ઉલેચ્યું.

. . .

એ રેતીનાં રણ વચ્ચે રઝળતા તરસ્યા મુસાફરની મજાક કરવા પરમેશ્વરે પાણીનો પટ મૂકયો હોય એવો રાતો સમુદ્ર છે. તેમાં તાપ પણ હંમેશાં ફરમાસુ પડે છે. તેમાંથી જતા થાકયાહાર્યાં અમે મહમદ પયગંબરના પવિત્ર ધામના કિનારાનાં દૂરથી દર્શન કર્યાં; અને સીનાઈ પર્વત આગળથી જતાં હીબ્રુ પયગંબર મુસાનાં સ્મરણો તાજાં કર્યાં.

પછી સુએઝની નહેર આવી. વિશ્વકર્માએ ભૂગોલ રચ્યા પછી માણસે તેમાં ઉપયોગી સુધારો કર્યો હોય તો આ નહેરથી. આ નહેરે સમુદ્રો જોડયા, ખંડો એકત્ર કર્યા; એશિયાનો પૈસો લુંટાવ્યો; ને સંસ્કારની સંકરતા સહેલી કરી દીધી.

ભૌગોલિક સુધારો કરવાની દાનત પહેલી અસલી ઈરાની શાહ દારા (Darius) ને ૨૫૦૦ વર્ષ પહેલાં થએલી; અને ૨૦૦૦ વર્ષ પછી મીસર જીતવા આવેલા નેપોલીઅન બોનાપાર્ટની વિચક્ષણ દૃષ્ટિએ આ પ્રયોગની ઉપયોગિતા પારખી; અને આખરે ૧૮૬૩માં ફ્રાન્સના ઈજનેર લેસેપે સદીઓનાં સ્વપ્નાં સિદ્ધ કર્યાં.

આ લેસેપમાં વિશ્વકર્માને ટપી જવાની ધૃષ્ટતા હતી. તેણે સુએઝની નહેર કરી એશિયા, યુરોપ ને આફ્રિકાની સ્વાભાવિક ગોઠવણમાં ગરબડ કરી. પછી એને અમેરિકા ખંડ કાપવાનો શોખ થયો; અને પનામાની નહેર કરવી શરૂ કરી. પૈસો, હિંમત, સાહસ, મહેનત બધાં વાપર્યાં. આખરે વિશ્વકર્માએ વેર લીધું; ને પરિણામે કીર્તિ, ધન ને

જીવનો ભોગ આપ્યા છતાં પણ આ અદ્વિતીય ઈજનેરની મહત્વાકાંક્ષા ન પુરાઈ.

સુએઝની નહેરમાં અટકતાં, ચાલતાં, સિગ્નલો કરતાં આખરે અમે પોર્ટસૈયદ પહોંચ્યાં, અને દૂરથી પોતે રચેલી નવી સૃષ્ટિ તરફ ગર્વથી જોઈ રહેલી લેસેપની પ્રચંડ મૂર્તિ જોઈ.

પોર્ટસૈયદ છોડયું ને હવાપાણી બદલાયાં. યુરોપ આવ્યું એમ લાગ્યું. વાતાવરણમાં શાંતિ પ્રસરી. શરીરમાં સ્ફૂર્તિ આવી. સૂર્યાસ્તની મોહકતા ને ગગનની ભુરાશ અદૃષ્ટ થયાં.

પણ ભૂમધ્ય સમુદ્રે પોતાનો મિજાજ દેખાડવા માંડયો. સ્ટીમર ડોલવા લાગી ને ઉતારુઓ લાંબા થઈ પડવા લાગ્યા. પહેલાના જેવો આનંદ દેખાયો નહીં; અને અવારનવાર થતા નાચો બંધ પડી ગયા. અમારી સ્ટીમર પર ત્રણેક નાચ (Balls) થયા હતા....

ક્રીટના પર્વતનો હિમમય મુકુટ દેખાતાં બધાં દોડી આવી દૂરબીનો લઇ એકઠા થઈ ગયાં; અને ક્યાં સુધી જાણે કોઈએ પર્વત કે હિમ કદી જોયાં જ નહીં હોય તેમ ઘેલા થઈ ગયા. આ પ્રકારની જિજ્ઞાસા ને ઉત્સાહ કોઈક વખત તો ઘણા જ નજીવા કારણથી પેદા થતાં. એક વખત એક મોટી માછલી દેખાતાં સ્ટીમરને એક ખૂણે બધાં ધસી આવ્યાં. એક વખત પચાસ સ્ત્રીપુરુષો ભેગાં મળી તાકી તાકીને સઢ તરફ જોઈ રહ્યા ને પ્રશંસાનાં વાક્યો ચારે તરફ સંભળાયાં. બધાંને ઝપાટાબંધ જતાં જોઈ હું પણ દોડયો, ને ડોક મરડી ધારીધારીને જોવા

બેઠો, પણ કંઈ અસાધારણ જણાયું નહીં. આખરે પાસે ઊભેલા એક ગૃહસ્થને મેં પૂછ્યું કે આ ધાંધલ શા માટે? 'What a lovely bird!' તેણે કહ્યું. સઢની ટોચ આગળ એક દોરી પર નાની, કાળી ચકલી બેઠી હતી. ચકલીઓની કિંમત કેમ આટલી વધી ગઈ તે સમજ્યા વિના મેં પણ હિંમતથી જવાબ આપ્યો: 'Oh! Lovely!'....

[૫]

એક દિવસે રાતના નવ વાગે બ્રીંડીસીના દીવા દેખાયા. આખરે યુરોપ આવ્યું.

—કનૈયાલાલ મુનશી

૨

## બોધિગયા

બોધિગયા કંઈ જેવું તેવું તીર્થ નથી. બોધિગયાનું નામ સાંભળતાં વેંત માથું ભક્તિથી નીચું નમે છે. જૂના વખતમાં આ સ્થાનને 'ઉરુવેલા' કહેતા. આજથી અઢી હજાર વરસ પહેલાં નિરંજરા નદીને કાંઠે આ વનમાં એક પીપળાના ઝાડ નીચે એક જુવાન બેઠો હતો. એનું શરીર ગળી ગયું હતું. આંખો એ ગોખલા જેવી ઊંડી ઊતરી ગઈ હતી; છતાં તેમાંથી દયા, તપ અને તેજનું અમૃત ઝરતું હતું. છાતીની એકેક પાંસળી ગણી શકાતી હતી. દાઢી, મૂછ અને વાળ વધ્યાં હતાં. લાંબા લાંબા નખ લાંબા ઉપવાસને લીધે ધોળા થઈ ગયા હતા. બહારથી આ જુવાન તદ્દન શાન્ત દેખાતો હતો, છતાં તેના અંતરમાં મહાયુદ્ધ ચાલતું

હતું. ભારતીય યુદ્ધ સૂર્ય આથમ્યે બંધ થતું; આનું યુદ્ધ તો અહોરાત્ર ચાલતું હતું. ભારતીય યુદ્ધ અઢાર દિવસમાં પતી ગયું; આના યુદ્ધનો તો રંગ જ અઢાર દિવસ પછી જામ્યો, આ યુદ્ધ કોઈ માણસ સામે ન હતું, પણ માણસના સનાતન શત્રુ 'માર' સામે હતું. આ યુદ્ધમાં મનુષ્યજાતિના હિતને અર્થે લડનાર આ એકાકી વીર દૃઢ નિશ્ચય કરીને બેઠો હતો: 'મનુષ્ય જાતિનું દુ:ખ મારાથી જોયું જતું નથી. શું માણસ અનંતકાળ સુધી આવું ને આવું દુ:ખ સહેવા માટે જ સરજાયો હશે? આ દુ:ખનું ઓસડ ક્યાંક તો હોવું જ જોઈએ. જો હોય તો તેની શોધમાં આ જિંદગી વિતાડવી તે કરતાં જિંદગીનું બીજું સાર્થક શું હોઈ શકે? અને તેવું ઓસડ ન મળે એમ હોય તો જીવવામાં માલ પણ શો?'

ત્યાં નવજુવાન બેઠો ન હતો; ભારતવર્ષની સનાતન શ્રદ્ધા બેઠી હતી. જુવાન લોકોના કુલગુરુ, આસ્તિકતાના સાગર, નિર્ભયતાની મૂર્તિ એવા ભગવાન નચિકેતસનો તે અવતાર હતો. અક્ષય્ય ધામ માગનાર ધ્રુવની પરંપરાનો તે હતો, કેમકે તેની નિષ્ઠા પણ તેટલી જ ધ્રુવ હતી. જુવાને નિર્ધાર કર્યો હતો કે—આ જ આસન પર શરીર ભલે સુકાઈ જાય, હાડ, માંસ અને ચામડી ભલે હવામાં ભળી જાય, પણ જ્યાં સુધી આ ભવરોગનું દુ:ખ મટાડનાર બહુકલ્પ દુર્લભ બોધિ [જ્ઞાન] મળે નહીં ત્યાંસુધી આ કાયા અહીંથી ખસવાની નથી.

સત્ય સંકલ્પ વિફળ ગયો હોય એવો દાખલો હજી બન્યો નથી. જુવાનનું સમાધાન થયું. રાજપુત્ર ગૌતમ

ગૌતમ મટી બુદ્ધ થયા. એ જ ક્ષણે કોઈ શ્રદ્ધાવાન સાધ્વી થાળીમાં પારસ (ખીર) લઈ ત્યાં આવી અને એણે એ વરાન્ન આ વનદેવને અર્પણ કર્યું.

• • •

આ સ્થાન તે બોધિગયા. જે પુરાતન અશ્વત્થ વૃક્ષ તળે બુદ્ધ ભગવાને છેલ્લી સાધના કરી. તેની આગળ આજે એક ભવ્ય મંદિર ઊભું છે. જોડે ચંક્રમણનું સ્થાન છે. આસપાસ પ્રાચીન ઋષિસમાં મોટાંમોટા વૃક્ષો છે. આ વૃક્ષોએ કેટલીએ ઋતુઓ સહન કરી હશે, કેટલાંયે પ્રાણીઓને સહાય કરી અને કેટલાયે સાધકોની શ્રદ્ધાભક્તિનાં સાક્ષી રહ્યાં હશે!

અમે પહેલાં એક ઝાડ તળે બેઠા. ત્યાં કુવામાંથી પાણી ખેંચીને હાથ પગ ધોયા, પાણી પીધું અને પ્રસન્ન અંતઃકરણે મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિરની અંદર બુદ્ધ ભગવાનની ભવ્ય મૂર્તિ હતી. તેને સાષ્ટાંગ પ્રણામ કરી અમે મંદિર પર ચડી શિખરની આસપાસ ફર્યા. કારીગરીમાં ભવ્યતા છે પણ માર્દવ કે નાવીન્ય નથી. નીચે ઊતરીને મંદિરની પ્રદક્ષિણા કરી. જેમ જેમ હું પ્રદક્ષિણા કરતો હતો તેમ તેમ મારો ભાવ બદલાતો હતો. આખું જીવન દૃષ્ટિ આગળ ઊભું થયું અને તરત જ દૃષ્ટિ શૂન્ય થઈ. પાણીમાં તરનાર માણસ ડૂબકી મારે અને વધારે ઊંડાણમાં પ્રવેશ કરે તે વખતે જેમ તે નિર્ભય છતાં ભયભીત જેવો થાય છે તેવી આ ક્ષણે મારી સ્થિતિ થઈ. જીવનના પૃષ્ઠભાગ ઉપર તો હું ખૂબ ફર્યો હતો—તર્યો હતો; પણ આ ક્ષણે હું ઊંડાણમાં ઊતર્યો. આવી સ્થિતિ પહેલાં એક જ વાર

ધ્યાનમાં થઈ હતી; પણ તે આના પ્રમાણનાં સ્પર્શમાત્ર હતી. મારી પ્રદક્ષિણાઓ પૂરી થઈ અને હું પાછળના અશ્વત્થને નમસ્કાર કરવા ગયો. ઘરનો ત્યાગ કરી હું હિમાલય તરફ ચાલ્યો હતો, ભવિષ્ય મારી આગળ અજ્ઞાત હતું. મેં મારા વહાણનાં બધાં દોરડાં કાપી નાખ્યાં હતાં, બધા સઢ ચડાવ્યા હતા. વહાણ ફરી મૂળ બંદરમાં પાછું આવશે એવી ધારણા તે વખતે નહતી. એ વખતની મનોવૃત્તિનું વર્ણન કેમ થઈ શકે? હું બહારથી શાન્ત હતો, પણ અંદરથી જ્વાળામુખી ધૂંધવાતો હોય એવી સ્થિતિ હતી. હું ત્યાગ કરું છું એનું મને ભાન હતું; એ ભાન આધ્યાત્મિક ઉન્નતિને બાધક છે એ હું જાણતો હતો. છતાં તે જાય એમ ન હતું. એટલામાં અંદરથી એક અવાજ આવ્યો: 'ત્યાગ કરવો સહેલો છે, પણ કરેલા ત્યાગને લાયક બનવું એમાં જ પુરુષાર્થ છે.' અંહકારને માટે આટલો સપાટો બસ હતો. હું ઊઠ્યો ને પાસેના તળાવને કાંઠે જઈને બેઠો.

તળાવમાં અસંખ્ય કમળો ખીલ્યાં હતાં, પણ તે તરફ મારું ચિત્ત—હમેશનું કલારસિક ચિત્ત આકર્ષાયું નહીં. ત્યાંથી ઊઠી પાસે એક ગઢી હતી તે જોવા ગયો તેમાં ઘણા સાધુઓ રહેતા હતા. તે કોઈ મહન્તના અખાડા જેવી લાગી, પણ તે વિશે પૂછપરછ કરવાનું મન થયું નહીં. મેં ખૂબ યાત્રા કરી, હિમાલયમાં રહી સાધના કરી સમાધાન મેળવ્યું, પણ બોધિગયાનો તે દિવસનો અનુભવ કંઈક અનેરો જ હતો.



—કાલેલકર

# ૩

# કરાંચીને પંથે

[૧]

વીસેક મિનિટ બાદ ટ્રેન ઊપડી. ઊપડયા પછી મેં સામી બેઠકના બેસારુઓને નિરખી લીધા. તેમાંના બે સિંધી હતાઃ એક પશ્ચિમરંગી, જાંગલો, ને હવેરાટિયો, ઉત્પાતિયો; બીજો કોટપાટલૂનવાળો જ, પણ નમ્ર અને શાંત; એ બેની વચ્ચે કોઈક ત્રીજો હતો તેની જાતભાત કંઇ બરાબર પરખાઈ નહીં. ટ્રેન ચાલ્યા પછી ને ઘણી વાર થઈ ગઈ તો પણ અમે પાંચે પાંચ, સાચા સેંકડકલાસીઓને છાજે તેમ, અમારી અંગત બટુકડી દુનિયાઓમાં વિહર્યાં કર્યાં; અમારા વેશ એકેકથી જુદા હતા, તેવી રીતે દેશ પણ દરેકનો જુદો હોય તેમ, ન પૂરું અમે એક બીજાના સામે જોયું, કે ન વાત કરી. કર્યું તે માત્ર એટલું કે બે જણાએ છાપા વાંચ્યા, બીજા બેએ આતુરતાહીન આંખે બારી બહાર જોયે રાખ્યું ને પાંચમાએ ડોકું છાતી પર નાંખી દઈ, બેઠાબેઠા જ ઝૂંકવા માંડયું. અમે પાંચે એ ઘડીએ તો જાણે સ્વપ્રેમી એટલા જ સમાજદ્વેષી હતા. પાપણી પાશ્ચાત્ય સંસ્કૃતિનો એ એક વધુ દુષ્પ્રતાપ!

પણ ઘડીક પછી સાબરમતી આવી ત્યારે તો એ સંસ્કૃતિને વખાણવાનું મન થાય તેવું કૈંક નજરે પડયું. એમ નહીં કે સાબરમતી પશ્ચિમની એક ઉત્તમ કૃતિ છે, અને

એવી લેખે આપણે તેને આયાત કરી હોય તેમ એને જોઈ આનંદવાની આપણી ફરજ છે; એમ તો નહીં. પણ એ નદી પર નવો પુલ બંધાતો (કે પછી જૂનો સમરાતો) હતો તેને અંગે મોટાંમોટાં લોઢાં ને મશિનરી તેના પટમાં વેરાએલાં હતાં; અને એક બે ગોરા કે અધગોરાઓની પ્રેરણા પીતાપીતા ઘણા કાળાઓ ત્યાં અર્વાચીન ઈજનેરી વિદ્યાનો નાનો સરખો ચમત્કાર બતાવી રહ્યા હતા. આવું દૃશ્ય જ્યારે જ્યારે દેખાય ત્યારે આશ્ચર્યાન્ધ બનવાનો દરેક હિંદીનો જ પરમ ધર્મ, તે મેં પણ આ પ્રસંગે બજાવ્યો, પુલ અને તેના ઉદ્ધારકોને માનસિક પ્રણામ કર્યાં. પણ આ એક જ પ્રસંગ શા માટે? જેટલી જેટલી વાર હું પુલો કે રેલ્વે, કે આગબોટ, કે સિલો ને બીજા જંગી કારખાનાં જોઉં છું, તેટલી બધીએ વાર, દલપત યુગના આપણા દાદાઓ કરતાં પણ વધારે અંગ્રેજાનુરક્ત બનીને, હું એ પ્રજાને કોટિ કોટિ પ્રણામો કરું છું. સાથે સાથે વિમાસું પણ છું કે એ પરગજુઓના હાથમાં આ પુરાણિયો દેશ ન પડયો હોત, તો એનું બિચારાનું થાત શું?

'પુરાણિયો દેશ!' એ પદ કાગળે માંડતાં જ મને વેદ પુરાણોમાં પ્રસિદ્ધ એવાં બે નામો—અને આ પ્રસંગે તો ખાસ—સાંભરે છે: વિશ્વામિત્ર અને ભગીરથ. એમાંના પહેલાએ શતદ્રુ પર કોઈ પ્રાચીનતમ ગંજાવર પુલ બાંધેલો; અને બીજાએ કદાચ પૃથ્વી જેટલા જ જૂના ગંગાપ્રવાહની નહેરો રચી, તેનાં કંઈ કંઈ અદ્ભુત બાંધકામ હાથ ધરી પાર પાડેલાં. એ

બનેલી હકીકતોને પાછળથી દ્રષ્ટા કે પુરાણકારે ગમે તે કારણે માનવાતીત રૂપ આપ્યું—એકે કહ્યું, ઋષિના મંત્રબળે કે સ્તુતિએ નદીજળને ખસવાની ફરજ પાડી; બીજાએ કહ્યું, રાજાના તપોબળે સહાદેવની મદદથી ગંગાવતરણ સ્વર્ગમાંથી કરી-કરાવી આ પાપિની પૃથ્વીને પવિત્ર કરી દીધી—એ બધી જુદી વાત. પણ ખરી રીતે તો એ બંને પણ મહાન ઈજનેરો ન્હોતા? જગતના સૌથી જૂના, ને વળી પોતાના સમયના કદાચ સર્વશ્રેષ્ઠ? તો પછી આજનો હિંદી પણ તક મળતાં કે પરાણે એ મેળવીને પણ શા માટે જુદી જુદી અર્વાચીન પ્રચલિત વિદ્યાઓનો પારંગત ને નવીઓનો શોધક ન બની શકે? અથવા, એ બનવા માંડ્યો પણ છે. એના પુરાવામાં બોઝ ને રૅાય, કે મેઘનાદ સહા, કે રામન ને રામાનુજમ જેવાના નામોચ્ચાર જ બસ નથી? માત્ર, એ પાંચ છે તેવા પંદર થાય, ને કોઈક દહાડો પંદરના પંદરસો થાય, ત્યાં લગી તો આવા વિષયોમાં પાશ્ચાત્યોની આંધળી ઉપેક્ષા કરવી આપણને પાલવે નહીં, એવી સમજ હમણાં આપણામાં છે નહીં, કે ન જેવી છે, તે હવે ઊગવી, પ્રસરવી ને સ્થિર થવી જોઈએ.

[૨]

સિદ્ધપુર આવ્યું, એટલે આઠ વરસ પરની તેની મુલાકાત સાંભરી. જેમાં ઘૂંટી યે ડૂબે નહીં એવી છીછરી સરસ્વતી; જેમાં ઘૂંટી ખાસ્સી આખીને આખી દટાવા માંડે એવા રેતાળ ધૂળિયા રસ્તા; મહાન ઐતિહાસિક ખંડેરને

શોભતી રીતે ગામ બહાર નહીં, પણ શેરીમાં જ, અનેક ઘરોની વચ્ચે, અને મસીદને અડકીને છતાં તેનાથી ઊંચોજ ઊભેલો, કોઈ સ્વાભિમાની ને ઘાયલ, ઘાયલ છતાં જાણે હજીય ઝૂઝવા ઉત્સુક એવો વીરેન્દ્ર સરખો રુદ્રમાળ; શ્રાદ્ધ સારવાનો શહેર બહારનો ગંદો કુંડ ને ત્યાં લગી ચૈત્રને તડકે તપતો અમારો કાફલો ગએલો, તે અનુભવ: આ સ્મરણોના દેશમાં આંખો મીંચી લોટતો હતો ત્યાં પાલણપુર આવ્યું, એટલે પેલા પરોપકારી મિત્ર ઊતરવાની તૈયારી કરી, ને, ટ્રેન ઊભી એટલે [અમારી વચ્ચે થોડી વાતને ઓળખાણ જેવું થએલ છતાં] કશું સાહેબસલામ કર્યાં વગર ઊતરી પડ્યા.

[૩]

થોડીવારથી જમણા હાથની ક્ષિતિજનું દૃશ્ય બદલાવા માંડ્યું હતું, તે હવે ટ્રેન આગળ વધી તેમ વધારે બદલાયું. ક્ષિતિજ પરની ભૂમિએ અત્યાર સુધીમાં ઝાઝો સમય આકાશનો ભાર પોતાને ઉરે ધારી રાખેલ,એ ભારથી તેને જાણે રાહત આપવા આકાશને હવે પોતાને શિરે ઉપાડી લેતો પર્વત-પહેલાં એક જ શિખર, પછી બે ને ત્રણ, પછી આખી શિખરમાળ-પહેલાં ડાબી પાસ, પછી જમણી પાસ પણ-પહેલાં દૂર, ઝાંખી અને કાવ્યપ્રેરક; પછીથી પથ્થરાળ સૂકી ને ઝાડીઝાંખરાંવાળી, ગદ્યમાં પણ વખાણવી ન ગમે તેવી-પહેલાં તો રેલ્વે ટ્રેન જેવી મ્લેચ્છિયા શોધ પોતાનાં પૃથ્વીજૂનાં તપયોગને જાણે અભડાવશે એવી બીકે ઘણાય વખત લગી આઘો રહેવાને કૃતનિશ્ચય, પણ

પછી તો આર્યોનો અહર્નિશ પ્રિય એવો 'વસુધૈવ કુટુમ્બકમ્'નો નો મંત્ર સાંભરી આવતાં, પોતાના બંને મહાબાહુ પ્રસારીને તેમાં, પોતાના સુવિશાલ હૃદયમાં, ઘઉંવર્ણા ને ગોરા આર્ય અનાર્યો સહિતની ધસમસતી ટ્રેનને સમાવી લેતો: આવો પર્વત અને અર્બુદગિરિની પર્વતમાલા દૃષ્ટિગોચર થયાં.

[ ૪ ]

આબુરોડ પછી થોડીવારે બનાસને સ્ટેશને ટ્રેન ઊભી રહી. –બનાસ? બનાસ?....એ નામ છે તો અગાઉ એક વાર સાંભળેલું; હા જિંદગીમાં એક જ વાર ને કેટલા ય વર્ષો પર! પણ એની સાથે શાં શાં સ્મરણો નથી જડાયાં!....ભાવનગરમાં પીરછલ્લાની આલિશાં નિશાળ; તેના પખતા, નરદમ લોખંડના, જાણે શતકો લગી વણભાગ્યા ને વણઘસાયા ટકશે એમ લાગે એવા મજબૂત દાદરો; ત્યાં ઉપરનો એક ક્લાસરુમ: ખૂબ વિશાળ, ઊંચો, હવાઅજવાળેભર્યો આસ્ફાલ્ટ વડે કરીને લીસો, અને સ્વચ્છ; ત્યાં ભાંગેલા હાથાવાળી ખુરશી ને જમાના-જૂના ટેબલ પાસેના એ ઉત્સાહમૂર્તિ ગાંડાલાલ માસ્તર કે પછી, ડાહ્યા ને ગંભીર કુબેરદાસ, જો પાંચમીમાં ગુજરાતની નદીઓનાં નામ એ વખતે ભણાવતા હોય તો....પચ્ચીસી પરના એ ઉલ્લાસભર નફિકરા દિવસોમાં જે સાત આઠ વર્ષનો સર્વ વાતે સુખી નિશાળીઓ હતો, જેના તનની દુરસ્તી અને મનની તાજગી અણીશુદ્ધ હતી, અમોઘ લાગતી, તે આજે બનાસના નીરસ 'સ્ટેશનને ફિક્કા ચહેરામાં'ની ઊંડી આંખે એક ધોમધખતી બપોરે ટીકયા કરતો અજાણ્યો ને એકલો તરુણ વયનો વૃદ્ધ મુસાફર બની ગયો હતો.

[૫]

નમતે પહોરે—પોણા પાંચે—મારવાડ જંક્શન આવ્યું.

અગાઉ નામ સાંભળેલું ત્યારે મનમાં જે ખ્યાલ ઝાંખો ઝાંખો હતો તે હવે સ્ટેશન આવતાં સ્પષ્ટ થયો. મારવાડ જંક્શન? એવા નામનું વળી સ્ટેશન શા માટે હોય? મારવાડ તો એક આખા દેશનું નામ છે ને? કે એક જ ગામનું?—ના દેશનું અને તો પછી જો દેશ પરથી સ્ટેશનનાં નામ પડતાં હોય તો, આપણી તરફ કેમ કોઈ ગૂજરાત જંક્શન કે મહારાષ્ટ્ર જંક્શન નહીં હોય? આગળ જતાં સિંધ જંક્શન પણ આવશે ખરું?.....જંક્શન તો 'જંગો ટુ જોઈન' (જોડવું) ઉપરથી આવ્યું છે, એટલે એમ સમજાય છે કે બીજા અસંખ્ય ચમત્કારોના કરનાર અંગ્રેજોએ આ દેશમાં આવીને, મારવાડના જુદાજુદા ઘણા ગામોને આ એક ઠેકાણે જોડી દીધાં હશે, ને તેને 'મારવાડ જંક્શન' એવું સરસ મોંભરિયું નામ આપી સ્ટેશન બનાવ્યું હશે. આમ કર્યાનો મોટો ફાયદો એ કે આ એક જ શહેર જોનારથી આખો મારવાડ દેશ પણ સરળતાથી જોવાઈ જાય. કેટલા સરળતાપ્રેરક અંગ્રેજો! આપણને તો આવી સાદી <u>ફરાસત</u> પણ સૂઝે નહીં! સ્વરાજપ્રાપ્તિ માટેની આ એક વધુ ગેરલાયકાત, બીજું શું?

એક બીજી વાત પણ પહેલાં સાંભળેલી તે અહીં અનુભવી. આપણી તરફના 'ચા બામણિયા' વેચનાર પિત્તળ કે કાચના પ્યાલામાં આપણને આ યુગનો એ પરમ સ્વાદિષ્ટ સોમરસ

પીરસે છે, પણ અહીંના 'ચા મારવાડિયા' વેચનાર સંસ્કૃતિની એ કક્ષાએ હજી પહોંચ્યા નહીં હોવાથી માટીના નાના શા લોટકાથી જ ચલાવી લે છે. પણ એક બાબતમાં તો ગૂજરાતી કરતાં મારવાડી ઉદાર ખરો; સ્વાર્થી ગૂજરાતી ચીવટપૂર્વક પોતાનો પ્યાલો પાછો તમારી આગળથી પાછો માગી લઈ જાય છે, ટ્રેન ચાલવા માંડી હોય તો ફૂટબોર્ડ પર ચઢીને, જીવનું જોખમ એ રીતે ખેડીને પણ, પોતાનો પ્રિય પ્યાલો પાછો મેળવ્યે જ તમારો કેડો મૂકે છે; આથી ઊલટું, પરમાર્થી મારવાડી પોતાનું પ્રિય પાત્ર, નવું ને નવું, તમને ભેટ કરી દે છે. આટલા પૂરતો એ બેશક સંસ્કારી છે, દુલ્લા દિલનો છે. આપણે ઇચ્છીશું કે તેની દિલદુલ્લાઈ એક ડગલું આગળ વધે ને થોડા જ સમયમાં એ આપણને પિત્તળનાં (અથવા તો ધૃષ્ટતા ન લાગે તો જર્મનનાં) ચહાપાત્રો ભેટ આપતો થઈ જાય, જેથી કરીને એ પ્યાલા કે લોટીઓને આપણે આપણાં મારવાડપ્રવાસનાં અનેરાં સંભારણાં તરીકે કાળજીપૂર્વક ટ્રંકમાં મૂકી દઈને ઘરભેગાં થઈ શકીએ; ને, અત્યારે કરીએ છીએ તેમ, તેના લોટકાને તેની દેખતાં જ, તેની સૂકી ભૂમિ પર પછાડીને આગળ વધવાની કૃતઘ્નતાના ગુનેગાર વધુ વખત ન બનીએ.

લોટકામાંથી સારા કોપરબરાસના ટંબલરમાં ચા નાખી નાંખીને પીતો હતો ત્યાં, ખાખી સાફો હાફકોટ ને બ્રીચીઝમાં સજ્જ એવો, મધ્યમ ઉંચાઈનો ભરાઉબદનવાળો, ઊજળા ખુશાલ ચહેરાનો, આછું સ્મિત કરતો માણસ ડબ્બાની બારી

પાસે આવી ઊભો: " ટિકેટ્સ પ્લીઝ ! " આ ટિકેટ ઈન્સ્પેક્ટર? અમારી તરફ તો આવા ઈન્સ્પેકટરો થતાં જ નથી. આ તો જાણે અમારા રાજ્યના ઈમ્પિરીઅલ લેન્સર્સનો કોઈ ઊંચી પાયરીનો અમલદાર હોય તેવો પહેલી નજરે તો લાગે છે; ને રુઆબથી છતાં છટાથી, વિવેકથી, સુપરિચિતની મીઠાશથી, વાત કરે છે. મેં તો એને જોયો તે પળે માનેલું કે આ કોઈ સેકંડકલાસ પેસેંજર છે, ને હમણાં જ અંદર ચઢીને બેઠક લેશે. બાકી આદર્શરૂપ ઈન્સ્પેક્ટરોમાં આટલી સ્વાભાવિક કુલીનતા શા માટે હોવી જોઈએ ! કે આવું આકર્ષક વ્યક્તિત્વ પણ શા માટે! એ તો હોય સોટા જેવો ઊંચો, દૂબળો, ને કાળો; બિનકુદરતી રોફવાળો; કોઈક કાળે ધોળાં હશે એવાં કરચલીદાર કોટ પાટલૂનથી વિભૂષિત; ધૂળ–પરસેવે અર્ચેલી કાળી પરદેશી ટોપી વડે શોભાયમાન; એવા યુનિફોર્મના પણ દેખાવ માત્રથી જ ગરીબ ગૂજરાતી પર પોતાની પળવારની ગરીબ સત્તાનો દોર ચલાવતો; તોછડાઈને જ સાચો દમામ સમજનારો અને સેકંડવાળા જોડે પણ કેટલીકવાર તો, મોટી મહેરબાની કરતો હોય તેવા ઉપલક્રિયા શુષ્ક વિવેકે વર્તનારો....એવો હોય આદર્શભૂત ટિકેટ ઈન્સ્પેકટર તો; આવો ન હોય.

એ ટિકેટ તપાસી ગયો, ને થોડી વારે ટ્રેન ઊપડી. પણ–આ શું ? પાછી અમદાવાદ કેમ જાય છે ? શંટીગ કરતી હશે ? ના ના, આ તો ચાલી જ આગળ, સડેડાટ. કેમ આમ ?....પછી મને આવા જ આગલા અનુભવો યાદ

આવ્યા. અગાઉ એકવાર ભોર ઘાટ પર, ધંધુકા લાઈન વગર ટુકડે સળંગ ચાલતી ત્યારે ભાવનગર જતાં બોટાદને સ્ટેશને, અને છેવટે હમણાં જ સાડાત્રણ મહિના પર ગોંડળ જતાં રાજકોટથી ગાડી ઊપડી ત્યારે પણ, ઊલટી દિશાના પ્રયાણે સુલટા સ્થાને મને સહીસલામત પહોંચાડેલ તેવું જ આ હોવું જોઈએ એમ માની, નિરાંત જીવે 'ન્યુ સ્ટેટ્સમેન' આગળ વાંચવા માંડ્યું.

—વિજયરાય



૪

## નર્મદાના નીર પર

ઓંકારેશ્વર મહાદેવ એ હિંદુઓનું મોટું તીર્થ છે, જેથી અનેક ધર્મશાળાઓ અને શિવજીનાં નાનાંમોટાં મંદિર નજરે પડે છે. " કંકર એટલા શંકર " એ અતિશયોક્તિ નથી પણ સાચું છે, તે આ સ્થળની આસપાસ ફરતાં જણાઈ આવે છે. આ ગામનું નામ માન્ધાતા છે. સામેના પહાડ પર માન્ધાતા વંશના રાજાનો મહેલ છે. નદીનો આ તરફનો ભાગ વિષ્ણુપુરી કહેવાય છે. સામેનો મંદિરનો ભાગ શિવપુરી કહેવાય છે અને જ્યાં બ્રાહ્મણોના ઘર છે તે બ્રહ્મપુરી કહેવાય છે. વચ્ચે કાવેરી નામની નાની નદીનો નર્મદાજી સાથે સંગમ થાય છે. બે સરિતાઓનો સંગમ થવાથી એ સ્થાન અત્યંત પવિત્ર ગણાય છે. અત્યારે મન તો

પ્રકૃતિસૌંદર્યની દૃષ્ટિએ એ પવિત્રથી પણ વિશેષ હતું. એટલે એક હોડી ભાડે કરી ત્યાં જવા ઊપડયા. જણદીઠ પાંચ આના ભાડું ઠરાવ્યું હતું.

વેગભર્યાં વહ્યાં જતાં નર્મદાનાં નીર પર એ હોડી ચાલવા લાગી ને આનંદથી અમારાં હૃદયને ગલગલીઆં થવા લાગ્યાં. કોઈ દૂર સુધી દૃષ્ટિ ફેંકી પ્રકૃતિની શોભા નિહાળવા લાગ્યા તો કોઈ પાણીમાં ગેલ કરી રહેલા મત્સ્યો જોવામાં આનંદ લેવા લાગ્યા. થોડાથોડા ચણામમરા એ પાણીમાં નાંખતા હતા એટલે માછલાં ટોળે વળતાં હતાં. પાણી ખૂબ સ્વચ્છ હતું પણ અંદરના શ્યામ ખડકોને લીધે નીલવર્ણું દેખાતું હતુંઃ એ સહેલ કરતાં થોડીવારમાં સંગમ આગળ આવ્યા. અહીં નીચે ઊતરતાં પાસે કોઈ ભવ્ય મંદિર હોય તેમ જણાયું. તેને જોવાની ઉત્કંઠા થવાથી તરત જ એ તરફ પ્રયાણ કર્યું. સિદ્ધવરકૂટ નામનું દિગંબર જૈનોનું એ તીર્થ હતું. એકાન્ત સ્થળમાં આવેલું હોવાથી ત્યાં શાન્તિ અદ્‌ભુત હતી. તેની સ્વચ્છતા એથી પણ વધારે અદ્‌ભુત હતી. તીર્થ નામની સાર્થકતા આ સ્થળમાં જણાઈ આવતી હતી. અહીં જૈનોનાં ત્રીજા તીર્થંકર સંભવનાથ, આઠમા તીર્થંકર ચન્દ્રપ્રભુ ને ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનાં મુખ્ય મંદિરો છે. ધર્મશાળા ને ઊતરવાની સગવડ અહીંઆ કરેલી હોવાથી આ સ્થળનો લાભ લેવાની ઇચ્છા રાખનાર સારી રીતે લઈ શકે તેમ છે.

સિદ્ધવરકૂટ જોઈને પાછા આવતાં વિચાર થયો: શું નર્મદાજીની આ સહેલ થોડી જ વારમાં પૂરી થશે ? સૌંદર્યનું પૂર્ણ પાન કરવા તો આ ભાગમાં ખૂબ ફરવું જોઈએ. આથી હોડીવાળાને પૂછ્યું: આટલામાં ખાસ જોવા લાયક બીજું કોઈ સ્થળ છે ? તેણે કહ્યું: આટલામાં તો કોઈ સ્થળ નથી પણ અહીંથી વીસ માઈલ દૂર ધારડી નામે જગા છે, જ્યાં નર્મદામાતા ઊંચા ખડકો પરથી અનેક જળધોધમાં વહેંચાઈ નીચે ઊતરી પડે છે. જગા ભારે જોવા લાયક છે. આ સાંભળી મન કૂદાકૂદ કરવા લાગ્યું ને ક્યારે ત્યાં જઈ પહોંચીએ એમ થવા લાગ્યું. પ્રવાસ ધાર્યા કરતાં ઘણો વધારે લંબાયો હતો એટલે થોડીવાર સુધી તો ત્યાં જવું કે કેમ તે વિચાર થયો. પણ એ વખતે પૂર્વસ્મૃતિ કહેવા લાગી: સુરપાણના જળધોધ જોવા પાવાગઢથી પગે ચાલતો નીકળ્યો હતો; પંચમહાલોના જંગલો તથા સાતપુડાના ડુંગરોને વટાવ્યા હતા. તો અહીં વીસ માઈલ સારુ શું નથી જવું ? આવો લાભ ચૂકીશ નહીં. આ સરખી સોબત ને યોગ્ય અવસર ફરીફરીને મળશે નહીં. તેનું કહેવું તદ્દન ખરું લાગ્યું. સાથીઓની સંમતિ લઈને ત્યાં જવાનો નિશ્ચય કર્યો. આ સાંભળી હોડીવાળાએ અગત્યની સૂચના આપી: ત્યાં જવાને એક દિવસ જતાં ને એક દિવસ આવતાં એમ બે દિવસ થશે. માટે જવું હોય તો પહેલાં ઓંકારેશ્વર પાછા ફરો. ત્યાંથી તમે સીધું સામાન લઈ લ્યો ને અમે પણ લઈ લઈએ. જો પહેલેથી જ ખબર હોત તો હોડીના

૫૫ આના વધારે ખરચવા નહી પડતે. પણ એના ઉપર વધારે વિચાર નહીં કરતા હોડી પાછી હંકારી. ઓંકારેશ્વરજીના મંદિરનાં દર્શન કરવા હતાં એટલે સીધી ત્યાં જ લઈ ગયા. પથ્થરના મજબુત ઘાટપર પગથીઆની બન્ને બાજુ છત્રા નાંખીને ગોર તથા પુજારીઓ બેઠા હતા તેમને વટાવીને મંદિરમાં દાખલ થયા. મંદિર કળા કરતાં તેની મજબુતાઈ માટે વધારે પ્રશંસનીય છે. અંદર ઓંકારેશ્વરજીના દર્શન કરવા જવાને માટે બે પૈસા કર લેવાય છે. આ પદ્ધતિ જરાપણ ઈચ્છવા યોગ્ય નથી. પણ યેન કેન પ્રકારેણ પૈસા ઉઘરાવનાર રાજવીઓને વિચાર ક્યાં કરવો છે? દર્શન કરી હોડી સામે કિનારે લાવ્યા ને ગામમાંથી બધી જરૂરી વસ્તુઓ ખરીદી લીધી.

સામે પૂર જવાનું હોવાથી હોડીને સઢ ચઢાવ્યો ને નવના સુમારે પાંચ ખલાસીઓ હોડી હંકારવા લાગ્યા. કાવેરી સંગમ સુધીનો પ્રવાસ પ્રભાતમાં જ થયો હતો છતાં આનંદ આપતો હતો.

અહીંથી આગળ વધતાં રમતીઆળ નર્મદાનું ભવ્ય દૃશ્ય નજરે પડ્યું. પટ વિશાળ થયો. તેના કિનારાના લાલ ખડકો દૂર ગયા. પાણી પર પડતો સૂર્યનો પ્રકાશ દૂર એક લીસોટા જેવો જણાવા લાગ્યો.

નદીનાં નીલવર્ણાં પાણી તરફથી એની તરફ આગળ વધતાં તમસો મા જ્યોતિર્ગમયની પ્રાર્થના સફળ થઈ હોય તેમ લાગતું હતું. થોડીવારમાં બહુરૂપીના જેમ સ્વરૂપ બદલવા

લાગી. પાણીના ઊંડાણનું ઠેકાણું નહીં. કોઈ સ્થળે તેનું પાણી બે વાંસ જેટલું ઊંડું તો કોઈ સ્થળે કેડસમાણું. પણ એ કેડસમાણું પાણી છે ત્યાં વેગ ઘણો જ છે. પાણી ખડક પરથી ઝપાટાબંધ ધસારો કરતું નીચે ચાલ્યું આવે છે. બિચારી હોડીની શી તાકાત કે એમાં ચાલી શકે? આવા વખતે ખલાસીઓ નીચે ઊતરતાં ને કેડે દોરડું બાંધીને હોડીને આગળ ધકેલતાં. તે વખતે ઊંચી થતી હોડીમાં સાચવવું પડતું. કોઈ કોઈ સ્થળે બે ખલાસીઓ કિનારે ચાલતા ને હોડીને દોરડું બાંધીને ખેંચતા. ઘડીએ ઘડીએ આવતા ચઢાવ પરથી એમ લાગતું કે નર્મદાએ પહાડોને કાપીને અંદરથી પગથીઆં કર્યાં છે. પહાડ કાપવામાં તેણે પાછું વળીને જોયું જ નથી. ઊંચો પહાડ આવો કે નીચો પહાડ આવો અથવા કઠણ પહાડ આવો કે પોચો પહાડ આવો, દરેકને એણે કાપી જ નાખ્યાં છે.

શરૂઆતમાં બન્ને બાજુ લાલ ખડકો આવ્યા. તેના પર સૂકાં નિષ્પર્ણ ઝાડો જણાતાં હતા. પછી કાંઈક સ્વરૂપ બદલાયું. ખડકોને બદલે ડુંગર જણાવા લાગ્યા. ને ચાકી નામનો એક દુર્ગમ ચઢાવ આવ્યો. મહા સહેનતે હોડી એના ઉપર ચઢાવીને આગળ વધ્યા. પ્રવાહ શાંત લાગતો ત્યાં ખલાસીઓ કાંઈ પણ મહેનત કર્યા સિવાય બેસતા ને આરામ લેતા લગભગ અડધે રસ્તે વખતગઢ નામનું એક ગામ આવ્યું. અહીંથી ઢોરોને નદીપાર કરાવતા હતા જે દૃશ્ય પહેલવહેલું જોયું. પા માઈલથી અર્ધા માઈલ જેટલો પટ ને પાણી ખુબ ઊંડું છતાં ઢોરો તરતાં તરતાં જતા હતાં, ખડક પર

નહાવા ઊભેલા ભીલ નર્મદાજીના શ્યામ ખડક ને શ્યામ પાણીમાં ભળી જવાથી મહામુશ્કેલીથી કળી શકાતાં.

વખતગઢ પછીથી નર્મદાજીની શોભા એકદમ વધતી ગઈ, થોડે દૂર જતાં કમલેતર નામનો આકરો ચઢાવ આવ્યો. આગળના ચઢાવની જેમ અહીં પણ ખૂબ મહેનતથી હોડીને ઉપર ચડાવી;અહીં નમ દાનું ભવ્ય સ્વરૂપ જોઈ સૌ મુગ્ધ બની ગયા.

ધીમે ધીમે નમદા પોતાના પટ સંકેલવા લાગી ને ગહનતા વધારવા લાગી. આજુબાજુના ખડકો વધારે નિકટ અને ઊંચા થવા લાગ્યા. જાણે કોઈ દુર્જય કિલ્લાની પાણી-ભરેલી ખાઈમાં ફરતાં હોઈએ એવો ઘડીભર ખ્યાલ આવ્યો. તાણની તો હદ જ ન હતી. ખડકો પણ કિલ્લાની દિવાલ જેવા જ બની ગયા હતા. તેમાં જળપ્રવાહથી સુંદર કોતરકામ થયું હતું. જાણે સાક્ષાત કોઈ મંદિરની કોતરણીવાળી દિવાલ જ ન હોય ! એને મથાળે ઘાસ સરખું એ દેખાતું ન હતું એટલે ખડકોની અત્યંત કઠોરતા જણાઈ આવતી હતી. વખતે વખતે એ ખડકમાં ખાડા આવતા હતા ને તેમાં પક્ષીઓએ માળા નાખેલા જણાતા હતા. વિધવિધ રંગનાં પક્ષીઓ કોઈ યુગલ સહિત, તો કોઈ એકલા, નજરે પડતા હતા. આ વિષયના અભ્યાસીઓને તો એમાંથી ઘણું જ જાણવાનું મળે તેમ છે.

ધારડી અથવા ધારાક્ષેત્ર માઈલેક દૂર રહ્યું એટલે ઝપાટાબંધ જતા મેઇલ ટ્રેઈન જેવો અવાજ સંભળાવા લાગ્યો.

પાણીમાં ફીણનાં વમળ વધારે જણાવા લાગ્યાં. પ્રવાહ ખૂબ સાંકડો થવા લાગ્યો. એમ કરતાં લગભગ ચાર વાગે ધારાક્ષેત્ર ઊતરી પડ્યા. અહીં પટ ૧૮ થી ૨૦ વાર જેટલો પહોળો છે.

ધારાક્ષેત્ર નામ લક્ષણિક છે. નર્મદાજી એકદમ ધસારાબંધ ઊંચા ખડકની દિવાલને કાપી તેમાંથી નીચે પડે છે. જળપ્રવાહ એક સામટો પડવાને બદલે અનેક ધારાઓમાં વહેંચાઈ જાય છે; અને એથી એનું સૌંદર્ય ઘણું જ વધી જાય છે. નર્મદાએ ખડક કાપવામાં ખૂબ કરામત કરી છે. કેટલાક ખડકો ઘડાના આકારે કાપી કાઢ્યા છે; એટલે ધોધને મથાળે એક વાર અને અંદરથી દશબાર વાર જેટલી પહોળાઈ છે. આથી જળધોધના એક છેડેથી કૂદી બીજા છેડે જવાય છે, ને અંદરથી વેગબંધ પડતું પાણી જોવાની મઝા પડે છે. પાણીની જગાએ કેવળ દૂધ જેવું ફીણ જ જણાય છે, જેનાં ઝીણાં ઝીણાં ફોરાં ખૂબ દૂર સુધી ઊડી પ્રેક્ષકને નવરાવી દે છે. એનો ઘુઘવાટ ઘડીભર ભલભલાની છાતીને ધ્રુજાવી દે છે.

અમે એક ધારા પરથી કૂદતા સાવચેતીપૂર્વક બીજી ધારા પર ગયા; ને બીજી ધારાથી ત્રીજી ધારા પર ગયા. એમ કેટલીએ ધારાઓ ફરી વળ્યા. સાહસ કરીએ છીએ એમ અમને લાગતું હતું પણ તે કરવાને નીકળ્યા જ હતા. નીચે પાણીનું ઊંડાણ લગભગ ત્રણ વાંસ જેટલું છે. ઉપર વિશાળ પટ ખડકોથી ભરેલો જણાય છે, તેમાં પણ નર્મદાએ ખૂબ ખૂબી કરી છે. ખડક સીધા કાપવાને બદલે કુવા જ

બનાવી દીધા છે, ને તે પણ ઉપરથી સાંકડા ને અંદરથી પહોળા. એની અંદર ઘસડાઈને આવેલા પત્થરો અહીં ચક્કર ચક્કર ફરીને ગોળ બની જાય છે. આવા અસંખ્ય ગોળ પત્થરો અહીં પડેલા જણાય છે.

નર્મદાની પરકમ્મા કરનારા સાધુઓ એને ઉઠાવી લે છે ને મહાદેવજી કે શાલીગ્રામ તરીકે સ્થાપના કરે છે. ભુસ્તરવિદ્યાના જાણકારોને એમાં પત્થરની અનેક કીંમતી જાતો જણાઈ છે.

આ સ્થળ ધાર સ્ટેટની હદમાં છે. એનો પ્રભાવ એવો છે કે ગમે તેટલું જોઈએ તો પણ ફરી ફરીને જોયા કરવાનું મન થયા જ કરે. એની જુદી જુદી ઘણી બાજુએ ફર્યાં ને જોઈ શકાય એટલી રીતે એ દેખાવ જોયો.

હવે એક ખડક ઉપર રાંધવાની શરૂઆત કરી. ચૂલો બનાવવામાં ને ચટણી વાટવામાં ત્યાંના પત્થરોએ સહકાર આપ્યો. બળતણ રેવાજીએ પોતાના પૂરમાં આણેલાં લાકડાનું તૈયાર રાખ્યું હતું. પછી રસોઈ બનતા શી વાર? આજની ખીચડી ને ચટણી ખૂબ સ્વાદિષ્ટ લાગ્યાં. ખલાસીઓ પણ રાંધીને જમ્યા, પછી સાડા છના સુમારે હોડી પાછી હંકારી. સામા પૂરે ચાલવા કરતાં પૂરની સાથે ચાલવામાં વધારે સાચવવાનું હતું. સઢ ઉતારી નાંખ્યો ને હોડી એમને એમ ચાલવા લાગી. વાંસના હલેસાંથી તેનું નિયંત્રણ થતું હતું. સાયંકાળની શીતળ પવનની લહરીઓ પાણી પર થઈને આવતી હતી એટલે વિશેષ શીતળ લાગતી હતી. રાત્રિ

થતાં ચંદ્રનો ઉદય થયો ને પાણી રજતરસથી રસાઈ ગયું. એ ચાંદનીમાં કરેલી હોડીની સહેલ કદી વિસરાશે નહીં. પહાડની એકાંત, રાત્રિનો સમય, તેમાં શાંતિપ્રદ ચાંદની; મન પર આ સમયની અજબ અસર થતી હતી. આધિ, વ્યાધિ ને ઉપાધિથી ભરેલા જીવનનો સઘળો સંતાપ અહીં દૂર થતો હતો. ભર્તૃહરિએ હિમગિરિની શીલાપર ધ્યાન ધરી પરમ શાંતિ પામવાની ઈચ્છા પ્રદર્શિત કરી હતી તેવી ઈચ્છા હરકોઈ મુમુક્ષુને અહીં પણ થાય તેમ હતું.

સાથીઓ એક પછી એક સહુ નિદ્રાધીન થયા, હું આ સૌંદર્યનો લાભ ચૂકી નિદ્રા લઈ શકતો નહતો. સાથે જ બધાની દેખરેખ રાખવાની જોખમદારી હતી. હોડી મધરાતે એક ખડક આગળ નાંગરીને ખલાસીઓ એક ઊંચા ખડક પર ચઢી સૂઈ ગયા.

—ધીરજલાલ શાહ



[ **સમજૂતી: ૧: '—લક્ષ્મી'** : રા. કનૈયાલાલ મુનશીના ધર્મપત્ની. રા. મુનશીએ મિસીસ મુનશી તથા સૌ. લીલાવતી શેઠ સાથે આ પ્રવાસ આદર્યો હતો. '—બ્હેન અપવાસથેલાં...,': સૌ. લીલાવતી જ્ઞાતે જૈન છે. જૈન લોકો ધાર્મિક અવસરોએ અપવાસ કરવાને માટે પંકાએલા છે. 'ક્રીટના પર્વતનો....: ક્રીટ—ગ્રીસની દક્ષિણે આવેલા ટાપુનું નામ.

૨: 'જીવનના પૃષ્ઠ ભાગ..... તર્યો હતો '; જીવનના પાછળના ભાગમાં લેખકે ખૂબ મુસાફરી કરી હતી; ખૂબ આધ્યાત્મિક મંથન કર્યું હતું, છતાં આ સ્થાને થએલું આત્મસંથન વધારે ઊંડું હતું.

. . .

**પ્રશ્નાવલિ** ૧: કોર્ટને ઇષ્ટદેવતાના મંદિર સાથે કેમ સરખાવી છે? એનું સ્મરણ થતાં લેખકને શા શા વિચારો આવ્યા? લેખના ત્રીજા વિભાગમાં મિત્ર કોને કહ્યો છે? શા સારુ? સવાર, સાંજ અને રાતને વખતે સમુદ્રના દેખાવનું વર્ણન ટૂંકમાં કરો. જુદાજુદા સમયના સમુદ્રવર્ણનમાંથી તેમને કયું સૌથી વિશેષ ગમે છે? શા માટે? તમે જાતે દરિયાની રમણીયતા કદી નિહાળી–અનુભવી હોય તો વીસેક લીટીમાં એનું એક સુંદર શબ્દચિત્ર દોરો. બાબલમાંડબની સામુદ્રધૂનીએ પોતાનું આગમન શી રીતે જાહેર કર્યું? લેસેપ વિશે જે જાણતા હો તો લખો. વિશ્વકર્મા કોણ? એને લેસેપ સાથે વેર બંધાયું હોવાનું શા માટે કહ્યું છે? નીચેના વાક્યોનો બરાબર અર્થ કરો: 'જ્યારે ભૂમધ્ય-સમુદ્રના ...ફરકતો રાખ્યો' (પૃ. ૨૨૪); 'કીર્તિનો, સ્વર્ગનો, ....અકારો લાગે છે' (પૃ. ૨૨૭); 'બે રેતીનાં રણ વચ્ચે....રાતો સમુદ્ર છે' (પૃ. ૨૩૧)

૨: બોધિગયાની તીર્થ તરીકેની મહત્તા ટૂંકમાં આલેખો. જે નવજુવાનની તપશ્ચર્યાને લીધે એ પ્રખ્યાત છે તેનું વર્ણન કરો. એની પ્રતિજ્ઞા શી હતી? મંદિરની પ્રદક્ષિણા કરતાં

લેખકનો ભાવ બદલાતો કેમ ગયો હશે ? અંદરથી ધૂંધવાતો-જ્વાળામુખી કયો ? 'ત્યાગ કરવો.... એમાંજ પુરુષાર્થ છે'—એ વાક્યનો અર્થ કરો.

૩: મુસાફરી દરમિયાન મુસાફરો એક બીજા તરફ કેવું વલણ અખત્યાર કરતા વર્ણવ્યા છે ? એ વર્ણન વાસ્તવિક છે ? આખા લેખમાં પશ્ચિમની સંસ્કૃતિનો ઉલ્લેખ કરીને લેખકે જે વિચારો દર્શાવ્યા હોય તેનો ટૂંક સાર આપો. વિશ્વામિત્ર અને ભગીરથ વિશે લેખક શું કહે છે ? રુદ્રમાળનું વર્ણન તમારા શબ્દોમાં કરો. અર્બુદગિરિ દૂરથી ને પાસેથી જોતાં લેખકને કંઈ ફેર લાગ્યો ? લાગ્યો હોય તો શો ફેર ? બનાસનું નામ લેખકે પહેલાં ક્યાં અને ક્યારે સાંભળેલું ? ત્યાર પછી તેનામાં શું પરિવર્તન થયું ? 'એક બાબતમાં તો ગૂજરાતી કરતાં મારવાડી ઉદાર ખરો'—એ વાક્ય પૂર્વાપરના સંબંધ સાથે સમજાવો. મારવાડ જંકશન પર જોએલો ટિકેટ ઇન્સ્પેકટરમાં નવાઈ ઉપજાવે તેવું શું હતું ?
૪: સામે પૂરે ધારાક્ષેત્ર જતી હોડીનું વર્ણન કરો. ધારાક્ષેત્ર નામ શા પરથી પડયું હશે ? નર્મદાનું પાણી ખડક શી રીતે કાપે છે ? એમાં એણે શી કરામત કરી ? નીચેના વાકયોનો અર્થ કરો. 'જાણે કોઈ દુર્જય......ખ્યાલ આવ્યો. (પૃ. ૨૫૦); 'આધિ, વ્યાધિ,......થયો હતો. (પૃ. ૨૫૩).]



# ચરિત્રનિરૂપણ

[ નોંધ: મહાપુરુષોનાં જીવનચરિત્રો સામાન્ય લોકોને પ્રેરણાનું સાધન છે. મનુષ્ય કેટલું ઉમદા, નિષ્કલંક ને સેવાપરાયણ જીવન ગાળી શકે છે તેનો ખ્યાલ આવાં ચરિત્રનિરૂપણના વાચનથી સૌને આવે છે. તેમની ત્રૂટિઓ જાણીને એથી દૂર રહેવાની સૌને ચેતવણી મળે છે—તક મળે છે. કોઈના પણ જીવનકાર્યની મહત્તા આંકતી વેળાએ તેના સમયની સ્થિતિનો ખ્યાલ રાખવો ખાસ જરૂરનો છે. આજે જે કામ સહેલું લાગે તે દસ–વીસ વર્ષ પહેલાં ઘણું કપરું ગણાતું હોય. આથી જો આવો ખ્યાલ ન રાખવામાં આવે તો તે મનુષ્યને અન્યાય થવાનો સંભવ છે. આપણા સાહિત્યમાં ચરિતાત્મક ગ્રંથો બહુ ઓછા છે; હમણાં ધીમેધીમે તેમાં વધારો થાય છે, એ સંતોષની વાત છે. જુદા જુદા ક્ષેત્રમાં જેમણે મહત્તા મેળવી છે એવા મહાપુરુષોનાં જીવનના મહત્ત્વના પ્રસંગોનું અત્રે આપેલા નિબંધોમાં સુંદર આલેખન કરવામાં આવ્યું છે.

. . .

૫: કવિ નર્મદ: કવિના સમકાલીન સાહિત્યકાર ને તેમના પરમ મિત્ર નવલરામે નર્મદની જીવનકથા લંબાણથી લખી છે. તેમાંથી આટલા ફકરાઓ પસંદ કર્યા છે. કવિ તેમજ ગદ્યકાર તરીકેની કવિની ખ્યાતિનો ઉલ્લેખ કરવા ઉપરાંત, કવિના કેટલાક સુંદર લક્ષણો આ નિબંધમાં સારી રીતે સ્પષ્ટ

બહાર આણવામાં આવ્યાં છે. વળી નર્મદાશંકરની જીવન પ્રવૃત્તિનું મૂલ્યઆંકન અપૂર્વરીતે થયું છે.

૬. **સુધારક મહીપતરામ:** શ્રીયુત મહીપતરામ રૂપરામ નીલકંઠ અંગ્રેજી કેળવણીના પ્રથમ ફાલમાંના એક જાણીતા ગૂજરાતી હતા. સમુદ્રગમનની સામેના સામાજિક પ્રતિબંધની દરકાર ન રાખતાં તેમણે યુરોપની મુસાફરી કરેલી. આ લેખમાં આ પ્રસંગનો અને તેને પરિણામે ઉદ્‌ભવેલી ચર્ચાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. રા. નરસિંહરાવ ભોળાનાથ દ્વિવેટીયાએ જે જે પુરુષો—ખાસ કરીને ગૂજરાતી સાહિત્યકારો—તેમના સંસર્ગમાં આવ્યા તેમને વિશેનાં સ્મરણો 'સ્મરણ મુકુર' નામના તેમના પુસ્તકમાં ઉતાર્યાં છે. આપણા જાણીતા લેખકોનો અંગત ને મર્માળો પરિચય આ ગ્રંથ વાંચવાથી તમને થશે.

૭. **દક્ષિણ આફ્રિકાનો અનુભવ:** ગાંધીજીની આત્મકથા આપણા સાહિત્યના ચરિતાત્મક ગ્રંથોમાં નવીન ભાત પાડે છે. એમણે પોતાની પ્રવૃતિનું—ત્રૂટિઓ અને દોષોનું પણ—નિખાલસતાથી વર્ણન કર્યું છે. અહીં આપેલા નિબંધમાં વર્ણવેલો પ્રસંગ પણ એમની અહિંસક ને શાંતિપ્રિય પ્રકૃતિનો આબેહૂબ ખ્યાલ આપે છે.

૮. **સ્વપ્નદર્શી શિવાજી:** સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરે રા. કકલભાઈ કોઠારી કૃત 'રાષ્ટ્રવીર શિવરાજ' નામનું બોધપ્રદ ને પ્રેરક જીવનચરિત્ર પ્રગટ કર્યું છે. આ લેખમાં શિવાજીના બાલપણનો વાસ્તવિક ખ્યાલ આપવામાં આવ્યો છે. તે ઉપરાંત, શિવાજીએ પોતાનો જીવનાદર્શ કેવો ને કયા સંજોગોમાં ઘડયો તેનુંય યથાર્થ વર્ણન કરવામાં આવ્યું છે.]

૫

# કવિ નર્મદ

## :કવિ થવાનો સંકલ્પ:

આ પ્રમાણે કવિપણાને યથાસ્થિત યોગ્ય થવાનો મહ પ્રયત્ન નર્મદાશંકરનો છેક સને ૧૮૫૯ની આખર સુધ ચાલ્યો, અને હવે પછી પણ પ્રસંગ આવે કાવ્યશાસ્ત્રનું જ્ઞાન વધારવાને ચૂકતા નહોતા, તો પણ આ પ્રયત્નકાળને અંત આપણે ૨૩મી નવેંબર સને ૧૮૫૮થી જ ગણીશ તો સુગમ પડશે, કેમકે આ દિવસે નર્મદાશંકરે પોતાન આખી જિંદગીનો જે પર આધાર એવું એક પગલું ભર્યું આ દિવસે નોકરીને રાજીનામું આપ્યું; [અત્યાર સુધી કાં કાંઈ નોકરી કર્યા કરતા હતા.] અને વળી મનથી નિશ્ચ કર્યો કે હવે પછી નોકરી ન કરતાં બધું જીવન શારદાસેવનં જ અર્પણ કરવું. કવિ લખે છે કે: "મેં ઘેર આવ કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીઆં સાથે તેને અરજ કરી કે હવે તારે ખોળે છઉં." ઊભરાઈ જતા હૈયાના અ બોલ વાંચી કયા વાંચનારની આંખ પણ આનંદાશ્ચર્ય સાં સજળ થયા વિના રહેશે? અને જ્યારે વિચાર કરીએ છીએ કે આ પ્રતિજ્ઞાથી જ પૈસા ટકા સંબંધી તો કવિને પોતાન લગલગ અર્ધી જિંદગી બહુ દુઃખમાં કાઢવી પડી, ત્યારે ત સાનંદાશ્ચર્યમાં વધારે ગરકાવ થઈ આપણાથી એમ બોલા ગયા વિના રહેતું નથી કે "ધન્ય છે કવિ, તારી આ ઊંચ

મનોવૃત્તિને !" નર્મદાશંકરની આ નિઃસ્પૃહી ઉચ્ચ મનોવૃત્તિએ દેશને તો બેહદ લાભ કીધો જ છે, અને એના પણ આત્માની ઉત્તરોત્તર વૃદ્ધિમાં એજ મહા સાધનભૂત થઈ હતી.

## :કવિ તરીકેની ખ્યાતિ:

કવિએ કવિતા વિશે વિવેચનશૈલીનાં રસિક ભાષણો આપ્યાં તથા છપાવ્યાં. અને સને ૧૮૬૧ માં ઋતુવર્ણન નામે નાનું, પણ પંડિતશૈલીનું, મહા રસિક કાવ્ય પ્રકટ કરી વિદ્વાન વાંચકોને એકદમ છક કરી નાખ્યા. સને ૧૮૬૨ માં સાતે વર્ષની કવિતાનું એક પુસ્તક કાઢ્યું, અને તેમાં વનવર્ણનથી ગૂજરાતી પ્રજાને માટે એક નવો જ કાવ્યપ્રદેશ ઉઘાડ્યો. પ્રવાસવર્ણન પણ એ જ નવી શૈલીની કવિતા છે. ૧૮૬૩ માં નર્મકવિતા પુસ્તક બીજાના અંકો પ્રથમ એકઠા અને પછી સામટા છપાવ્યા. તેમાં વજેસંગ અને ચાંદબાની વાર્તા લખી શામળભટની શૈલીનો રસ દેખાડ્યો. ૧૮૬૪ માં "હિંદુઓની પડતી" ના ઊછળતા રોળા છંદોથી વહેમોનું જડમૂળથી ખંડન કરી નાંખ્યું, અને પોતે કોઈ વખત અભિમાનમાં કહેતા તેમ નર્મકવિતાના પુસ્તકને "સુધારાનું બાઈબલ"નું રૂપ આપી દીધું. સને ૧૮૬૬માં "નાયિકાવિષયપ્રવેશ" પ્રકટ કરી કાવ્યશાસ્ત્રોના ગ્રંથોની પરિસીમા કીધી. સને ૧૮૫૮-૫૯ થી તે ૧૮૬૫-૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમાં સંપૂર્ણ યશનો હતો, અને એ સમે જેવી એની કીર્તિ પ્રકાશતી હતી તેવી થોડા જ કવિની આટલા થોડા વખતમાં

પ્રકાશી હશે. આ વખત પછી નર્મદાશંકરે કવિતા તો કેટલીક કરી, અને કવિ તરીકેની ગણના એમના મરણપર્યંત સારી જ થતી, પણ આ વખતનો કીર્તિરંગ ન્યારો જ હતો.

## :ગદ્યકાર તરીકે:

નર્મદાશંકરનો કવિરૂપે ઉદય વર્ણવતાં તેણે ગૂર્જર ગદ્યકાર દાખલ એથી પણ વધારે કીર્તિ આ સમે મેળવી હતી તે બાબત તો બોલવાનું જ રહી ગયું છે. ગૂજરાતી ગદ્ય તો ૧૮૫૫ થી નિઃશંકપણે જ લખવા માંડયું હતું. અત્યાર સુધી જે આડંબરી સંસ્કૃત—ગૂજરાતી ચાલતી હતી તે કાઢી નાખી રૂઢ, રમતી, મર્માળી વાણી ગૂજરાતી ગદ્યમાં દાખલ કરવાનું મહા માન નર્મદાશંકરને જ છે. હોપ સાહેબે ગૂજરાતી નિશાળોને માટે જે વાંચનમાળા રચાવી તેમાં કેવળ સરળતા ઉપર જ લક્ષ રાખતાં ભાષાનો મરોડ પણ નીકળી ગયો હતો. નર્મદાશંકરનું ગદ્ય જેવું સરળ તેવું જ રૂઢ અને જેવું રૂઢ તેવું જ પ્રસંગ પર પ્રૌઢ પણ હતું. આ કારણથી એનું ગદ્ય જેના વાંચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા ને ન ભણેલા સઘળાને એ વહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાન જ પ્રીતિકર હતું. આ નવી શૈલીનું લખાણ બુદ્ધિવર્ધક ચોપાનીયામાં આ સમે ઘણું આવતું અને તે ખાતર તેના નવા અંકને માટે વાંચનાર તલપી રહેતા હતા. કવિએ કેટલાક માસ ૧૮૫૮ માં બુદ્ધિવર્ધકનું અધિપતિપણું પણ ચલાવ્યું હતું.

### :એની જાહેર હિંમત:

પોતાના સુધારા સંબંધી વિચારો જ્યારે બદલાઈ ગયા, ત્યારે તે જાહેર કરવા જોઈએ એમ એને પ્રતિપળે લાગવા માંડ્યું. એને માલમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમાં અળખામણો થઈશ; અને કોઈને પણ "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથી જ ગમતું નથી. તે છતાં નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમાં જે મનાયું તે નિડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડ્યું અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું. અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાએલા વિચારો પોતાના મનમાં જ રહેવા દે છે અથવા ખાનગી મંડળોમાં જ સાથીઓનાં મોં જોઈ જોઈ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમાં તો થોડો ઘણો સુધારાનો ડોળ રાખ્યા કરે છે. આ અપ્રમાણિક, ભીરુ રહેણીકહેણી નર્મદાશંકરે ન રાખી તે માટે અમે તો એને ઘણી જ શાબાશી આપીએ છીએ. એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનું જ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિલોભ જતાં આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને દેશહિતનો જે માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને એણે જણાવ્યો.

## : સમયમૂર્તિનો અંત :

આધિ દુઃખમાં કવિની લગભગ અર્ધી જિંદગી ગઈ હતી, પણ છેવટે વ્યાધિએ આવી તે તમામ પૂરી કીધી. સંધિવા કે એવી જાતના કોઈ બીજા રોગથી છેલ્લા ૭-૮ મહિના કવિના પગ અટકી ગયા હતા. કોઇની મદદ વિના ઊઠીબેસી શકાતું નહીં. છેલ્લા મંદવાડમાં જો કોઈ કવિને બેઠલા જોય ને એમનું ઉત્સાહભર્યું બોલવું સાંભળે તો તેને કદી પણ નહીં લાગે કે કવિને કંઈ મંદવાડ હશે. દેહ છોડયો તેના એક કલાક અગાઉ એમની બુદ્ધિ હતી તેવી ને તેવી જ રહી હતી. અનેક વૈદ્ય દાક્તરોના ઔષધ કર્યાં પણ તેથી કાંઈ ફાયદો ન થતાં સને ૧૮૮૬ ના ફેબ્રુઆરીની તા૦ ૨૫ મી ને ગુરુવારે આ આપણા ગુર્જર કવિએ અને સાચા દેશભક્તે આ દુઃખરૂપ સંસારનો ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. આ સમર્થ ટેકી, અને સાચા નરના મરણથી આખા ગૂર્જરપ્રાંતને ભારે શોક થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુઃખના પોકાર ઊઠવા લાગ્યા. વિરુદ્ધ મનના પણ તમામ આર્યો એના ગુણ જ સંભારવા લાગ્યા; અને વસ્તુતઃ બધાને એમ લાગ્યું પણ ખરું કે ગમે એવો હતો પણ આજે જે આ નર આપણા દેશમાંથી ઊપડી ગયો તેની ખોટ જલદીથી પુરાવાની નથી. વિદ્યાનો આનંદ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટ વાણી, નિઃસ્પૃહી ભાવના, ઊંચો ટેક, અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથી જ

પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહીં કહે ? અને ભાગ્યશાળી પણ શા માટે નહીં ? સંસારી સુખ દુઃખ તો બહુ વેઠવા પડ્યાં, પણ ધન્ય છે નર્મદ તને કે તેં ટેક સત્યાદિકની ઊંચ નીતિ તારા જીવનને માટે ઊછળતી જુવાનીમાં જ ઓળખી કાઢી, અને તે પ્રમાણે જ તારું આખું જીવન પૂર્ણ કરવાને શક્તિમાન થયો. "નવ કરશો કોઈ શોક" એવું જે પદ તેં આવા અશુભ ટાંકણાને માટે અગાઉથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે, અને અમે તે હજારો વાર વાંચેલું–સાંભળેલું તો પણ આજે જ્યારે ફરીથી જોઈએ ત્યારે માલમ પડે છે કે અહો તે વેળાએ પણ કવિએ પોતાને માટે કેવી ઊંચા જીવનની મૂર્તિ [Ideal of life] બાંધી રાખી હતી, અને કેવા દારુણ તપોબળથી આખરે અક્ષરે અક્ષર ખરી પાડી ! તેં તારું જીવન ખરેખરું જ કૃતકૃત્ય કર્યું છે, અને તેમ છે તો પછી આ નિરૂપણ, તને સદા અણગમતો શબ્દ "બિચારો" બોલીને શા માટે પૂરું કરવું જોઈએ ? તું જ ખરો યશસ્વી અને ભાગ્યશાળી હતો. ॥

—નવલરામ

૬

## સુધારક મહીપતરામ

સામાજિક સુધારાનું એક અંગ સમુદ્રપ્રયાણ હતું. તે સાહસ નાગરી ન્યાતમાં સહુથી પ્રથમ મહીપતરામે ઈ. સ. ૧૮૬૦માં આદર્યું અને વિલાયતથી કાર્યસિદ્ધિ કરીને

મહીપતરામ પાછા દેશમાં આવ્યા પછી ઈ. સ. ૧૮૬૫-૬૬ માં ભોળાનાથે સૂરતના કેટલાક નાગરમિત્રોને સાથે લઈને મહીપતરામ જોડે ભોજનવ્યવહાર કર્યો, અને પરિણામે સૂરત અને અમદાવાદની નાગરી ન્યાતમાં ભારે ઝઘડો શરૂ થયો. મહીપતરામ સાથેની મિત્રતા ભોળાનાથની સાથે આ 'ન્યાતમાં ઘોળ ઘલાયો' તે વખતથી આરંભ પામી, ઝઘડો સાત વર્ષ સુધી ચાલ્યો તે વર્ષોમાં દૃઢ મિત્રતા વિશેષ જામી, અને ઈ. સ. ૧૮૭૧માં પ્રાર્થનાસમાજની સ્થાપનાથી માંડીને ભોળાનાથનું ઈ. સ. ૧૮૮૬માં અવસાન થયું ત્યાં સુધી, ધાર્મિક તેમજ સામાજિક સુધારાના કાર્યમાં બંને જણના સહકારને યોગે એ મિત્રતા પરિપક્વ થઈ.

ઈ. સ. ૧૮૬૦ માં મહીપતરામના સમુદ્રપ્રયાણની નોંધ લેતાં ભોળાનાથે પોતાની રોજનીશીમાં મહીપતરામને 'હિંમત બહાદૂર' એમ વિશેષણ આપ્યું. એ જ વર્ષમાં એપ્રિલ માસના 'બુદ્ધિપ્રકાશ' માં એ બહાદૂરીના કામની પ્રશંસા કરનારી કવિતામાં કવિ દલપતરામે ગાયું કે:—

> નાગર નર હારે નહીં, હારે હોય હજામ,
> કહેવત તેં સાચી કરી રાખી મહીપતરામ.

વિલાયતથી મહીપતરામ પાછા આવ્યા તે પ્રસંગ વિશેની કવિતામાં

> મોટું એણે કીધું કામ, માટે દેશે મોટું માન
> મોટા મોટા મહીપતિ મહીપતરામને.

એ ધ્રુવ પંક્તિઓ વડે મહીપતરામનો મહિમા અને વીરતા કવિ દલપતરામે યથાર્થ રીતે વખાણ્યાં.

એ વીરતાની કસોટી દૂર નહોતી. વિલાયતથી પાછા આવ્યા પછી, હાલ કલ્પનામાં પણ ના આવે એટલી કનડગત ન્યાતવાળાઓ તરફથી મહીપતરામને થવા માંડી; અને આખરે એ એક વર્ષ પછી એમણે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કર્યું અને સૂરતની ન્યાતે એમનો સંગ્રહ કર્યો. આ બનાવની સાથે જ સુધારાપક્ષના પત્રોએ હો હા કરી મૂકી અને મહીપતરામના ઉપર ફીટકારના વચનો વરસાવ્યાં. ઈ. સ. ૧૮૬૭ ના 'ડાંડિયા' પત્રમાં દલપતરામની રચેલી ૧૮૬૦ ની સ્તુતિની પંક્તિઓને ઉદ્દેશીને નર્મદાશંકરે દોહરો છાપ્યો:

નાગર નર હારે નહીં, હારે હોય હજામ;
ઈત્યાદિ ફેરવ હવે ડાહ્યા દલપતરામ.

આ સર્વ હોહાના ઉત્તરમાં મહીપતરામે છપાવ્યું કે મેં કાંઈ મારા મનની માન્યતા બદલીને પ્રાયશ્ચિત કર્યું નથી, ઈત્યાદિ; એટલે પાછા એમને ન્યાતે હાથમાં લીધા; મનની માન્યતા વિનાનું પ્રાયશ્ચિત વ્યર્થ, માટે એમને ન્યાતબહાર મૂક્યા. તેથી વળી બીજીવાર પ્રાયશ્ચિત કરવું પડ્યું. હાલ સ્મરણ કાંઈક શિથિલ છે, પરંતુ એમ કાંઈક યાદ આવે છે કે આ બીજું પ્રાયશ્ચિત સ્વીકાર્યું નહીં અને મહીપતરામ ન્યાતબહાર જ રહ્યા; તે છેવટે ઈ. સ. ૧૮૭૧–૭૨ના શુમારમાં છેવટનું પ્રાયશ્ચિત્ત થઈ ન્યાતમાં એમના કુટુંબનો અને અમુક મર્યાદામાં એમનો સંગ્રહ થયો. વીરવ્રતમાં આ ભંગ પડ્યો તે પડ્યો. એમને જ માટે આગ્રહથી સત્યપક્ષને વળગી રહેનારા ભોળાનાથે

પ્રાયશ્ચિત છેવટ સુધી ના કર્યું અને અમદાવાદની ન્યાત જોડે ઈ. સ. ૧૮૮૨માં સમાધાન થયું તે વખતે ભોળાનાથને જાણ ન કરતાં એમના જ્યેષ્ટ પુત્રે અને એમના પક્ષના બીજા મિત્રોએ હાટકેશ્વરને પગે લાગવાની શરત પણ માન્ય કરી, ને તે પ્રમાણે કૃતિ કરી, તે વાતની ભોળાનાથને મોડેથી ખબર પડી ત્યારે એ અસંતુષ્ટ થયા અને મનને ગ્લાનિ ઊપજી. મહીપતરામ સૂરતમાં પોતાની તકરારનો નિર્ણય કરાવી આવ્યા તે પ્રસંગે ભોળાનાથને પત્ર લખ્યો કે મારું અહીં પતી જાય છે માટે તેમ કરવાનો છું. તે જાણી ભોળાનાથે મહીપતરામને ન્યાતમાં જવાની છૂટ આપી પણ પોતે અચલ રહ્યા. સાત સાત વર્ષ સુધી વળગી રહેલા ભોળાનાથને મહીપતરામે આમ વહેતા મૂકયા—એમ ભોળાનાથના મન ઉપર વિરુદ્ધભાવ ઉપજાવનાર મિત્રો વિજય ના પામ્યા; મહીપતરામ તરફ ભોળાનાથનું હૃદય મિત્રભાવથી દૃઢ જ રહ્યું.

અવસાન સમીપ હતું તેથી કે કોણ જાણે કેમ, મહીપતરામની વીરતામાં એક વધારે મોટી ક્ષતિ ઈ. સ. ૧૮૯૦ માં થઈ. ૧૮૮૯–૯૦ ના નાતાલમાં મુંબઈમાં થીઇસ્ટીક કોન્ફરન્સને પ્રસંગે દા. આત્મારામ પાંડુરંગને ઘેર એ મંડળના સર્વે પુરુષોને પ્રીતિભોજનમાં નિમંત્રણ થયું. બધા સાથે બેસીને વેઢમી, દૂધ, શાક, ભાત વગેરે સર્વ રસોઈ સામગ્રી આરોગ્યા. આ 'શંભુમેળા'ને પરિણામે અમદાવાદ અને સૂરતની નાગરી ન્યાતમાં તકરાર ઊઠી. સૂરતની નાગરી ન્યાતે મહીપતરામનો ખુલાસો પૂછ્યો; લેખી

ખુલાસો આપ્યો, તેમાં એમ બચાવ હતો કે મારે તો દાક્તરને ત્યાં જવું હતું; અને જમવાને વાર હતી, તેથી 'માત્ર દૂધ પીને' ચાલ્યો ગયો. વસ્તુસ્થિતિ વિરુદ્ધ આ વચન હતું. યુધિષ્ઠિરે અશ્વત્થામા હણાયા વિશે કરેલા સત્યવ્રતના ભંગ જોડે આ પ્રસંગને સરખાવાશે ? યુધિષ્ઠિરને સંબંધે જે પરિસ્થિતિ હતી તે અહીં હતી ? તેટલે ઉગ્ર રૂપે હતી ? આ બંને કરુણ પ્રસંગની સરખામણી સુજ્ઞોને જ સોંપીશું. अव्यक्तमब्रवीद्राजन् हतः कुंजर इत्युत એમ અસ્પષ્ટ વાણીમાં પણ યુધિષ્ઠિર અસત્ય બોલ્યા; અને પોતાને વિશ્વાસથી વળગેલા અસંખ્ય બંધુઓ–સ્વજનો અને સકારણ મિત્રો–ના જીવ બચાવવા એ હૃદયની લાગણી, અને સત્યનિષ્ઠા એ બુદ્ધિનો નિશ્ચય એ બે બળોની વચ્ચે આવેલા ધર્મરાજાની કરુણદશાનું ચિત્ર મહાભારતના મહા કવિએ અનુપમ કૌશલ્યથી આલેખ્યું છે અને એ ચિત્રનું પ્રતિબિંબ રા. આણંદશંકર ધ્રુવે પોતાની મધુર કલામય વાણી વડે પ્રગટ કર્યું છે; તેવું ચિત્ર— કરુણદશામાં હૃદયની લાગણીના પક્ષનું સમર્થન કરનારું ચિત્ર–આ 'માત્ર દૂધ'ના પ્રસંગને સંબંધે આલેખી શકાશે કે કેમ ? યુધિષ્ઠિરના અસત્યકથનના પ્રત્યક્ષ પરિણામસૂચક ચિહ્ન તરીકે અત્યાર સુધી જમીનથી ચાર આંગળ ઊંચો ચાલતો ધર્મરાજાનો રથ જમીનને અડક્યો–એ બનાવને પ્રતિરૂપ આ 'માત્ર દૂધ'ના પ્રસંગને અંગે શો બનાવ જડશે ?

આ પ્રસંગ ઉપરથી મહીપતરામને અન્યાય આપવાનો નથી. એમના જીવનમાં નિર્ભયતા, પોતાને હાનિ થાય છતાં

નિર્ભય રીતે સત્ય કહેવાની ટેવ ઇત્યાદિ ગુણો સામાન્ય રીતે પ્રવૃત્ત થએલા જાણ્યા છે. સરકારી નોકરીમાં છતાં મ્યુનિસિપાલિટીમાં પોતે મેમ્બર હતા તે વખતમાં એમની નિર્ભય અને સત્યપ્રિય કૃતિ અને વાણી તે સમયના લોકોથી અજાણી નથી. સ્ત્રીઓની ટ્રેઇનીંગ કૉલેજની એક લેડી સુપરિન્ટેન્ડન્ટની જુલ્મી વર્તણુંક સંબંધે તપાસનું કામ મહીપતરામને સોંપાયું તે વખતે એ બાઈને 'તું જૂઠું બોલી' ? એમ ઠપકો દેનાર મહીપતરામનામાં બાયલાપણું કોણ જોશે?

—નરસિંહરાવ

૭

# દક્ષિણ આફ્રિકાનો અનુભવ

[૧]

## તોફાન

અઢારમી ડિસેમ્બરની આસપાસ બંને સ્ટીમરો નાંગરી. દક્ષિણ આફ્રિકાનાં બંદરોમાં ઉતારુઓના આરોગ્યની પૂરી તપાસ થાય છે. જો રસ્તામાં કોઈને ચેપી રોગ લાગુ પડ્યો હોય તો સ્ટીમરને સૂતકમાં—ક્વોરંટીનમાં રાખે છે. અમે મુંબઈ છોડ્યું ત્યારે ત્યાં મરકી તો ચાલતી જ હતી. તેથી અમને કંઈક સૂતક નડવાનો તો ભય હતો જ. બંદરમાં નાંગર્યા પછી સ્ટીમરમાં પ્રથમ તો પીળો વાવટો જ ચડાવવો પડે છે. દાકતરી તપાસ પછી જ્યારે દાક્ટર મુક્તિ આપે ત્યારે પીળો વાવટો ઊતરે છે ને પછી ઉતારુઓનાં સગાંસાંઈ વગેરેને સ્ટીમર પર આવવાની રજા મળે છે.

આ પ્રમાણે અમારી સ્ટીમર ઉપર પણ પીળો વાવટો ફરકતો હતો. દાક્ટર આવ્યા. તપાસ કરી પાંચ દિવસનું સૂતક નાંખ્યું; કેમકે મરકીના જંતુ ત્રેવીસ દિવસ દેખા દે છે એવી તેમની મન્યતા હતી. અને તેથી તેમણે મુંબઈ છોડયા પછી ત્રેવીસ દિવસ સુધી સ્ટીમરને સૂતકમાં રાખવી એમ ઠરાવ્યું.

પણ આ સૂતકના હુકમનો હેતુ કેવળ આરોગ્ય નહોતો. અમને પાછા હાંકી કાઢવાની હીલચાલ ડરબનમાંના ગોરા શહેરીઓ કરી રહ્યા હતા, તે પણ આ હુકમમાં કારણભુત હતી.

દાદા અબ્દુલ્લા તરફથી અમને શહેરમાં ચાલી રહેલી આ હીલચાલની ખબરો મળ્યા કરતી હતી. ગોરાઓ ઉપરા-ઉપર જંગી સભાઓ કરતા હતા. દાદા અબ્દુલ્લા ઉપર ધમકીઓ મોકલતા હતા. તેમને લાલચ પણ દેતા હતા. જો દાદા અબ્દુલ્લા બંને સ્ટીમરોને પીછી લઈ જાય તો તેમને નુકશાની ભરી આપવા તૈયાર હતા. દાદા અબ્દુલ્લા કોઈની ધમકીથી ડરે એવા નહોતા. આ વેળા ત્યાં અબ્દુલ કરીમ હાજી આદમ પેઢીએ હતા. તેમણે ગમે તે નુકશાન વેઠીને પણ સ્ટીમરને બંદર પર લાવવાની ને ઉતારુઓને ઉતારવાની પ્રતિજ્ઞા લીધી હતી. મારા ઉપર હંમેશાં તેમના વિગતવાર કાગળો આવતા. સારે નસીબે આ વેળા મરહુમ મનસુખલાલ હીરાલાલ નાઝર મને મળવા ડરબન આવી પહોંચ્યા હતા. તેઓ બાહોશ અને બહાદુર હતા. તેમણે કોમને નેક સલાહ આપી. વકીલ મિ. લોટન હતા. તે પણ તેવા જ બહાદુર હતા, તેમણે

ગોરાઓનું કામ વખોડી કાઢ્યું ને આ વેળા કોમને જે સલાહ આપી તે કેવળ વકીલ તરીકે પૈસા લઈને નહીં પણ એક સાચા મિત્ર તરીકે આપી.

આમ ડરબનમાં દ્વંદ્વયુદ્ધ જામ્યું. એક તરફથી મૂઠીભર ગરીબડા હિંદીઓ અને તેમના ગણ્યાગાંઠ્યા અંગ્રેજ મિત્રો; બીજી તરફથી ધનબળ, બાહુબળ, અક્ષરબળ ને સંખ્યાબળમાં પૂરા અંગ્રેજો. આ બળવાન પ્રતિપક્ષીને સત્તાબળ પણ મળ્યું; કેમકે નાતાલની સરકારે ઉઘાડી રીતે તેને મદદ મદદ કરી. મી. હૅરી એસ્કંબ, જેઓ પ્રધાનમંડળમાં હતા ને તેમાં કર્તાહર્તા હતા તેમણે, આ મંડળની સભામાં જાહેર રીતે ભાગ લીધો.

એટલે અમારું સૂતક કેવળ આરોગ્યના નિયમોને જ આભારી નહોતું. કેમે કરીને એજન્ટને અથવા ઉતારુઓને દબાવીને પાછા કાઢવા હતા. એજંટને તો ધમકી હતી જ. હવે અમારા ઉપર પણ ધમકીઓ આવી. "જો તમે પાછા નહીં જાઓ તો તમને દરિયામાં ડુબાવી દેવામાં આવશે. પાછા જશો તો તમારું પાછા જવાનું ભાડું પણ તમને કદાચ મળે." હું ઉતારુઓમાં ખૂબ ફર્યો. તેમને ધીરજ આપી. "નાદારી"ના ઉતારુઓને પણ ધીરજના સંદેશા મોકલ્યા. ઉતારુઓ શાંત રહ્યા ને તેમણે હિંમત બતાવી.

ઉતારુઓના વિનોદને સારુ સ્ટીમરમાં રમતો ગોઠવવામાં આવી હતી. નાતાલના દિવસો આવ્યા. કપ્તાને તે સમયે

પહેલા વર્ગના ઉતારુઓને ખાણું આપ્યું. ઉતારુઓમાં મુખ્યત્વે તો હું અને મારું કુટુંબ જ હતાં. ખાણા પછી ભાષણો તો હોય જ. મેં પશ્ચિમના સુધારા પર ભાષણ કર્યું. હું જાણતો હતો કે આ અવસર ગંભીર ભાષણનો ન હોય. પણ મારાથી બીજું ભાષણ થઈ શકે તેમ નહોતું. વિનોદમાં હું ભાગ લેતો હતો. પણ મારું દિલ તો ડરબનમાં ચાલી રહેલી લડતમાં જ હતું. કેમકે આ હુમલામાં મધ્યબિંદુ હું હતો. મારા ઉપર બે તહોમત હતાં:

૧ મેં હિંદુસ્તાનમાં નાતાલવાસી ગોરાઓની અઘટિત નિંદા કરી હતી.

૨ હું નાતાલને હિંદીઓથી ભરી દેવા માગતો હતો; તેથી "કુરલેંડ" અને "નાદારી"માં ખાસ નાતાલમાં વસાવવા ખાતર હિંદીઓને ભરી લાવ્યો હતો.

મને મારી જવાબદારીનું ભાન હતું. મારે લીધે દાદા અબદુલ્લા ભારે નુકશાનમાં ઊતર્યા હતા. ઉતારુઓના જાન જોખમમાં હતા ને મારા કુટુંબને સાથે લાવીને તેને પણ મેં દુ:ખમાં હોમ્યું હતું.

વળી હું પોતે તદ્દન નિર્દોષ હતો. મેં કોઈને નાતાલ જવા લલચાવ્યા નહોતા. "નાદારી"ના ઉતારુઓને હું ઓળખતો પણ નહોતો.-"કુરલેંડ"માં મારા બે ત્રણ સગાઓ ઉપરાંતના સેંકડો ઉતારુઓનાં હું નામઠામ સરખાં જાણતો નહોતો. મેં હિંદુસ્તાનમાં નાતાલના અંગ્રેજો વિશે એવો

એક અક્ષરે નહોતો કહ્યો કે જે હું નાતાલમાં ન કહી ચૂકયો હોઉં, ને જે હું બોલ્યો હતો તેને સારુ મારી પાસે પુષ્કળ પુરાવા હતા.

તેથી જે સુધારાની નાતાલના અંગ્રેજો નીપજ હતા, જેના તેઓ પ્રતિનિધિ અને હિમાયતી હતા, તે સુધારાને વિશે મને ખેદ ઊપજ્યો. હું તેનો જ વિચાર કર્યાં કરતો હતો. તેથી તેના જ વિચારો મેં આ નાનકડી સભા આગળ રજૂ કર્યાં ને શ્રોતાવર્ગે તે સહન કર્યાં. જે ભાવથી મેં તે રજૂ કર્યાં તે જ ભાવથી કપ્તાન ઇ. એ તે ઝીલ્યા. તે ઉપરથી તેઓના જીવનમાં કંઈ ફેરફાર થયો કે નહીં તે હું નથી જાણતો. પણ આ ભાષણ પછી મારે કપ્તાન તેમજ બીજા અમલદારો જોડે સુધારા વિશે ઘણી વાતો થઈ. પશ્ચિમના સુધારાને મેં પ્રધાનપણે હિંસક તરીકે ઓળખાવ્યો, પૂર્વનાને અહિંસક તરીકે. પ્રશ્નકારોએ મારા સિદ્ધાન્ત મને જ લાગુ પાડયા. ઘણું કરીને કપ્તાને જ પૂછ્યું:

"ગોરાઓ જેવી ધમકીઓ આપે છે તે જ પ્રમાણે જો તેઓ તમને ઈજા કરે તો તમારા અહિંસાના સિદ્ધાન્તોનો તમે કેવી રીતે અમલ કરો ?"

મેં જવાબ આપ્યો: "મારી ઉમેદ છે કે તેઓને માફ કરવાની અને તેમના ઉપર કામ ન ચલાવવાની હિંમત ને બુદ્ધિ ઈશ્વર મને આપશે. આજે પણ મને તેમના ઉપર રોષ નથી. તેઓના અજ્ઞાનનો, તેઓની સંકુચિત દૃષ્ટિનો મને ખેદ થાય છે. તેઓ જે કહી રહ્યા છે ને કરી રહ્યા

છે એ યોગ્ય છે એમ તેઓ શુદ્ધ ભાવે માને છે એવું હું માનું છું. એટલે મને રોષનું કારણ નથી." પૂછનાર હસ્યો. મારું કહેવું કદાચ તેણે માન્યું નહીં હોય.

આમ અમારા દહાડા ગયા અને લંબાયા. સૂતક બંધ કરવાની મુદ્દત છેવટ લગી મુકરર ન રહી. આ ખાતાના અમલદારને પૂછતાં તે કહે, "મારી સત્તાની બહારની આ વાત છે. સરકાર મને હુકમ કરે ત્યારે હું ઊતરવા દઉં."

છેવટે ઉતારુઓ ઉપર અને મારા ઉપર અલ્ટીમેટમ આવ્યાં. બન્નેને જીવના જોખમની ધમકી આપવામાં આવી હતી. બન્નેએ નાતાલના બંદરમાં ઊતરવાના પોતાના હક વિશે લખ્યું, ને ગમે તે જોખમે તે હકને વળગી રહેવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

છેવટે ત્રેવીસ દહાડે એટલે ૧૮૯૭ના જાન્યુઆરીની ૧૩ મી તારીખે સ્ટીમરને મુક્તિ મળી ને ઉતારુઓને ઊતરવાનો હુકમ બહાર પડ્યો.

[૨]

## કસોટી

આગબોટ ફુરજા ઉપર આવી. ઉતારુઓ ઊતર્યા. પણ મારે માટે મિ. એસ્કંબે કપ્તાનને કહેવડાવ્યું હતું કે "ગાંધીને તથા તેના કુટુંબને સાંજે ઉતારજો. તેની સામે ગોરાઓ બહુ ઉશ્કેરાઈ ગયા છે ને તેનો જાન જોખમમાં છે. ફુરજાનો સુપરિન્ટેન્ડન્ટ ટૅટમ તેને સાંજે તેડી જશે."

કપ્તાને આ સંદેશાની મને ખબર આપી. મેં તે મુજબ કરવાનું કબૂલ કર્યું. પણ આ સંદેશો મળ્યાને અર્ધો કલાક પણ નહીં થયો હોય તેવામાં મિ૦ લોટન આવ્યા ને કપ્તાનને મળી તેને કહ્યું, "જો મિ૦ ગાંધી મારી સાથે આવે તો હું તેમને મારે જોખમે લઈ જવા ઇચ્છું છું. સ્ટીમરના એજંટના વકીલ તરીકે હું તમને કહું છું કે મી૦ ગાંધીને લગતો જે સંદેશો તમને મળ્યો છે તે બાબતમાં તમે મુકત છો." કપ્તાનની સાથે આમ વાતચીત કરી પોતે મારી પાસે આવ્યા; ને મને કંઇક આ પ્રમાણે કહ્યું: "જો તમને જિંદગીનો ડર ન હોય તો હું ઇચ્છું છું કે મિસીસ ગાંધી અને બાળકો ગાડીમાં રુસ્તમજી શેઠને ત્યાં જાય, અને તમે તથા હું સરીઆમ રસ્તે થઇને ચાલતા જઈએ. તમે અંધારું થયે છાનામાના શહેરમાં દાખલ થાઓ એ મને તો મુદ્દલ રુચતું નથી. મને લાગે છે કે તમારો વાળ સરખો વાંકો નથી થવાનો. હવે તો બધું શાંત છે, ગોરાઓ બધા વીખરાઇ ગયા છે. પણ ગમે તેમ હોય તોયે તમારાથી છૂપી રીતે તો પ્રવેશ ન જ થાય એવો મારો અભિપ્રાય છે."

હું સંમત થયો. મારી ધર્મપત્ની ને બાળકો રુસ્તમજી શેઠને ત્યાં ગાડીમાં ગયાં ને સહીસલામત પહોંચ્યાં. હું કપ્તાનની રજા લઈ મિ૦ લોટનની સાથે ઊતર્યો. રુસ્તમજી શેઠનું ઘર લગભગ બે માઇલ દૂર હશે.

અમે આગબોટમાંથી ઊતર્યા તેવો જ કેટલાક છોકરાઓએ મને ઓળખી કાઢ્યો, અને "ગાંધી, ગાંધી"

એમ બૂમ પાડી. લાગલા જ બેચાર માણસો એકઠા થયા ને બૂમો વધી. મિ૰ લોટને જોયું ટોળું વધી જશે. તેથી તેમણે રિક્ષા મંગાવી. મને તો તેમાં બેસવાનું કદી ન ગમતું. આ મારો પહેલો જ અનુભવ થવાનો હતો. પણ છોકરાઓ શાના બેસવા દે? તેમણે રિક્ષાવાળાને ધમકી આપી એટલે તે નાઠો.

અમે આગળ ચાલ્યા. ટોળું પણ વધતું ગયું. સારી પેઠે ભીડ થઈ. સૌ પહેલાં તો ટોળાએ મને મિ૰ લોટનથી નોખો પાડ્યો. પછી મારા ઉપર કાંકરાના, સડેલાં ઈંડાંના વરસાદ વરસ્યા. મારી પાઘડી કોઇએ ઉડાડી દીધી. લાતો શરૂ થઈ.

મને તમ્મર આવી. મેં પડખેના ઘરની જાળી પકડી શ્વાસ ખાધો. ત્યાં ઊભું રહેવાય એમ તો ન જ હતું. તમાચા પડવા લાગ્યા.

એટલામાં પોલીસના વડાની સ્ત્રી, જે મને જાણતી હતી તે, આ રસ્તે થઈને જતી હતી. મને જોતાં જ તે મારે પડખે આવી ઊભી, ને જોકે તડકો નહોતો છતાં પોતાની છત્રી ઉઘાડી. આથી ટોળું કંઈક નમ્યું. હવે ઘા કરે તે મિસીસ અલેકઝાંડરને બચાવીને જ કરવા રહ્યા.

દરમિયાન કોઈ હિંદી જુવાન મારા ઉપર માર પડતો જોઈ પોલીસ થાણા પર દોડી ગયેલો. સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરે એક ટુકડી મને ઘેરી વળીને બચાવી લેવા મોકલી. તે વેળાસર પહોંચી. મારો રસ્તો પોલીસ થાણા પાસે થઇને જ જતો હતો. સુપરિન્ટેન્ડન્ટે મને થાણામાં આશ્રય લેવા સૂચવ્યું. મેં ના પાડી, ને કહ્યું: "જ્યારે લોકો પોતાની ભૂલ જોશે ત્યારે શાંત થશે." મને તેમની ન્યાયબુદ્ધિમાં વિશ્વાસ છે.

ટુકડીની સાથે રહીને હું સહીસલામત પારસી
ાસજીને ઘેર પહોંચ્યો, મને પીઠ ઉપર મૂઢ ઘા પડેલા
. એક જ જગ્યાએ થોડો છુંદાયો હતો. સ્ટીમરના દાક્તર
 બરજોર ત્યાં જ હાજર હતા, તેમણે મારી સારવાર સરસ કરી.

આમ અંદર શાંતિ હતી પણ બહાર તો ગોરાઓએ
ને ઘેર્યું. સાંજ પડી ગઈ હતી. અંધારું થયું હતું.
ારો લોક બહાર કિકિયારીઓ કરતા હતા, ને "અમને
ી સોંપી દો" એવી બૂમો ચાલી રહી હતી. સમય વર્તીને
રિન્ટેન્ડેન્ટ અલેક્ઝાંડર ત્યાં પહોંચી ગયા હતા ને ટોળાને
કીથી નહીં પણ વિનોદથી વશ રાખી રહ્યા હતા.

છતાં તે ચિન્તામુક્ત નહોતા. તેમણે મને આવી
લબનો સંદેશો મોકલ્યો: "જો તમે તમારા મિત્રના
ાનને તેમ જ માલને તથા તમારા કુટુંબને બચાવવા
ગતા હો તો તમારે હું સૂચવું તે રીતે આ ઘરમાંથી
ી રીતે ભાગવું જોઈએ."

એક જ દહાડે મારે એક બીજાથી ઊલટાં બે કામ કરવા
મત આવ્યો. જ્યારે જાનનો ભય માત્ર કાલ્પનિક લાગતો
ા ત્યારે મિ. લોટને મને ઉઘાડી રીતે બહાર નીકળવાની
ાહ આપી ને મેં તે માની. જ્યારે જોખમ પ્રત્યક્ષ
ી સામે ઊભું થયું, ત્યારે બીજા મિત્રે એથી ઊલટી
ાહ આપી ને તે પણ મેં માન્ય રાખી! કોણ કહી શકે
હું મારા જાનના જોખમથી ડર્યો, કે મિત્રના જાનમાલના
ખમથી, કે કુટુંબના, કે ત્રણેના? કોણ નિશ્ચયપૂર્વક કહી

શકે કે મારું સ્ટીમર ઉપરથી હિમ્મત બતાવી ઊતરવું ને પછી જોખમની પ્રત્યક્ષ હસ્તી વેળાએ છૂપી રીતે ભાગી છૂટવું યોગ્ય હતું ? પણ બનેલા બનાવોને વિશે આવી ચર્ચા જ મિથ્યા છે. બનેલાને સમજી લઈએ, તેમાંથી શીખવાનું મળે તેટલું શીખી લઈએ, એટલું જ ઉપયોગી છે. અમુક પ્રસંગે અમુક મનુષ્ય શું કરશે એ નિર્ણયપૂર્વક કહી જ ન શકાય. તેમજ મનુષ્યના બાહ્યાચાર ઉપરથી તેના ગુણની જે પરીક્ષા થાય છે તે અધૂરી હોઈ અનુમાન માત્ર હોય છે એમ પણ આપણે જોઈ શકીએ છીએ.

ગમે તેમ હો. ભાગવાના કાર્યમાં ગુંથાતાં મારા જખમોને ભૂલી ગયો. મેં હિંદી સિપાઈનો પહેરવેશ પહેર્યો. માથે કદાચ માર પડે તો તેમાંથી બચવા સારુ એક પીતળની તાસક રાખી તે ઉપર મોટો મદ્રાસી ફેંટો લપેટયો. સાથે બે ડિટેક્ટીવ હતા તેમાંના એકે હિંદી વેપારીનો પોશાક પહેર્યો. પોતાનું મોઢું હિંદીના જેવું રંગ્યું. બીજાએ શું પહેર્યું એ હું ભૂલી ગયો છું. અમે પડખેની ગલીમાં થઈને પડોશની એક દુકાનમાં પહોંચ્યા ને ગોદામમાં ખડકેલી ગુણોની થપ્પીઓ અંધારામાં ટપીને દુકાનને દરવાજેથી ટોળામાં થઈ પસાર થયા. શેરીને નાકે ગાડી ઊભી હતી તેમાં બેસાડી મને પેલા થાણામાં, જ્યાં આશ્રય લેવાનું સુપરિન્ટેન્ડેન્ટ અલેક્ઝાંડરે સૂચવ્યું હતું તે જ થાણામાં, હવે લઈ ગયા. મેં સુપરિન્ટેન્ડેન્ટ અલેક્ઝાંડરનો તેમ જ છૂપી પોલીસના અમલદારનો ઉપકાર માન્યો.

આમ એક તરફ જયારે મને લઈ જતા હતા ત્યારે બીજી તરફ સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડર ટોળાને ગીત ગવડાવી રહ્યા હતા. તે ગીતનો તરજુમો આ છે:

"ચાલો આપણે ગાંધીને પેલે
આમલીના ઝાડે ફાંસી લટકાવીએ"

જયારે હું સહીસલામત થાણે પહોંચ્યો તેની બાતમી સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરને મળી ત્યારે તેમણે ટોળાને કહ્યું: "તમારો શિકાર તો આ દુકાનમાંથી સહીસલામત સટકી ગયેલ છે." ટોળામાંના કોઇ ગુસ્સે થયા, કોઈ હસ્યા. ઘણાએ આ વાત માનવા ના પાડી.

"ત્યારે તમારામાંથી જેને નીમો તેને હું અંદર લઈ જાઉં, ને તમે તપાસી જુઓ. જો તમે ગાંધીને શોધી કાઢો તો તેને તમારે હવાલે કરું, ન શોધી શકો તો તમારે વેરાઈ જવું. તમે પારસી રુસ્તમજીનું મકાન તો નહીં જ બાળો અને ગાંધીનાં બૈરાં છોકરાંને ઇજા નહીં કરો એ તો મારી ખાતરી જ છે." આમ સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડર બોલ્યા.

ટોળાંએ પ્રતિનિધિ નીમ્યા. પ્રતિનિધિઓએ ટોળાને નિરાશાજનક ખબર આપ્યા. સહુ સુપરિન્ટેન્ડન્ટ અલેક્ઝાંડરની સમયસૂચકતા ને ચતુરાઈની સ્તુતિ કરતા, પણ કેટલાક ધૂંધવાતા, વીખરાયા.

મરહુમ મિ૦ ચેમ્બરલેને મારા ઉપર હુમલો કરનારાઓ પર કામ ચલાવવા ને મને ન્યાય મળે એમ થવા તાર કર્યો.

મિ૰ એસ્કંબે મને પોતાની પાસે બોલાવ્યો. મને ઈજા થઈ તે માટે દિલગીરી બતાવીને કહ્યું, "તમારો વાળ સરખો વાંકો થાય તેમાં હું રાજી ન જ હોઉં એ તો તમે માનશો જ. મિ૰ લૉટનની સલાહ માની તમે તુરત ઊતરી જવાનું સાહસ કર્યું. તેમ કરવાનો તમને હક હતો. પણ મારા સંદેશાને માન આપ્યું હોત તો આ દુઃખદ બનાવ ન બનત. હવે જો તમે હુમલો કરનારાઓને ઓળખી શકો તો તેમને પકડવા તથા તેમના ઉપર કામ ચલાવવા હું તૈયાર છું. મિ૰ ચેમ્બરલેને પણ તેની માંગણી કરી છે."

મેં જવાબ આપ્યો: "મારે કોઈના ઉપર કામ ચલાવવું નથી. હુમલો કરનારાઓમાંથી એક બેને કદાચ ઓળખું, પણ તેમને સજા કરાવવાથી મને શો લાભ? વળી હું હુમલો કરનારાઓને દોષિત પણ નથી ગણતો. તેમને તો એમ કહેવામાં આવ્યું કે મેં હિંદુસ્તાનમાં અતિશયોક્તિ કરી નાતાલના ગોરાઓને વગોવ્યા. આ વાત તેઓ માને ને ગુસ્સો કરે તેમાં નવાઈ શી? દોષ તો ઉપરીઓનો, અને મને કહેવા દો તો તમારો ગણાય. તમે લોકોને સીધી રીતે દોરી શકતા હતા. પણ તમે સુદ્ધાં રૉઈટરના તારને માન્યો ને મેં અતિશયોક્તિ કરી હશે એમ કલ્પી લીધું. મારે કોઈના ઉપર કામ ચલાવવું નથી. જ્યારે ખરી હકીકત જાહેર થશે ને લોકો જાણશે ત્યારે તેઓ પસ્તાશે."

"ત્યારે તમે આ વાત લખિતવાર આપશો? મારે તેવો તાર મિ૰ ચેમ્બરલેનને મોકલવો પડશે. તમે ઉતાવળે કશું

લખી આપો એમ હું નથી માગતો. તમે મિ૦ લોટનને તથા તમારા બીજા મિત્રોને પૂછીને જે યોગ્ય લાગે તે કરો એમ હું ઇચ્છું છું. એટલું કબૂલ કરું છું કે જો તમે હુમલો કરનારાઓના ઉપર કામ નહીં ચલાવો તો બધું શાંત પાડવામાં મને મદદ બહુ મળશે ને તમારી પ્રતિષ્ઠા તો અવશ્ય વધશે જ." મેં જવાબ આપ્યો: "આ બાબતમાં મારા વિચાર ઘડાઈ ગએલા છે. મારે કોઈના ઉપર કામ નથી ચલાવવું એ નિશ્ચય છે, એટલે હું અહીં જ તમને લખી દેવા ધારું છું."

આમ કહી મેં ઘટતો કાગળ લખી આપ્યો.

[ ૩ ]

## શાંતિ

હુમલા પછી બેએક દહાડે જ્યારે હું મિ૦ એસ્કંબને મળ્યો ત્યારે હજુ પોલીસ થાણામાં જ હતો. મારી સાથે રક્ષણને અર્થે એક બે સિપાઈ રહેતા, પણ વાસ્તવિક રીતે જ્યારે મને મિ૦ એસ્કંબની પાસે લઈ જવામાં આવ્યો ત્યારે રક્ષણની જરૂર રહી નહોતી.

જે દહાડે હું ઊતર્યો તે જ દહાડે, એટલે પીળો વાવટો ઊતર્યો કે તરત "નાતાલ એડવર્ટાઈઝર" નો પ્રતિનિધિ મને મળી ગયો હતો. તેણે મને ખૂબ પ્રશ્નો પૂછ્યા, ને તેના ઉત્તરમાં હું એકેએક આરોપનો જવાબ સંપૂર્ણતાએ આપી શક્યો હતો.

સર ફિરોજશાહને પ્રતાપે હિંદુસ્તાનમાં તે વેળા મેં લખ્યા વિના તો એકે ભાષણ આપ્યું જ નહોતું. એ બધાં મારાં ભાષણો અને લેખોનો સંગ્રહ તો મારી પાસે હતો જ. મેં તે એને આપેલાં ને સાબીત કરી દીધેલું કે મેં હિંદુસ્તાનમાં એવી એક પણ વસ્તુ નહોતી કહી કે જે વધારે જલદ શબ્દોમાં દક્ષિણ આફ્રિકામાં ન કહી હોય. મેં એમ પણ બતાવી આપ્યું હતું કે "કુરલેંડ" તથા "નાદારી"ના ઉતારુઓને લાવવામાં મારો હાથ મુદ્દલ નહોતો. તેઓમાંના ઘણા તો જૂના જ હતા, ને ઘણા તો નાતાલમાં રહેનારા નહીં પણ ટ્રાન્સવાલ જનારા હતા. તે વેળા નાતાલમાં મંદી હતી. કમાણી ટ્રાન્સવાલમાં ઘણી વધારે હતી. તેથી વધારે હિંદીઓ ત્યાં જ જવાનું પસંદ કરતા.

આ ખુલાસાની તેમ જ હુમલો કરનારાઓ ઉપર ફરિયાદ માંડવાના મેં કરેલા ઇન્કારની અસર એટલી બધી પડી કે ગોરાઓ શરમાયા. છાપાઓએ મને નિર્દોષ ઠરાવ્યો ને હુલ્લડ કરનારાઓને નિંદ્યા. એમ પરિણામે તો મને લાભ જ થયો. અને મારો લાભ તે કાર્યનો જ લાભ હતો. હિંદી કોમની પ્રતિષ્ઠા વધી ને મારો માર્ગ વધારે સરળ થયો.

ત્રણ કે ચાર દિવસમાં હું મારે ઘેર ગયો ને થોડા દિવસમાં થાળે પડી ગયો. મારો વકીલ તરીકેનો ધંધો પણ ઉપરના બનાવથી વધ્યો.

પણ આમ જો હિંદીઓની પ્રતિષ્ઠા વધી તો તેમના ાત્યે દ્વેષ પણ વધ્યો. તેમનામાં દૃઢતાપૂર્વક લડવાની શકિત ે એવી ગોરાઓની ખાતરી થઈ તેની સાથે જ તેમનો ાય વધ્યો. નાતાલની ધારાસભામાં બે કાયદા દાખલ થયા ેથી હિંદીઓ હાડમારી વધી. એકથી હિંદી વેપારીઓના ાંધાને નુકશાન પહોંચ્યું. બીજાથી હિંદીઓની ાવજા ઉપર સખત અંકુશ મુકાયો. ભાગ્યજોગે મતાધિકારની ાડત વખતે ફેંસલો થઈ ગયો હતો કે હિંદીઓની સામે હિંદીઓ તરીકે કાયદો ન હોઇ શકે, એટલે કાયદામાં ાંગભેદ કે જાતિભેદ ન હોવા જોઈએ. તેથી ઉપરના બન્ને ાયદાઓ તેની ભાષા જોતાં તો બધાને લાગુ પડતા જણાતા ાતા, પણ તેનો હેતુ કેવળ હિંદી કોમ ઉપર દાબ મૂકવાનો હતો.

આ કાયદાઓએ મારું કામ બહુ વધારી દીધું ને હિંદીઓમાં જાગૃતિ વધારી. આ કાયદાઓની ઝીણી બારીકીઓથી પણ કોઈ હિંદી અજાણ્યા ન રહી શકે એવી રીતે તે કોમને સમજાવવામાં આવ્યા, અને અમે તેના તરજુમા પ્રગટ કર્યા. તકરાર છેવટ વિલાયત ગઈ. પણ કાયદા નામંજૂર ન થયા.

—મોહનદાસ ગાંધી



# ૮
# સ્વપ્નદર્શી શિવાજી
## [ ૧ ]

પુનાની પશ્ચિમે, અરબી સમુદ્રને બરાબર સમાન્તરે, પશ્ચિમઘાટને નામે ઓળખાતી આશરે ૯૦ માઇલ લાંબી અને ૧૨ થી ૧૪ માઇલ પહોળી ડુંગરાઓની એક લાંબી હાર દોડી જાય છે. એ ડુંગરાઓની કુદરતી રીતે જ એવી ગોઠવણ થએલી છે કે આસપાસનો માળવ દેશ એક અભેદ્ય કિલ્લેબંદી બની જાય છે. આજથી બરાબર ૨૮૨ વર્ષ પહેલાં ઉનાળાની એક સાંજે અઢાર વર્ષનો એક જુવાન ઘોડેસ્વાર પશ્ચિમ ઘાટની એ ડુંગરમાળ ઉપર પોતાનો પાણીપંથો ઘોડો દોડાવ્યે જતો હતો, અને એમ ઘોડા ઉપર બેઠાંબેઠાં આથમતા સૂર્યના ઘેરા લાલ રંગના કિરણોથી રંગાઈ ઘડીભર આકર્ષક બનતો આસપાસનો તળેટીનો મુલક અતિ ઝીણી નજરે જોઈ રહ્યો હતો. એ સૂક્ષ્માવલોકનની સાથેસાથે તેના મનમાં એ બધા પ્રદેશના અધિદેવ બનવાની સ્પષ્ટ યોજના ઘડાયે જતી હતી. ઠીંગણા બાંધાનો, બાંધી દડીનો, પશ્ચિમ ઘાટની વેરાન પહાડી જમીનના રંગ જેવા વર્ણનો, માથે ફટકો બાંધેલો અને કેડે લાંબી સીધી તલવાર ધારતો કોઈ અસામાન્ય તેજથી ચમકતી ઊંડી આંખવાળો એ જુવાન એ ઘડીએ, તેની કલ્પનાની પાંખોને છૂટી મૂકી દઈ અનેક મનોરથો ઘડતો હતો. યુરોપના ઈતિહાસમાં અમર બની ગએલા સ્પાર્ટાની આબેહૂબ પ્રતિકૃતિ સમા મહારાષ્ટ્રના આ

પ્રદેશમાં ઊભો ઊભો, તે મોગલોના પાટનગર આગ્રા ઉપર હલ્લો કરી 'હિન્દવી સ્વરાજ્ય'નો ઝુંડો ફરકાવવાનાં સ્વપ્નો જોતો હતો. ભારતવર્ષની માટીમાંથી પાકેલા, ભારતવર્ષના અન્નજળથી પોષાએલા ભારતવર્ષના પુત્રોનું ફરીવાર સામ્રાજ્ય સ્થાપવાના જીવનકર્તવ્યનો જાણે તેને સાદ સંભળાતો હતો. એવાં સ્વપ્નાંઓ જોનાર અને મનોરથો ઘડનાર અઢાર વર્ષનો એ જુવાન તે શિવાજી મહારાજ. એ સ્વપ્નો ને એ મનોરથોની પાછળ તેણે આખી જિંદગી કુરબાન કરી દીધી. નેપોલીઅનના અપૂર્વ યુદ્ધ કલાકૌશલ્યથી અને ગેરીબાલ્ડીના અદ્વિતીય સ્વદેશપ્રેમથી, લોહીના પરમાણુએ પરમાણુમાં હિન્દુત્વનું અભિમાન અનુભવતા એ યોદ્ધા–રાજપુરુષે તેનું સ્વરાજ્યનું સ્વપ્નું સાચું કર્યું અને ભારતીય ઈતિહાસનો આખો ક્રમ બદલી નાખ્યો. સમસ્ત ભારતવર્ષ આ ૩ જી મેને દિવસે એ પ્રજોદ્ધારક પુરુષવરની ૩૦૧ મી જન્મજયંતિ ઊજવે છે.

[ ૨ ]

શિવાજીનો જન્મ ૧૬૨૭ના મે માસની ૩ જી તારીખે શિવનેરના કિલ્લામાં થયો. એની જન્મદાત્રીનું નામ માતા જીજાબાઈ. શિવાજીના જન્મ પહેલાં જીજાબાઇના પિતા લુકજી જાધવરાવ અને જીજાબાઈના સ્વામી શાહજી વચ્ચે વિખવાદ થતાં શાહજીએ નાસભાગ માંડેલી: અને જાધવરાજ પાછળ પડેલો. એ વેળા શાહજીની સાથે ગર્ભવંતી જીજાબાઈ અને નાનો પુત્ર સંભાજી પણ ઘોડેસ્વારી કરી કૂચ કરી રહ્યાં

હતાં. શિવનેરના કિલ્લા પાસે આવતાં જીજાબાઇને પ્રસવનો સમય આવી પહોંચ્યો. શાહજીએ જીજાબાઇને એક મિત્રના રક્ષણ નીચે શિવનેરમાં મૂકી દીધાં અને પોતે આગળ દોડ માંડી, શાહજી ઊપડયા પછી થોડી જ વારમાં જાધવરાયનું કટક આવી પહોંચ્યું. જાધવરાયના માણસોએ તેને સમજાવ્યો કે 'તારી પુત્રી આ કિલ્લામાં એકલી પડી છે. તારે શાહજી સાથે લડાઈ છે; જીજાબાઈ સાથે નહીં. જીજાબાઇને કોઈ મુસલમાન સતાવશે તો તારી આબરુ જશે. જીજાબાઈને તારે સલામત સ્થળે લઈ જવાં જ જોઈએ.' જાધવરાય જીજાબાઈ પાસે ગયો. પુત્રીને પોતા સાથે આવવા આગ્રહ કર્યો. પણ શિવાજીની અડગ ટેકીલી એ માતાએ તેના પતિના શત્રુનો આશ્રય ન સ્વીકાર્યો. જીજાબાઈએ જાધવરાયના ગમે તેવા સુરક્ષિત સુખદાયી મકાન કરતાં શિવનેરનો અંતરીયાળ અને અરક્ષિત કિલ્લો વધારે પસંદ કર્યો. જીજાબાઈ તે ઘડીએ તો જાધવરાય સાથે ન ગયાં, પણ તેમણે પછી પણ તેમની જિન્દગીમાં કદી પિતૃગૃહ સામું જ જોયું નહીં. એવી વીર નારીની કુખનું સંતાન તે શિવાજી.

શિવાજીના જન્મ પછીનો આખો દશકો શાહજીને રખડપાટમાંજ ગાળવો પડયો. એટલે જીજાબાઇને અને શિવાજીને શિવનેરના કિલ્લામાં એકલા જ રહેવું પડયું. એમ પણ કહેવાય છે કે જાધવરાય સાથેના કલહને કારણે શાહજીએ જીજાબાઈનો પણ ત્યાગ કરેલો અને તેને શિવનેરમાં રહેવા દઈ, પોતે તુકાબાઈ મોહિતે નામની નવી સ્ત્રી કરેલી. ગમે

તેમ, જીજાબાઇને પતિની અવગણના પામેલી સ્ત્રીની દશામાં રહેવાની વેળા આવી. એટલે એ પતિવ્રતા નારીએ એક પાસ પોતાનો બધો પ્રેમ નાના શિવાજી ઉપર ઢોળવા માંડયો અને બીજી પાસ વૃત્તિઓને અંતરાભિમુખ બનાવી મનને ધર્મમાં પરોવવા માંડયું. શિવનેરના એકાન્ત કિલ્લામાં માતા અને પુત્ર વર્ષો સુધી એકલાં સાથે રહેવાથી બન્ને વચ્ચે અજબ પ્રેમગાંઠ બંધાઈ. શિવાજી જીજાબાઇને જગદંબા સ્વરૂપે પૂજવા લાગ્યો; તેની આજ્ઞાઓને અને તેના ઉપદેશને જીવનનું સર્વસ્વ સમજવા લાગ્યો. અને જીજાબાઇની આંખો સમક્ષ પણ આ નાનો શિવાજી જ દેખાવો માંડયો. તેણે તેને મહાભારત અને રામાયણની કથાઓનું વારંવાર પાન કરાવી, તેનામાં ઊંડા ધર્મસંસ્કાર પોષવા માંડયા અને ધર્મના ઉદ્ધારની દીક્ષા આપવા માંડી. જીજાબાઈએ શિવાજીની મનઃસૃષ્ટિમાં મહાભારતના વીર યોદ્ધાઓ ખડા કર્યા અને રામાયણના ઉત્તમોત્તમ આચાર–ધર્મની સજ્જડ છાપ પાડી દીધી.

ભાઈ, બહેન, પિતા કે કોઈ એકલોહીઆ આપ્ત જનની સોબત વિનાના, કોઈ સાથી વિનાના એક માતૃ-પ્રેમનું જ પાન કરીને દિવસોને સુખમય બનાવતા બાળક શિવાજીમાં, તેને માટે નિર્માણ થએલા જીવનકાર્યને અર્થે અનિવાર્ય એવાં અનેક તત્ત્વો ખીલવા માંડયાં. શિવનેરનાં કિલ્લામાં અને આસપાસના ટેકરાઓ ઉપર એકલો ભટકતો આઠેક વર્ષનો એ બાળક સ્વાવલંબન અને સ્વાશ્રય શીખતો ગયો, કોઇની મદદ વિના ગમે તેવી મુંઝવણમાંથી માર્ગ કાઢવા

લાગ્યો, મરાઠાને સ્વાભાવિક એવી સ્વાતંત્ર્યપ્રિયતા અને સાદગી, નિખાલસતા અને નીડરતા જમાવતો ગયો, માઇ લોના માઇલો સુધી અને દિવસોના દિવસ સુધી અવિરત ઘોડેસ્વારી કરી શકે એવું સુદૃઢ શરીર ઘડતો ગયો, અને સૌથી વિશેષ, તેના પોતાના મનોરથોને એકદમ આચરણમાં ઉતારવાની અને ગમે તે ભોગે તે સિદ્ધ કરવાની અસામાન્ય સાહસિકતા તેનો સ્વભાવ બનતી ગઈ. પુત્રમાં આ ગુણોની ખીલાવટ થતી જોઈ જીજાબાઈના હર્ષનો પાર ન રહેતો. શિવનેરના કિલ્લા ઉપર, શિવાજીના જન્મ પછી, શિવાજી અને જીજાબાઈએ જે નવ વર્ષો ગાળ્યાં, તે સમયમાં ભાવિ શિવાજી છત્રપતિ મહારાજનું પ્રારંભિક ઘડતર—કાર્ય થયું.

[ ૩ ]

સને ૧૬૩૬માં જીજાબાઈ અને શિવાજી શિવનેરથી પુના આવ્યાં, શાહજીની આજ્ઞાથી શિવાજીની સંભાળ દાદાજી કોંડદેવ નામના શાહજીની પુનાની જાગીરના કારભારીને સોંપાઈ. દાદાજી કોંડદેવ કારભારી તરીકે અત્યંત સમર્થ અને મનુષ્ય તરીકે ઉજ્જવળ ચારિત્ર્યવાન સજ્જન તરીકે પંકાએલા હતા. તેમની વ્યવહારુ વિચારસરણીથી ઊંચી ભાવનાઓને કે સ્વપ્નોને સ્થાન નહોતું; પણ સદાચારી અને ધર્મનિષ્ઠ જીવન ગાળવામાં, ન્યાયપરાયણતામાં અને સર્વ પ્રત્યે સમાન દ્રષ્ટિ રાખવામાં તે એક્કા ગણાતા. તેમના શ્રમ અને શાણપણથી શાહજીની ઘોડ, ભીમા અને નીરા નદીઓ વચ્ચેની પુનાની જાગીર ખૂબ જ આબાદ બની.

દાદાજીની ન્યાયપરાયણતાના સંબંધમાં તો કહેવાય છે કે 'એક વખત દાદાજી તેમની વાડીમાં ફરતા હતા. તેમણે પોતે નિયમ કરેલો કે એ વાડીમાંથી પાંદડું સરખું તોડનારને સખત નશ્યત થશે. ફરતાં ફરતાં, દાદાજીથી જ એક ફળ તોડાઈ ગયું. ફળ તોડ્યા પછી તો તરત જ દાદાજીએ પોતે કરેલા ગુનાનું ભાન થયું. પણ શું થાય ? ગુનો થઈ ચૂક્યો હતો. દાદાજીએ તરત જ, જે હાથે ફળ તોડ્યું હતું તે હાથ છેદી નાખવા તલવાર કાઢી. માણસોએ ખૂબ સમજાવ્યા. પણ દાદાજીએ પોતાના કાયદા પોતે પાળવા જ જોઈએ એવો દૃઢ આગ્રહ કર્યો. આખરે માણસોએ માત્ર શરતચૂકથી થએલી ભૂલ માટે દાદાજીને આવી સખત શિક્ષા ન જ સહેવા દીધી. તોયે, છેવટે દાદાજીએ તો, ભૂલથી થયેલા ગુના બદલ પણ તેમના જેવા માણસોને તો શિક્ષા થવી જ જોઈએ એમ કહી, પોતાના અંગરખાની જમણી બાંય તોડી નાંખી અને તે દિવસથી જિંદગી સુધી એક બાંયવાળું જ અંગરખું પહેર્યું.'

એવા ગુરુદેવના હાથ નીચે શિક્ષણ લેતાં શિવમાં જીવનના નિયમો નિર્દય સખ્તાઈપૂર્વક પાળવાની વૃત્તિ જન્મી; માતાએ દીધેલા ધર્મસંસ્કારો–ધર્મપ્રેમ અને ન્યાયવૃત્તિ–વિશેષ દૃઢ બન્યા. શિવમાં અસમાનતા સામે અને અત્યાચાર સામે પુણ્યપ્રકોપની ભાવના પ્રગટી. તેનામાં નિરાધારતા અને નિર્બળતા પ્રત્યે દયાની લાગણી ફૂટી. તેનામાં તેના દેશબાંધવોની દરિદ્ર દશા, મુસલમાનોના ધર્મ ઝનૂનથી નીપજતા

જુલમો, હિન્દુત્વને ભૂંસી નાખવા ઠેરઠેર મંડાયેલ જબ્બર પ્રયત્નો, એ બધી દુઃખસૃષ્ટિ જોઈ એ દોઝખનો નાશ ન કરે ત્યાં સુધી ન બુઝાય એવો પ્રલયકારી આતશ એના અંતરમાં સળગ્યો. સત્તરઅઢાર વર્ષનો એ જુવાન બાપની નાની જાગીરની આવક ઉપર સુખચેનથી જિંદગી ગાળવાની નિર્વીર્ય વાસના ઉપર ધિક્કાર વરસાવવા માંડ્યો અને પોતાના જેવા આગથી સળગતા સાથીઓ શોધી દુષ્ટોનું દમન કરવા અધીરો બન્યો. જીજાબાઈએ શરૂ કરેલું શિક્ષણ કોંડદેવે પૂરું કર્યું. હિન્દુત્વના રક્ષણહાર બનવાની તાલાવેલીએ ગાંડા બનેલા એ જુવાને પોતાનો ઘોડો, તલવાર અને માવળ સૈનિકોનું દળ લઈને કેસરિયાં કરવા નીકળી પડવાની તૈયારીઓ કરવા માંડી.

[ ૪ ]

શિવનો શિક્ષણકાળ પૂરો થયો. જિંદગીના ખરબચડાં માર્ગ ઉપર ઘોડા કુદાવવાની તાલીમ લઈ લીધી; અને શિવની તાલીમ એટલે? શિવના ઇતિહાસકારો કહે છે કે શિવને બિલકુલ અક્ષરજ્ઞાન નહોતું. ઇતિહાસમાં પોતા જેવી કારકિર્દી નોંધાવી જનારા પુરુષની જેમ શિવને લખતાં વાંચતા બિલકુલ ન આવડતું. ત્યારે શિવે કયી તાલીમ લીધી? શિવે બહાદુર લડવૈયાની તાલીમ લીધી; ઘોડેસ્વારીમાં અને તીરંદાજીમાં, તલવારની પટાબાજી ખેલવામાં અને યુદ્ધના વ્યૂહો ગોઠવવામાં, વીર સૈનિક અને કુશળ સેનાપતિની કળામાં શિવ અજોડ બન્યો. મહાભારત અને રામાયણનાં એ વીર કાવ્યોના અનંત શ્રવણથી, ધર્મયુદ્ધનાં અને ધર્મને કાજ આત્મસમર્પણના શૌર્યપ્રેરક દૃષ્ટાંતોથી યુદ્ધકળાના અને

રાજધર્મના અવિરત અભ્યાસથી તેણે તેના યુવાન હૃદયને બરાબર રંગી નાખ્યું. શિવ કર્મવીર બન્યો.

શિવે કર્મની આરાધનાને માટે યોગ્ય ક્ષેત્ર અને લાયક સાથીઓ શોધવા માંડયા. તેની નજર પશ્ચિમઘાટના ડુંગરાઓ પર ઠરી. એ મુલક અને એ મુલકવાસીઓ તેણે તેના કાર્યની આરંભભૂમિ તરીકે સ્વીકાર્યાં. એ માવળ દેશના માવળ લોકોમાંથી શિવે પોતાના પહેલા સિપાઈઓ, પોતાના જીવનભરના સાથીઓ અને માથું કાપી આપી સ્વામિભક્તિ સિદ્ધ કરનારા સેવકો મેળવ્યા. માવળો મુખ્યત્વે પશ્ચિમઘાટ અને અરબી સમુદ્ર વચ્ચે કોંકણ નામે ઓળખાતા મુલકમાં વસતા—આજે ય એ કોમ ત્યાં વસે છે. કોંકણની આખી પટી પહાડો અને જંગલોથી છવાએલી હોવાથી માવળો બહુ ગરીબ, અજડ, અને જંગલી હાલતમાં જીવતા. પણ એ છતાં પહાડોમાં રહેઠાણ હોવાને કારણે અને પશ્ચિમઘાટની અભેદ્ય કિલ્લેબંદી ભેદીને કોઈ મોગલ શહેનશાહ કે મુસ્લીમ સરદાર તેમના સ્વાધીન આત્મા ઉપર જંજીરો ન પહેરાવી શકયો હોવાને કારણે માવળો તેમની ચીંથરેહાલ દશામાં પણ વીર કોમને શોભા આપે એવું જૂનું ખમીર જાળવી રહ્યા હતા. તેમનામાં સ્વાશ્રય અને સાહસ, હિંમત અને ખંત, સાદાઈ અને તોછડાઈ લાગે એવું સ્પષ્ટવક્તૃત્વ, માણસ માણસ વચ્ચેની સમાનતા અને ગરીબાઈમાં પણ ગૌરવભરી મગરૂબી—એ બધાં મનુષ્યત્વ અર્પનારા ગુણો બરાબર ઝળકી રહ્યા હતા. એવી એ પાણીદાર મરાઠા કોમને કબજે લેવા શિવે પ્રથમ એ માવળોના સરદાર યેસાજી કંક,

તાનાજી મલસુરે, બાજી ફલસકર વગેરેને મિત્રો બનાવ્યા; પછી તેમની મારફત માવળોનું દળ જમા કરી તેમને લશ્કરી તાલીમ આપવા માંડી.

[ ૫ ]

મહારાષ્ટ્રના એ આખા મુલકની કેડીએ કેડી અને માર્ગે માર્ગના ભોમીઆ માવળ સૈનિકો સાથે શિવે સહ્યાદ્રિની ગિરિમાળાના ડુંગરાઓ ઉપર અને જંગલોમાં અવિશ્રાંત ભટકવા માંડ્યું : તેણે એ આખા દેશના કિલ્લાઓ, ગામો અને લોકોની જાતમાહિતી મેળવવા માંડી. શિવ જેમ જેમ તેની જન્મભૂમિની અને દેશબંધુઓની દુર્દશા સગી આંખે નિરખતો ગયો, તેમ તેમ મુસ્લીમ સત્તાધીશોને હાથે ગરીબ હિન્દુ જનતા ઉપર ગુજરતા સીતમોના જાતઅનુભવે તેની આંખોમાંથી લોહી ઝરવા માંડ્યું. શિવનો સમકાલીન તેનો એક પોર્ટુગીઝ જીવન કથાકાર કહે છે તેમ "આસપાસની ભૂમિની દુર્દશા જોઈ, શિવનું સ્મિત એકાએક અદૃશ્ય થઈ જતું અને તેના ચહેરા ઉપર ઘેરો શોક છવાઈ જતો તેના સાથીઓમાંથી કોઈ તેના આ એકાએક પલટાનું કારણ પૂછવાની હિંમત કરતું, ત્યારે શિવ ચુપ બેસી રહેતો. તે પાસે ખેદાન મેદાન ઊભેલા હિન્દુ દેવાલયો તરફ મૂગોમૂગો આગળી ચીંધતો અને પાછો ઊંડા વિચારમાં ગરકાવ બની જતો. પછી એકાએક વિચાર નિંદ્રામાંથી જાગી તે એકદમ હાકોટો પાડતો : 'ઓ મારા સાથીઓ, જિંદગીભર મારો સાથ ન છોડવાનું તમે મને વચન આપો. હું મારું જીવન ધર્મને

ચરણે ધરી દેવાનો તમને આજથી કોલ આપું છું.' ફરીવાર શિવ ઘોડા ઉપર ચડતો અને ભવાનીની જય બોલાવતા માવળ સિપાઈઓની સાથે પાછો ડુંગરાઓમાં ભટકવા નીકળી પડતો."

સત્તરમી સદીના પ્રારંભમાં કોઈની કલ્પનામાં પણ ન સંભવી શકે એવી ઉન્નત ભાવનામસ્તી અનુભવતા શિવે પોતાને માટે મુગલાઈ સામે બહારવટાની જિંદગી નક્કી કરી તેણે સ્વાધીનતાની તપશ્ચર્યામાં વધારે સુખ જોયું; અને એ રણશીંગડું ફૂંકવા લાગ શોધવા માંડ્યો. પણ શિવની આ વૃત્તિઓ કોંડદેવને ન ગમી: તેણે શિવને એ માર્ગેથી વાળવા અને વ્યવહારુ જીવન ગાળી બને તેટલું લોકકલ્યાણ કરવાને પંથે ચડાવવા ખૂબ પ્રયત્ન કર્યો. ભાવિનો ગહન સંદેશો ઉકેલતા શિવે એ સલાહ ન સ્વીકારી. તેણે તો સાહસ અને સ્વાતંત્ર્ય–સાધનાનું જ જીવન પસંદ કર્યું. શિવે આખરે ૧૬૪૬માં માતા જીજાબાઈની આશિષ મેળવીને સ્વાધીનતાના ભેરી નાદથી આખા મહારાષ્ટ્રને ગજાવી મૂક્યું.

—રા. કકલભાઈ કોઠારી



[**સમજૂતી:** ૫: કવિ નર્મદના જીવનના કેટલાક પ્રસંગોનો અહીં ઉલ્લેખ માત્ર થયો છે. તે વિશે વધુ માહિતી શિક્ષકે મેળવીને વિદ્યાર્થીઓને આપવી.

૬: 'પ્રાર્થનાસમાજ' : એક ધાર્મિક સંસ્થા. એના સંચાલકો મૂર્તિપૂજામાં માનતા નથી છતાં ઈશ્વરને અમૂર્ત

સ્વરૂપે પૂજે છે. બંગાળમાં આ સંપ્રદાય શરૂ થયો; ગૂજરાતમાં રા. ભોળાનાથ સારાભાઈ દીવટિયા, રા. મહીપતરામ નીલકંઠ, રા. રણછોડલાલ છોટાલાલ વગેરેએ એની સ્થાપના કરી.

• • •

પ્રશ્નાવલિ : ૫ : ૧૮૫૮ની ૨૩મી નવેંબ્બર નર્મદાશંકરના જીવનમાં મહત્વનો દિવસ શા માટે ગણાય છે? નર્મદાશંકરે કાવ્યક્ષેત્રમાં શી શી નવીનતા યોજી હતી? ગદ્યકાર તરીકે એમની મહત્તા આંકો. સુધારા સંબંધી પહેલાં એમના કેવા વિચારો હતા? એમાં થએલું પરિવર્તન એમણે શી રીતે જાહેર કર્યું? નર્મદને એના ચરિત્રકાર સમયમૂર્તિ શા સારુ ગણે છે? એક સાહિત્યકાર તરીકે નર્મદ વિશે તમારો અભિપ્રાય ટૂંકમાં લખો.

૬: મહીપતરામને ભોળાનાથ સાથે મૈત્રી શી રીતે થઈ? આ લેખ વાંચ્યા પછી એ મૈત્રી વિશે તમારો મત દર્શાવો. મહીપતરામે સમુદ્રપ્રયાણ કર્યું તેમાં એટલું બધું અસાધારણ શું હતું? તેઓ સુધારક ખરા કે નહીં? એમના ગુણદોષની સમીક્ષા કરો.

૭: સ્ટીમરને સૂતકમાં રાખવી એટલે શું? એ પ્રથાનો હેતુ આરોગ્ય ઉપરાંત બીજો કંઈ હતો? હોય તો શો? ડરબનમાં અંગ્રેજો શી પ્રવૃત્તિ આદરતા હતા તે ટૂંકમાં લખો.

ગાંધીજી ઉપર તેઓ શા શા આરોપો મૂકતા હતા? ગાંધીજીએ તેમને શો રદિયો આપ્યો? મિ. એસ્કંબ અને મિ. લોટને કિનારા પર ઊતરવાની બાબતમાં ગાંધીજીને કેવી સલાહ આપી ને તેમણે કોની સલાહનો ને શા માટે સ્વીકાર કર્યો? કિનારા પર ઊતરતાં એમનો કેવી રીતે સત્કાર થયો? રુસ્તમજીના મકાનમાંથી છૂપી રીતે નાસી જવા વિશે તમારો મત સ્પષ્ટતાથી દર્શાવો. મિ. ગાંધી અને મિ. એસ્કંબની મુલાકાતનો ટૂંક હેવાલ આપો. તમે ગાંધીજીની જગાએ હોત તો તમારા પર હુમલો કરનારા પર ફરિયાદ માંડત કે નહીં તે કારણો સહિત દર્શાવો. ડરબનમાં શાંતિ ફેલાવાનાં કારણોની અને ત્યાર પછીનાં બનાવોની યાદી કરો. આ આખા પ્રસંગ ઉપર ટીકા કરતો એક કાગળ તમારા મિત્રને લખો.

૮: શિવાજીના બહારના સ્વરૂપનું વર્ણન કરો. માવળ પ્રદેશને શેની સાથે સરખાવ્યો છે? ત્યાં ઊભા રહીને એ યુવક શેનાં સ્વપ્નાં રચતો હતો? શિવાજીના માતપિતાના સંબંધની રૂપરેખા દોરો. જીજાબાઈનું રેખાચિત્ર દોરો. માતા તથા ગુરુએ શિવાજીનું ચારિત્ર્ય ઘડવામાં શો ભાગ ભજવ્યો તે લખો. શિવાજીએ જીવનનો આદર્શ શો રાખ્યો? કયા સંજોગોમાં એણે તે નિર્ણય કર્યો? શિવાજી કર્મવીર શા રીતે બન્યો? ડુંગરાઓમાં ભટકવામાં એનો શો ઉદ્દેશ હતો?]



# પ્રકીર્ણ નિબંધો

[નોંધ: ગૂજરાતી ગદ્ય લખાવા માંડ્યું ત્યારથી આજપર્યંત અનેક નિબંધો લખાયા હશે. લગભગ દરેક લેખકે પોતાના વિચારો નિબંધદ્વારા દર્શાવ્યા હશે. જુદા જુદા સમય અને શૈલીના પ્રતિનિધિત્વવાળાં નિબંધો મૂકવાને આવા સંગ્રહમાં જરૂરી જગા મળવી મુશ્કેલ છે. એટલે અત્રે આપેલા નિબંધોમાં સામાજિક સુધારણાના ગૂજરાતને માટે હજીય અતિ મહત્વના વિષયની જુદેજુદે પ્રસંગે ચર્ચા કરતા ત્રણ નિબંધો મૂક્યા છે. આધુનિક યુગના આદિ પુરુષ સમા ગૂજરાતના સમાજસુધારક અને સ્વદેશ–સ્વભાષા–ભક્ત નર્મદાશંકરના સમયની સામાજિક સ્થિતિ આજ કરતાં ઘણી જુદી હતી. આજે સ્ત્રી કેળવણીનો વિષય સર્વમાન્ય થઈ પડ્યો છે તેમ તે વખતે ન હતું. સર રમણભાઈ નીલકંઠના વખતમાં સ્ત્રીઓનું સ્વતંત્ર વ્યક્તિત્વ જેટલું સ્વીકારાતું તેથી વધારે આજે સ્વીકારાય છે. વિધવાવિવાહ પરનો લેખકનો નિબંધ સમાજ સુધારા પરિષદના પ્રમુખ તરીકે આપેલા તેમના મર્માળા ને જુસ્સાદાર ભાષણ વાંચવાની સૌને પ્રેરણા આપશે. આ પ્રમાણે આ નિબંધો આપણા સમાજની ભિન્નભિન્ન સમયની દશાનું પ્રતિબિંબ રજૂ કરે છે.

બીજા એક નિબંધમાં આચાર્ય આનંદશંકર ધ્રુવ સાહિત્ય પરિષદના આદર્શો ને પ્રવૃત્તિની ચર્ચા કરે છે. છેલ્લા નિબંધમાં કાકા કાલેલકરે વસન્તના આગમનની રસમય ને બોધપ્રદ ચર્ચા કરી છે.]

૯

# સ્ત્રી કેળવણી

જ્ઞાનબળથી આપણે બીજાં પ્રાણીઓ કરતાં ઊંચાં છીએ. કેળવણીથી જ્ઞાનબળ પ્રાપ્ત થાય છે. માણસમાં સ્ત્રી પુરુષ બંને છે. સ્ત્રીના હક્ક ઘણા ખરા પુરુષ જેટલાં જ છે. પુરુષોની માફક સ્ત્રી પણ કેળવણી લઈ શકે છે. માટે જેમ આપણે પુરુષ હક્ક સમજી કેળવણીથી જ્ઞાનબળ વધારીએ છીએ તેમ સ્ત્રી સહાયરૂપે આપણાં બળમાં વધારો કરે છે. ભણેલી સ્ત્રી પરમમિત્રરૂપે સુખદુઃખની વાતો કરવાની લહેજત વધારે છે ને દુઃખ દૂર કરે છે; ભણેલી સ્ત્રી પ્રિયારૂપે રસભર્યું સુખ વધારે ને વધારે આપ્યાં કરે છે. જ્યાં રાજા ને પ્રધાન બંને ભણેલા ને સુઘડ હોય ત્યાં રાજાના ઉત્કર્ષ વિશે પૂછવું જ શું? જ્યાં કેળવણીથી સરખાપણું શોભતું હોય છે ત્યાં જ સ્ત્રીપુરુષનાં મન એક બીજા સાથે મળે છે.

મિથ્યા કેટલાએક જણ કહે છે કે સ્ત્રીજાત પુરુષજાતથી ઊતરતે દરજ્જે છે ને તે તેની દાસી છે. મિથ્યા કેટલાએક કહે છે કે તેનામાં મોટું જ્ઞાન મેળવવાનું સામર્થ્ય નથી. મિથ્યા કેટલાએક કહે છે કે જ્યારે તેઓ શીખવામાં વખત ગાળશે ત્યારે તેઓ પોતાનો ઘરધંધો ક્યારે કરશે ને તેઓ શું મરદનો ધંધો કરશે? ને મિથ્યા કેટલાએક કહે છે તેઓ કેળવણી લીધાથી બગડશે—તેઓમાં સ્વતંત્રતાનો જોસ્સો વધ્યાથી તેઓ અમર્યાદ થશે—તેઓ નઠારી ચોપડી વાંચી

બગડશે—લખાણની મારફતે સહેલથી કુકર્મ કરશે. કેળવણી તો દુર્ગુણને કહાડનારી છે; કેળવણીથી બગાડો થતો હોય તો તે પુરુષે પણ ન લેવી જોઈએ. હું તો કહું છું કે પુરુષના કરતાં સ્ત્રીનું મન વધારે કોમળ છે માટે એના ઉપર ભણતરની ને નીતિની છાપ બાળપણથી પડે તો તે કદી પણ જાય નહીં. વળી સ્ત્રીનો સ્વભાવ જન્મથી જ નઠારો ને ન સુધરે તેવો હોય તો જે સ્ત્રીઓએ પોતાના વિદ્યાસદ્ગુણથી મોટાં નામ મેળવ્યાં છે તેને વિશે શું કહેવું ? હાલમાં પણ આપણે જોઈએ છીએ કે સ્ત્રીઓ શીખી શકે છે. લખતાં આવડેથી દુરાચાર કરશે એ કહેવું પણ નિરર્થક છે. લખવું વાંચવું એ કંઈ કેળવણી નથી પણ તેનાં સાધન છે. એથી જ્ઞાન વહેલું ને સારું પ્રાપ્ત થાય છે ને બીજાંને આપી શકાય છે. વારુ, હું પૂછું છું કે લખતા નથી આવડતું તે સ્ત્રીઓ કુકર્મ નથી કરતી ? કુકર્મ કરવાં એને લખવા વાંચવા સાથે કશોય સંબંધ નથી. નીતિના બોધની ખામીથી અને નઠારી સંગતિથી કુકર્મ થાય છે એ કહેવું ખરું છે. જે સ્ત્રી નીતિની કેળવણી લેશે તે કુમાર્ગે જશે જ નહીં. લખવા વાંચવાથી કાળા કર્મ કરનારી સ્ત્રી કંઈ કેળવણી પામેલી કહેવાશે જ નહીં. સ્ત્રીઓને શીખવી તેમની પાસે પુરુષનાં કામ જરૂર જાણી કરાવવાં એમ નથી. પણ અગર જરૂર પડે અથવા અનુકૂળ હોય તો કરી શકે પણ એટલાને જ માટે તેમને શીખવવું એમ નથી—તેમને શીખવવું એટલા માટે કે તેઓ જ્ઞાન મેળવે—તેઓ પોતાનો સ્ત્રી—જાતનો ધર્મ સમજે—ઘર રૂડી રીતે ચલાવે—છોકરાંને કેળવણી આપે.

૯

# સ્ત્રી કેળવણી

જ્ઞાનબળથી આપણે બીજાં પ્રાણીઓ કરતાં ઊચાં છીએ. કેળવણીથી જ્ઞાનબળ પ્રાપ્ત થાય છે. માણસમાં સ્ત્રી પુરુષ બંને છે. સ્ત્રીના હક્ક ઘણા ખરા પુરુષ જેટલાં જ છે. પુરુષોની માફક સ્ત્રી પણ કેળવણી લઈ શકે છે. માટે જેમ આપણે પુરુષ હક્ક સમજી કેળવણીથી જ્ઞાનબળ વધારીએ છીએ તેમ સ્ત્રી સહાયરૂપે આપણાં બળમાં વધારો કરે છે. ભણેલી સ્ત્રી પરમમિત્રરૂપે સુખદુ:ખની વાતો કરવાની લહેજત વધારે છે ને દુ:ખ દૂર કરે છે; ભણેલી સ્ત્રી પ્રિયારૂપે રસભર્યું સુખ વધારે ને વધારે આપ્યાં કરે છે. જ્યાં રાજા ને પ્રધાન બંને ભણેલા ને સુઘડ હોય ત્યાં રાજાના ઉત્કર્ષ વિશે પૂછવું જ શું ? જ્યાં કેળવણીથી સરખાપણું શોભતું હોય છે ત્યાં જ સ્ત્રીપુરુષનાં મન એક બીજા સાથે મળે છે.

મિથ્યા કેટલાએક જણ કહે છે કે સ્ત્રીજાત પુરુષજાતથી ઊતરતે દરજ્જે છે ને તે તેની દાસી છે. મિથ્યા કેટલાએક કહે છે કે તેનામાં મોટું જ્ઞાન મેળવવાનું સામર્થ્ય નથી. મિથ્યા કેટલાએક કહે છે કે જ્યારે તેઓ શીખવામાં વખત ગાળશે ત્યારે તેઓ પોતાનો ઘરધંધો ક્યારે કરશે ને તેઓ શું મરદનો ધંધો કરશે ? ને મિથ્યા કેટલાએક કહે છે તેઓ કેળવણી લીધાથી બગડશે—તેઓમાં સ્વતંત્રતાનો જોસો વધ્યાથી તેઓ અમર્યાદ થશે–તેઓ નઠારી ચોપડી વાંચી

બગડશે—લખાણુની મારફતે સહેલથી કુકર્મ કરશે. કેળવણી તો દુર્ગુણને કહાડનારી છે; કેળવણીથી બગાડો થતો હોય તો તે પુરુષે પણ ન લેવી જોઈએ. હું તો કહું છું કે પુરુષના કરતાં સ્ત્રીનું મન વધારે કોમળ છે માટે એના ઉપર ભણતરની ને નીતિની છાપ બાળપણથી પડે તો તે કદી પણ જાય નહીં. વળી સ્ત્રીનો સ્વભાવ જન્મથી જ નઠારો ને ન સુધરે તેવો હોય તો જે સ્ત્રીઓએ પોતાના વિદ્યાસદ્ગુણથી મોટાં નામ મેળવ્યાં છે તેને વિશે શું કહેવું ? હાલમાં પણ આપણે જોઈએ છીએ કે સ્ત્રીઓ શીખી શકે છે. લખતાં આવડેથી દુરાચાર કરશે એ કહેવું પણ નિરર્થક છે. લખવું વાંચવું એ કંઈ કેળવણી નથી પણ તેનાં સાધન છે. એથી જ્ઞાન વહેલું ને સારું પ્રાપ્ત થાય છે ને બીજાંને આપી શકાય છે. વારુ, હું પૂછું છું કે લખતા નથી આવડતું તે સ્ત્રીઓ કુકર્મ નથી કરતી ? કુકર્મ કરવાં એને લખવા વાંચવા સાથે કશોય સંબંધ નથી. નીતિના બોધની ખામીથી અને નઠારી સંગતિથી કુકર્મ થાય છે એ કહેવું ખરું છે. જે સ્ત્રી નીતિની કેળવણી લેશે તે કુમાર્ગે જશે જ નહીં. લખવા વાંચવાથી કાળા કર્મ કરનારી સ્ત્રી કંઈ કેળવણી પામેલી કહેવાશે જ નહીં. સ્ત્રીઓને શીખવી તેમની પાસે પુરુષનાં કામ જરૂર જાણી કરાવવાં એમ નથી. પણ અગર જરૂર પડે અથવા અનુકૂળ હોય તો કરી શકે પણ એટલાને જ માટે તેમને શીખવવું એમ નથી—તેમને શીખવવું એટલા માટે કે તેઓ જ્ઞાન મેળવે—તેઓ પોતાનો સ્ત્રી—જાતનો ધર્મ સમજે—ઘર રૂડી રીતે ચલાવે—છોકરાંને કેળવણી આપે.

સ્ત્રી કેળવણીથી થતા લાભમાં મોટો તો આ છે કે સ્ત્રીઓ પોતાના પુરુષને અંતઃકરણથી ચહાય છે ને જ્યાં પ્રીત છે ત્યાં બંને પોતાને સુખ થાય તેમ પોતાની આબરુ વધે ને પોતાના બાળકનું ભલું થાય તેમ કરવામાં હોંસથી કેમ ઉદ્યોગ નહીં કરે ? કેળવણી પામેલી સ્ત્રી પોતાના પિયુની લાડતી પ્યારી, સાચવટથી હંમેશ વળગી રહે તેવો દોસ્ત, સલાહમાં વજીર ને કામ કરવે ચાકર થઈ રહે છે. ભણેલી સ્ત્રી સુખમાં ગમ્મત ને દુઃખમાં દિલાસો આપે છે. પુરુષના ઉદ્ધત જોસ્સાને નરમ પાડનાર અને દુખિયારા પુરુષનાં આંસુ લૂછનાર તેને પોતાની વહાલી ભણેલી સ્ત્રી જેવું કોણ છે ? સંકટમાં સગાંવહાલાંદોસ્ત સૌ આઘાં ખસી જાય છે—ફક્ત સ્ત્રી જ તેની થઈ રહે છે. હાલમાં જે થાય છે તે લોકલાજથી, હવે જે જશે તે નિજઉમંગથી ને પોતાની ફરજ સમજીને. કેળવણી પામેલું સ્ત્રીરત્ન કદી પોતાનું તેજ ખોતું નથી—જેમ જેમ તે વપરાય છે તેમ તેમ તે વધારે પ્રકાશ આપે છે. દુનિયાનો છેડો પોતીકું ઘર ને ઘરનો છેડો પોતાની સ્ત્રી એ કહેવું ખોટું નથી. જેમ સ્ત્રી વિના સંસાર સૂનો છે તેમ કેળવણીરહિત સ્ત્રીથી સંસાર સિંહવાઘના વાસવાળું ભયંકર રાન છે અને ભણેલી સ્ત્રીથી સંસાર એક રમણીય બાગ છે.

ઘર ચલાવવું, ઘરનાં માણસને સુખી કરવાં, ને છોકરાંઓ મોટપણે પોતાની વારીમાં રૂડાં માબાપ નીકળી આવે એને સારુ તેઓને તૈયાર કરવાં—એ ધર્મકર્મ

સ્ત્રીઓનાં છે—પણ જ્ઞાન વિના તે શું કરી શકે? આજકાલ જોઈએ છીએ તો સ્ત્રી રસોડાંસંબંધી કામમાં ગુંથાયલી હોય છે ને કૂથલી કરવામાં ને કુટડાં દેખાવામાં ને પરણમરણ સંબંધી રૂઢિયોમાં સરસાઈ બતાવવામાં સ્ત્રીઓ સુખ માની લે છે ને પોતાનો અમૂલ્ય કાળ નિરર્થક ગાળે છે. આપણો ધર્મ શો છે, આપણો લક્ષ કીયા ઊંચા ઉદ્દેશ પ્રત્યે થવો જોઈએ, ઊંચી જાતનું સુખ તે શું એ વિષયો વિશે સ્ત્રીઓને કંઈ જ જાણ નથી—ખરેખર તે બિચારી દયા આણવાજોગ હાલતમાં છે. એ દાસીપણાની ને દયામણી હાલતમાંથી બહાર નીકળી, ધર્મશાસ્ત્ર તથા ડોશીશાસ્ત્રમાંની કેટલીક શિક્ષાથી જે દુઃખદાયી ઝાંઝરિયાં પહેર્યાં છે તેને તોડી નાંખતી થાય, પોતાની બુદ્ધિ ખેડવાના અને નીતિ સમજવાના ઉદ્યમમાં રહી તેમાં વધારો કર્યાં કરતી થાય, પોતાના સ્ત્રીજાતના હક્ક સુખને અર્થે વિચાર કરતી થાય અને પોતાનાં છોકરાં પછવાડેથી મોટાં મોટાં કામ કરે, યશ મેળવે ને સુખ ભોગવે તેને સારુ તેઓને કેળવતી થાય એ દહાડા જોવાની આશા રાખવી એ જ ખુશ કરતું છે તો પછી તે દહાડો પ્રત્યક્ષ જોવો એ કેટલું હૈડું ઠારતું ને સુખ આપનારું સમજવું!

જ્યાંસુધી સ્ત્રીઓના ઉપરથી ધિક્કાર ખસ્યો નથી, જ્યાંસુધી જેમ આપણામાં પૂર્વે સ્ત્રીઓનાં માન હતાં ને હાલના સુધરેલા દેશોમાં છે તેમ આપણી સ્ત્રીઓ પુરુષથી માન નહીં પામે ત્યાંસુધી તે બિચારીઓ તથા આપણે પણ

સંસારના ઊંચા લહાવા લઈ શકવાના નથી. જ્યારે, સ્ત્રી વિનાનું ઘર નહીં ને સ્ત્રીથી સઘળાં સુખ ત્યારે એને કેમ ન કેળવણી આપવી ? જે કેળવણીથી તેના સદ્‌ગુણને પુષ્ટિ મળે ને સદાચરણ દૃઢ થાય, જે કેળવણીથી તે દેશસુધારાના કામમાં આગળ પડીપડીને યશ મેળવતી થાય, તે ટૂંકામાં– જે કેળવણીથી તે અહીંનાં ને તહીંનાં ઊંચી જાતનાં સુખ ભોગવે તે કેળવણી અભાગી અબળાને સુભાગી સબળા કરે તેવો દહાડો ઈશ્વરની કૃપાથી અને આપણા પરિશ્રમ તથા ઉત્તેજનથી વહેલો આવો.

—નર્મદાશંકર

## ૧૦

# વિધવાવિવાહ

વિધવાવિવાહ પણ સ્વતંત્રતાની ભાવનાનો વિષય છે. લગ્ન ખંડિત થયા પછી ભાંગેલું જીવન કેમ સાંધવું એ પોતાને માટે પોતાની મેળે નિર્ણય કરવાનો અધિકાર દરેક પુરુષને અને દરેક સ્ત્રીને હોય એ જ એ વિષયમાં સ્વતંત્રતાનો માર્ગ છે. વિવાહિત જીવનમાં એટલા બધાં સંકુલ અનુભવોનો સમાવેશ થાય છે કે તેમાં તૂટ પડયા પછી કેવું જીવન ગાળવું એ વિશે બધી વ્યક્તિઓને એકસરખી વૃત્તિ થતી નથી. કોઈને વૈરાગ્યની વૃત્તિ થાય છે કોઈને બાકી રહેલા કુટુંબમાં સમસ્ત સ્નેહ પરોવવાની વૃત્તિ થાય છે, કોઈને ધંધામાં મશગુલ થવાની વૃત્તિ થાય છે, કોઈને

જનસમાજનાં કાર્યોમાં મન એકાગ્ર કરવાની વૃત્તિ થાય છે, અને કોઈને ફરી વિવાહીત જીવનમાં પ્રવેશ કરવાની વૃત્તિ થાય છે. વચટ ઉંમર સુધી આ છેલ્લી વૃત્તિ ઘણી સાધારણ હોય છે. અને વચટ ઉંમરથી અગાડી વધ્યા પછીના કાળમાં પણ આ વૃત્તિ, અર્થાત્ ફરી લગ્ન કરવાની વૃત્તિ, કેટલાકમાં ઘણી બળવાન માલૂમ પડે છે. આવી વિવિધતાની દશામાં સૌ પોતપોતાની રુચી અનુસાર માર્ગ ગ્રહણ કરે તો જ સ્વતંત્રતા રહી શકે; સૌ પાસે એક સરખી વૃત્તિ ધારણ કરાવવાથી સ્વતંત્રતા નષ્ટ થાય છે. વૃદ્ધ પુરુષ લગ્ન કરવા ઇચ્છે તો તેથી કોઈ બાળસ્ત્રીની સ્વતંત્રતા છીનવી લેવાવી ન જોઈએ. પણ વૃદ્ધ પુરુષ અને વૃદ્ધ સ્ત્રી સ્વતંત્ર ઇચ્છાથી લગ્ન કરે તો તેની યોગ્યાયોગ્યતા પર ટીકા થઈ શકે પણ એવા લગ્ન જનસમાજના કાયદાથી અટકાવવાં એ સ્વતંત્રતાની ભાવનાથી વિરુદ્ધ છે. વિધુર પુરુષને કે વિધવા સ્ત્રીને વૈરાગ્યની વૃત્તિ થઈ હોય તો તે છતાં તેને ફરી લગ્ન કરવાની ફરજ પાડવી ન જોઈએ. તેજ પ્રમાણે તેને ફરી લગ્ન કરવાની વૃત્તિ થઈ હોય તો તે છતાં તેને વૈરાગ્ય ધારણ કરવાની ફરજ પાડવી ન જોઈએ. વિધવા સ્ત્રીને માટે વૈરાગ્યનો કે જનસમાજની સેવાનો માર્ગ દર્શાવવામાં આવે છે તે વેળા એ વાત ભૂલી જવાય છે કે વૈરાગ્યમાં અને જનસમાજની સેવામાં વિધુર પુરુષો પણ વિધવાઓની પેઠે જ પ્રવેશ કરી શકે છે. પણ ફરી લગ્ન કરવું કે વૈરાગ્ય ધારણ કરવો કે જનસમાજની સેવામાં પ્રવૃત્ત થવું કે બીજો કોઈ માર્ગ લેવો: એ સર્વની

સ્વતંત્રતા પુરુષોને આપવામાં આવે છે અને સ્ત્રીઓને એવી સ્વતંત્રતા શા માટે ન હોય એનું કશું યોગ્ય કારણ અપાતું નથી. ' યોગ્ય કારણ અપાતું નથી ' એમ કહેવાનો હેતુ એ છે કે જ્યાં કોઈ સમાજમાં વિધવા સ્ત્રીને લગ્નની સ્વતંત્રતા ન આપવાનાં કારણો દર્શાવવામાં આવે છે ત્યાં તે કારણના મૂળમાં બે અધમ ભાવ રહેલા હોય છે: (૧) પુરુષ પોતાને સ્ત્રીનો માલીક સમજે છે અને એમ માને છે કે પુરુષ એક પછી એક કે સામટી ગમે તેટલી સ્ત્રીઓનો માલીક થાય પણ સ્ત્રી તો એક જ પુરુષની માલીકીની હોવી જોઈએ; અને (૨) પુરુષ ગમે તેટલી સ્ત્રીઓનો ભોક્તા થાય પણ સ્ત્રીઓ એક પુરુષની ભોગ્ય હોવી જોઇએ. બીજાં જે કારણ દર્શાવવામાં આવે છે કે તેનું પૃથક્કરણ કરતાં પણ આ ભાવ તેમાં અન્તર્ગૂઢ રહેલો નજરે પડે છે. એમ કહેવામાં આવે છે કે વિધવા ફરી લગ્ન કરે તો પ્રેમની ભાવના ખંડિત થાય, કેમકે દંપતીપ્રેમ તો એક વ્યક્તિનો એક વ્યક્તિ માટે જ હોવો જોઈએ અને તેમાંથી એક પાત્રનું મૃત્યુ થાય તો તે પછી પણ તે પાત્ર માટે જ બીજા પાત્રનો પ્રેમ ચાલુ રહેવો જોઇએ. પ્રેમનો આ સિદ્ધાંત વિધુર પુરુષને શા માટે લાગુ પાડવામાં નથી આવતો તેનો ઉત્તર એટલો જ આપવામાં આવે છે કે પુરુષને તે લાગુ પાડવામાં આવે તો સારું ખરું; પરંતુ, વિધવા સ્ત્રીઓને ફરી લગ્ન નહીં કરવાની ફરજ પાડનારા અને વિધવાવિવાહની સામે થનારામાંથી કોઈ વિધુર પુરુષોને ફરી લગ્ન નહીં કરવાની ફરજ પાડવાનો

પ્રયાસ કરતા જોવામાં આવ્યા નથી. પુરુષને એ છૂટ હોવી જોઈએ એવી તેમની માન્યતા તેમના વર્તનમાંથી નીકળે છે. હિંદુ પ્રજામાં પુરુષો વિધુર થયા પછી ફરી લગ્ન કરી શકે છે અને કરે છે. વિધુરો લગ્ન કર્યા પછી ફરી વિધુર થતાં ફરી લગ્ન કરે છે. તે છતાં હિન્દુ પ્રજામાં પ્રેમની ભાવના કેમ ખંડિત થઈ નથી એનો ઉત્તર હજુ સુધી અપાયો નથી. પ્રેમની ભાવના બળાત્કારથી જળવાઇ એમ કોઈ દિવસ બન્યું નથી. સ્ત્રી કે પુરુષ પ્રેમ ખાતર પોતાની સ્વતંત્ર ઈચ્છાથી વૈધવ્ય કે વિધુરતા પાળે તો જ પ્રેમની ભાવના જળવાય. વૈધવ્ય ફરજિયાત રીતે પળાવવાના કારણમાં જેઓ પ્રેમની ભાવના જાળવવાનો ઉદ્દેશ ધરાવે છે તેમને ઉપર કહેલા માલકી અને ભોગના ભાવ અંદરથી પ્રેરે છે એમાં શક નથી.

સંયમ એ મૂલ્યવાન વસ્તુ છે; એને ખાતર વિધવાઓને ફરી લગ્ન કરતાં અટકાવવી જોઈએ એમ પણ કહેવામાં આવે છે. સંયમ એ બેલાશક મૂલ્યવાન વસ્તુ છે. પણ આપણી સંસારઘટનામાં જે સંયમ લક્ષ્ય છે તે ગૃહસ્થાશ્રમનો સંયમ, સંન્યાસનો સંયમ નહીં. સંન્યાસનો સંયમ જો લક્ષ્ય હોય તો તો સંસારના કર્તવ્ય સારુ ધંધો કરી ધનપ્રાપ્તિ કરવાની પણ ન રહે, આપણા ઘરબાર લુંટાઈ જતાં અટકાવવાનો પ્રયત્ન કરવાનો પણ ન રહે, દેશનું રાજતંત્ર પ્રજાના હાથમાં લેવાનો, રાજવ્યવસ્થાના

મોટા ઓદ્ધાઓ પ્રજાજનોને અપાવવાનો પ્રયાસ કરવાનો પણ ન રહે. સંન્યાસના સંયમથી એ સર્વ સાધ્ય થાય. પરંતુ, સ્ત્રી-પુરુષોએ ગૃહસ્થાશ્રમમાં રહેતાં ઇન્દ્રિયોને વશ રાખવી, સુખોપભોગને નિયમમાં રાખવો, એ સંયમ આપણે માટે લક્ષ્ય છે, અને તે છતાં વિધુર પુરુષ માટે ગૃહસ્થાશ્રમીનો સંયમ ઇષ્ટ છે અને વિધવા સ્ત્રી માટે સંન્યાસીનો સંયમ ઇષ્ટ છે એમ કેમ કહી શકાશે? સંન્યાસીનો સંયમ પણ વ્યકિતની ઇચ્છાથી ઉત્પન્ન થયેલો હોય ત્યારે યથાર્થ હોય છે, બળાત્કારે સંન્યાસી બનાવેલાનો સંયમ નામનો જ હોય છે, તેની કશી કિંમત હોતી નથી. વિધુર પુરુષને લગ્નવિષયમાં વૈરાગ્ય અ-વૈરાગ્યની પસંદગીની છૂટ હોય છે એટલું જ નહીં પણ તેને કેશવપન કરાવી શરીરને વિરૂપ કરવું નથી પડતું; વસ્ત્રાભૂષણમાં, આહારમાં અને નિત્ય જીવનમાં વૈરાગ્ય લેવો નથી પડતો. આ બધી બાબતમાં વિધુર પુરુષો માટે સંન્યાસીનો સંયમ ઇષ્ટ નહીં અને વિધવા સ્ત્રી માટે તે ફરજિયાત શા માટે? સ્વતંત્રતાવિરોધી ફરજિયાત સંયમનો આગ્રહ જેઓ વિધવાઓ માટે જ કરે છે તેમનાં ઉદ્દેશનો ખુલાસો પણ ઉપર કહેલા માલીકી અને ભોગના ભાવનાપ્રેરક બળથી થાય છે. લગ્ન થયા પછી જે બાળા કૌમારઅવસ્થામાં વિધવા થઇ હોય તેને જ ફરી લગ્ન કરવા દેવું એ મતમાં પણ સ્ત્રી એક જ પુરુષ માટે ભોગ્ય તરીકે જળવાવી જોઇએ એ અધમ ભાવ રહેલો છે.

વિધવાને ઉપજીવિકાનું સાધન ન હોય તો તેણે પોતાના સગાના કે મરનાર ધણીના પિત્રાઈના કુટુંબમાં સેવક થઈ રહેવું, અને ત્યાં રસોઈ કરી, વાસીદાં વાળી, લુગડાં ધોઈ પેટ ભરવું: એ માર્ગનો ઉપદેશ પણ સ્વતંત્રતાની ભાવનાને નષ્ટ કરવા પ્રવર્તે છે, એવી સ્ત્રી ફરી લગ્ન કરી ગૃહિણી તરીકે પોતાના ઘરની માલીક થઈ આયુષ્ય ગાળે એથી સ્વતંત્રતાની ભાવના પુષ્ટ થાય—સ્વાતંત્ર્ય માટેની માનવ-હૃદયની ઉત્કંઠાનો ઉલ્લાસ થાય કે તે બીજાના ઘરમાં દાસી થઈ આયુષ્ય ગાળે તેથી એ પુષ્ટિ અને એ ઉલ્લાસ થાય તેનો નિર્ણય કરવો કઠણ નથી.

વિધવાઓનું સ્વાતંત્ર્ય ખુંચાવી લઈ હિન્દુસમાજ સ્વતંત્રતાની ભાવના સામેના અપરાધની ભારે શિક્ષાનો ભોગ થઈ પડ્યો છે. શુદ્ધ, સરલ જીવનનાં અનેક સ્થાન નષ્ટ થઈને તે ઠેકાણે દુરાચાર, અનીતિ અને નિર્લજતા પ્રવર્ત્યાં છે. માતાના અગાધ શિશુપ્રેમના અનેક સંભવ કદર્થિત થઈ તેને સ્થળે બાળહત્યા અને કઠોરતા ઉદ્ભૂત થયાં છે. ગૃહસ્થાશ્રમના હૃદયવિકાસથી થતાં દેશોન્નતિના અનેક પ્રસંગ દબાઈ જઈ તેવા વિકાસની અધિકારિણી નિર્વેદ, નિરાશા અને દુઃખના ખાડામાં પડી છે. જ્યાં સ્વાર્થ, પક્ષપાત અને અન્યાયથી વિધવાઓની સ્વતંત્રતા છીનવી લેવામાં આવે, જ્યાં વિના અપરાધે વિધવાઓના હૃદય કચરી નાંખવામાં આવે, જ્યાં વિધવા તરફ દિલસોજી હોવાના બદલે તેને શાપિત ગણવામાં આવે, અપશુકનરૂપ ગણવામાં આવે,

શાપનો ભારો ગણવામાં આવે; જ્યાં વિધવા માટે કુરૂપતા, કષ્ટ અને દાસત્વ નિર્માણ કરવામાં આવે, જ્યાં વિધવાઓનો વારસો પણ સંકુચિત કરી વામાં આવે, જ્યાં મનુષ્ય પ્રકૃતિ વિરુદ્ધ વિધવાઓને પરાણે વૈરાગ્યમાં ઉતારવાના પ્રયત્નથી તેમને અનીતિના અને કઠોરતાના માર્ગમાં હડસેલી દેવામાં આવે, ત્યાં પ્રજામાં સ્વતંત્રતાની ભાવનાનો પરિપૂર્ણ ઉદય શી રીતે થાય ? શું દાસત્વના અને સ્વતંત્રતાના ઘુંટડા વારાફરતી પી શકાય છે ? શું રાતે ગુલામગીરી અને દહાડે સ્વતંત્રતા એવી વહેંચણી થઈ શકે છે ? શું સંસારમાં પરતંત્રતાની ભાવના અને રાજવ્યવહારમાં સ્વતંત્રતાની ભાવના એવો વિષયવિભાગ થઈ શકે છે ? પ્રજાજીવન જો વિવિધ વિષયના પ્રજાના ભાવો અને ભાવનાઓથી બનતી સમગ્ર વસ્તુ હોય તો સ્વતંત્રતા માટે મથતી પ્રજાના સમાજ બંધારણમાં વિધવાઓની સ્વતંત્રતાનો વિધ્વંસ કરવો એ ઘટના કયા માનસશાસ્ત્ર, કયા ઇતિહાસ, કયી રાષ્ટ્રનીતિને આધારે ટકશે ?

—રમણભાઈ



૧૧

## સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર

કેટલાક કહે છે કે અર્વાચીન જગતનું લક્ષણ છાપવાની કળા છે. અને એને લીધે વિચારોનો વિસ્તાર થયો અને માનવોનો મોટો સમૂહ માણસાઈમાં આવ્યો. કેટલાક એમ

પણ કહે છે કે વિજ્ઞાનની પ્રગતિ એ આ યુગનું મુખ્ય લક્ષણ છે, કારણ કે હાલની નવી દુનિયાની રચના વિજ્ઞાનની શોધો ઉપર જ રચાઈ છે. કલાવિદો કલાના પુનરુદ્ધારમાં આ યુગનું મહાન લક્ષણ સમાવે છે, પણ આ યુગનું પ્રધાન લક્ષણ "સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકાર" ને જ ખરેખરું ગણી શકાય તેમ છે.

પ્રાચીન કાળથી માંડીને છેક ઓગણીસમી સદી સુધી સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કદી યે થયો ન હતો. અને એને લીધે એમની માનવતાનો વિકાસ પૂરેપૂરો ભાગ્યે જ થતો–અથવા નહોતો જ થતો એમ કહીએ તો ચાલે. યુરોપમાં ને એશિયામાં વ્યકિતત્વવાળી સ્ત્રીઓ, છૂટાછવાયા દાખલાઓ બાદ કરતાં, ઈતિહાસમાં ભાગ્યે જ નજરે પડે છે; અને તેમાંએ સદ્‌ગુણી વ્યકિતત્વશાળી સ્ત્રીઓ તો કોઈક જ જડે છે. એનું કારણ માત્ર એક જ કહી શકાય. સ્ત્રીઓનો મુખ્ય સદ્‌ગુણ પુરુષોને વશવર્તી થઈ ચાલવામાં અને આજ્ઞાપાલનમાં ગણાતો. આપણે ત્યાં न स्त्री स्वातंत्र्यमर्हति એ સૂત્ર સદાકાળ માન્ય ગણાતું આવ્યું છે. અને બીજા દેશોમાં એવા જ પ્રકારનાં સૂત્રોને આધારે સંસાર રચાયો છે. પરિણામે જેમનાં સ્વભાવ ને પ્રતાપ સદ્‌ગુણી સ્ત્રીઓના પત્રકમાંથી બાદ થવાની બીકે પણ દબાયાં નથી એવી જ સ્ત્રીઓ પ્રતાપી તરીકે ઈતિહાસમાં અમર થઈ છે.

સ્ત્રીઓના સ્વતંત્ર વ્યકિતત્વના સ્વીકારની આ યુગની ભાવનાને લીધે આ જાતનો ભય ઘણેખરે અંશે હવે જતો

રહ્યો છે. સ્ત્રીઓને આગળ આવવા માટે ખાસ પ્રપંચ રચવા પડતા હોય કે સદ્‌ગુણો ત્યજવા પડતા હોય એવું હવે નથી.

આ ભાવનાના સ્વીકારની સાથે ઘરમાં અને સમાજમાં સ્ત્રીપુરુષના સંબંધમાં અને આદર્શમાં પણ ઘણા મહત્વના ફેરફારો થવા માંડ્યા છે. સ્ત્રી એ હવે માત્ર સંસાર ચલાવવાનું સાધન, સૃષ્ટિક્રમને ચાલુ રાખવાને સર્જાએલો એક પદાર્થ, પિતૃઓને સ્વર્ગમાં મોકલવા માટે આવશ્યક જરૂરિયાત કે ઘર અને જાત સંભાળવા માટે આણેલી એક દાસી તરીકે નથી રહી, પણ હવે તો પુરુષની ભાવનાની સહચરી અને એના કાર્યોમાં ભાગ લેનારી સખી એ બની છે. સામાજિક અને રાજકીય પ્રશ્નોમાં, ઘરના અને બહારના વ્યવહારમાં એનો સહચાર હવે આવશ્યક ગણાયો છે. જગતના વ્યવહારમાં એ હવે નકામું, પુરુષને જેમ તેમ કરી ખેંચી જવું પડે એવા અંગ તરીકે નથી રહી.

[૧]

[ અહીં લેખકે હિન્દુસ્થાનમાં પ્રાચીન કાળથી માંડીને આજપર્યંત સ્ત્રીઓની કેવી દશા હતી તેની ચર્ચા કરી છે. તેઓ એમ કહે છે કે વેદકાળમાં સ્ત્રીઓની સ્થિતિ ઊતરતી નહોતી; પરંતુ મહાભારતના સમયમાં, અને ખાસ કરીને રામાયણ લખાયું તે વખતે, એમનો મોભ્ભો ઊતરતો ગયો—બલકે, સ્ત્રીએ રાજીખૂશીથી પોતાના વ્યક્તિત્વનો લોપ થવા દીધો ને પુરુષનું દાસત્વ સ્વીકાર્યું. મુસલમાન યુગમાં સ્ત્રીઓને પડદા પાછળ પુરાવું પડ્યું; ને તેમની પરાધીનતા વધારે સ્થાયી અને દૃઢ બની. ]

સ્ત્રીની આ જાતની દશાને લીધે માનવસમાજ પર શી અસર થઈ? સૃષ્ટિક્રમનું અડધું અંગ સ્ત્રી, તે ઘર સિવાયના બીજા કોઈ પણ કાર્યક્ષેત્રને માટે લગભગ નકામું થયું. એની દૃષ્ટિ એટલી સંકુચિત થઈ ગઈ કે કોઈ પણ પ્રકારનો બહારનો નવો વિચાર ગ્રહણ કરવાને તે લગભગ અશક્ત થઈ ગઈ. અને એની અસર પુરુષો પર પણ થતાં એમની દૃષ્ટિમર્યાદા પણ ઘણી જ સાંકડી થતી ગઈ. મધ્યકાલમાં તો આપણે ત્યાં ભાગ્યે જ એવા નર પાક્યા છે કે જેમણે જગતનું એક પણ નવું સત્ય શોધી કાઢ્યું હોય, અથવા જેમના બુદ્ધિપ્રવાહે જૂની વસ્તુઓને પણ રસભર કરી હોય.

દ્રૌપદીના સમયથી માંડીને સ્ત્રીને વહેંચી લેવા યોગ્ય, હોડમાં મૂકવા યોગ્ય અને અપમાન કરવા યોગ્ય ગણવામાં સંસ્કારી જનોને સંકોચ નડ્યો હોય એવું દેખાતું નથી. પતિની પાછળ સતી થવાનો રિવાજ સ્ત્રીનું જુદું અસ્તિત્વ જ સ્વીકારવાની ના પાડે છે. સ્ત્રી માત્ર ઉપભોગનો પદાર્થ, ન ગમે ત્યારે ફેંકી દેવાય એવો, દૂર કરાય એવો, એવી કંઈ માન્યતા તો આજથી પચીશત્રીશ વર્ષ પહેલાં ઠેરઠેર જડતી અને હજુ પણું ઘણે સ્થળે એનાં દર્શન થયા વિના રહેતાં નથી. મનુ મહારાજની હજારો વર્ષથી પળાતી આવેલી આજ્ઞા સ્ત્રીઓને અન્નવસ્ત્રથી સંતોષવાનું ફરમાવે છે કારણ કે સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી એ તો સૃષ્ટિનો અચલ નિયમ હોય એવી તેમની દૃઢ માન્યતા છે. આ બધા પરથી એટલું તો ચોખ્ખું દેખાય છે કે સ્ત્રીઓ અસલ વધારે સ્વતંત્ર અને સુખી હતી એ માન્યતા તદ્દન આધાર વિનાની છે.

અસલમાં લગ્નની રીતિમાં સ્ત્રીની પસંદગીને અવકાશ જ ન હતો તે નિર્વિવાદ વાત છે. કોઈ કોઈ રાજાની કુંવરીઓના સ્વયંવર વાંચવામાં આવે છે. જો એ બધા ખરા જ સ્વયંવર હોય તો તે પ્રથા પણ પાછલા કાળમાં લગભગ અદૃષ્ટ થઈ ગઈ હતી. સાધારણ જનસમાજમાં તો એટલીએ છૂટ હતી એમ માનવાને કંઈ કારણ નથી.

કેટલાક કવિઓની સુંદર કલ્પના બાદ કરીએ તો કુટુંબમાં સ્ત્રી પુરુષોને આધીન હતી. પતિને પ્રસન્ન રાખવો ને ઘર સાચવવું એ એના જીવનનું મુખ્ય કર્તવ્ય હતું. વંશની વેલ વધારનારી તે હતી છતાં બાળકો પરનો હક્ક પિતાનો જ ગણાતો. પુરુષને એના તરફ એકનિષ્ઠા સાચવવાનું જરા પણ બંધન ન હતું, છતાં આંધળા, લૂલા, લંગડા કે મુરખા પતિને પરમેશ્વર લેખી ભક્તિ કરી જીવન સમર્પણ કરવાનું એને તો ખાસ ફરમાન હતું. આવી સ્થિતિમાં સમાનતાનો અંશ પણ ક્યાંથી સંભવે ? ભલે સ્ત્રીઓ આ સ્થિતિમાં સુખ માનતી હોય; ગુલામો પણ ગુલામી નાબૂદ થઈ ત્યારે એમની જૂની સ્થિતિમાં સુખ હતું એવો પોકાર કરવા લાગ્યા હતા. જન્મભરનો કેદી કેદખાનાની બહાર આવતાં ક્ષણિક દુઃખ અનુભવે છે, પણ તેથી એની પરંતત્રતામાં સુખ હતું એમ ન કહેવાય.

કાયદા અને ધર્મમાં પણ સ્ત્રીનું સ્થાન ઘણું જ ઊતરતું હતું અને હજુ યે છે. કાયદા અને ધર્મ એ સમાજની આરસી છે. ને સમાજ જેવો હોય તેનું ખરું પ્રતિબિંબ એ

ઝીલે છે. જે જે દેશમાં સ્ત્રીને પતિની મિલકતમાં હક નથી પણ માત્ર ભરણપોષણની જ તેને અધિકારી ઠેરવી છે અને જ્યાં દૂરના પિત્રાઈઓ કરતાંએ એનો હક્ક ઓછો ગણવામાં આવે ત્યાં સ્ત્રી પુરુષની અર્ધાંગના છે એ શબ્દોને શબ્દજાળ સિવાય બીજું શું કહી શકાય ?

ધર્મમાં પણ સ્ત્રીઓને શૂદ્રો ને બાળકોની હારમાં મૂકી છે. એનાથી વેદોચ્ચાર શ્રવણ થાય નહીં, એને દ્વિજ થવાનો અધિકાર નહીં, સ્વર્ગમાં જવાને સારુ પણ એને પતિસેવા કર્યા સિવાય બીજો રસ્તો નહીં. દિગંબર જૈન જેવા ધર્મમાં તો સ્ત્રીને મોક્ષ હોઈ શકે જ નહીં. ઘણાં પાપો કરે તેજ સ્ત્રી જન્મે એવું ઘણાં ધર્મશાસ્ત્રો માને છે, અને પુરુષોની અધોગતિનું કારણ સ્ત્રીઓને ગણીને. એમનો ત્યાગ કરવાની આજ્ઞાઓ ઘણાં ધર્મશાસ્ત્રોમાં કરેલી દેખાશે.

આપણી સ્ત્રીઓની આર્થિક નિરાધારીનો પ્રશ્ન દિવસે દિવસે વધારે અસહ્ય થતો જાય છે. ભૂતકાળના કોઈ પણ સમય કરતાં અત્યારે એની ઉગ્રતા વધી છે. સંસાર સુખી હોય તો સ્ત્રીને કમાવાની પરવા રહેતી નથી. પણ સુખ ન સાંપડે તો ! આપણા સમાજમાં સ્ત્રીથી જાતે કમાવા જવાય નહીં. કમાવા જાય તો કમાવાનાં સાધનો નથી અને કમાઈ શકાય તેવી કેળવણી પણ નથી. અને તેથી જિંદગીમાં કમાવાની જરૂર પડે ત્યારે પણ તેને પારકાને આધારે રહેવું પડે છે. હજારો વિધવાઓ અને જેમનો સંસાર નિષ્ફળ ગયો હોય એવી પરણેલી સ્ત્રીઓ આટલા જ ખાતર જીવન

નિરાધારીમાં વિતાવે છે. કુમારી સ્ત્રી આપણા સંસારમાં નથી હોતી તેનું કારણ પણ આજ છે. સમાજના નાના મોટા ઘણા પ્રશ્નોનો નિકાલ આ પ્રશ્ન પર રહ્યો છે.

[ ૨ ]

પ્રાચીન દુનિયામાં સ્ત્રીનું સ્થાન જોયું. હવે આપણી દુનિયામાં નવી ભાવનાના—સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારથી શા શા ફેરફારો થયા છે તે જોઈએ.

સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારથી સ્ત્રી એ મિલકત છે એવી માન્યતાનો લોપ ભાવનાના પ્રદેશમાં અને ઘણે અંશે વ્યવહારમાં થવા માંડયો છે—થયો છે. આ ભાવનાની રેલ આગળ વધતી પ્રજાઓમાં ફરી વળી છે. આપણે ત્યાં થોડા વર્ષ પછી આ જળ ફરી વળશે એમ લાગે છે.

જ્યાં જ્યાં આ ભાવના સ્વીકારાએલી છે ત્યાં ત્યાં આપણા કેળવાએલા વર્ગમાં—સ્ત્રી પુરુષ વચ્ચેના સંબંધની ભાવના ફેરવાવા માંડી છે. સ્ત્રી એટલે અબળા—ગાય, જ્યાં દોરે ત્યાં જાય એવું નહીં, પણ મન, બુદ્ધિ, અને હૃદય જેનાં ખીલેલાં છે એવી સ્વતંત્ર વ્યક્તિ. એને જરૂરિયાતો હોય, એની ખાસ વિશિષ્ટતાઓ હોય, એને પણ આનંદ જોઈએ, એને પણ મન અને બુદ્ધિને સંતોષવાનાં હોય. આ બધા વિચારો—આચારથી નિરાળા એવા વિચારો—સંસ્કારી જનોમાં લગભગ મતભેદ વિના પ્રસર્યા છે. લગ્નમાં સ્ત્રીની પસંદગી હવે પુછાય છે, મહત્વની મનાય છે, એ પણ આ ભાવનાનું જ પરિણામ છે.

કુટુંબમાં પણ તે માતાપિતાના જેટલા જ માનને પાત્ર છે. બાળકોની કેળવણીમાં પિતા કરતાં માતાની જવાબદારી વધારે છે અને તેથી તેની પસંદગીને વધારે મહત્વ મળવું જોઇએ; એ સૂત્રો વ્યવહારમાં હજુ આપણા દેશમાં પૂરેપૂરાં અમલમાં નથી મુકાયાં પણ સિધ્ધાંત તરીકે તો લગભગ એનો સ્વીકાર થઈ ગયો છે. કુટુંબમાં પણ હવે સ્ત્રી વગર મુલ્યે સેવા કરનારી દાસી નહીં પણ કુટુંબની અધિષ્ઠાત્રી બની છે. ઘણાખરા કેળવાએલા કુટુંબોમાં પુરુષ માત્ર કમાઈ જ લાવે છે. કમાણીની વ્યવસ્થાનો ભાર સ્ત્રીને જ શિર હોય છે.

કાલની નૈતિક ભાવનાઓમાં પણ ફેરફાર થવા માંડયો છે. પહેલાં બાર વર્ષ ઉપરાંતની કુંવારી છોકરી શંકાની નજરે જોવાતી, પુનર્લગ્ન કરનાર સ્ત્રીઓ અધમમાં અધમ ગણાતી; પુરુષોની સાથે વધારે સંસર્ગમાં ચાલનાર સ્ત્રી દુરાચારી ગણાતી, હવે આ બધી માન્યતાઓ અદ્રશ્ય થવા માંડી છે મન, વાણી અને કર્મની એકાગ્ર પવિત્રતા હોય તો જ માણુસ પવિત્ર કહેવાઈ શકે એવી દુઃસાધ્ય ભાવનાને માત્ર સ્ત્રીઓ પાસેજ સધાવવાને આગ્રહી સમાજ એક વાર ગોવર્ધનરામની કુસુદસુંદરીને અસતીની કોટિમાં ગણતો. આવા પ્રસંગોમાં સમાજ હાલ એટલી સખતાઇથી મત બાંધતો નથી. સ્ત્રીઓનાં હૃદય માત્ર સમાજની ઇચ્છાનુસાર વાગનારી ગ્રામોફોનની ચુડીઓ નથી પણ એમને સ્વયંભૂ ઊર્મિઓ અને વૃત્તિઓ થાય એવાં અંતઃકરણ છે એ વાત ધ્યાનમાં

લેવાય છે. એકપત્નીવ્રતનો સમાજના મોટા ભાગે કરેલો સ્વીકાર અને જ્યાં છૂટ હોય ત્યાં પણ એકથી વધુ સ્ત્રી કરવાનો આચારમાં પળાતો નિષેધ એ પણ સ્ત્રીના જુદા જુદા વ્યક્તિત્વ અને ગૌરવના સ્વીકારનું પરિણામ છે.॥

સંસ્કૃતિ ખીલવવાના અને સંસ્કારિતા પામવાના પ્રયત્નોમાં સ્ત્રીઓની મનોદશા ઘણી આગળ વધેલી છે. પુરુષો કરતાં સ્ત્રીઓને ઓછો વ્યવસાય હોવાથી એ વિશે વિચાર કરવાનો અને સંસ્કારો જિંદગીમાં વધારે ઉતારવાનો અવકાશ છે તેનું આ પરિણામ છે. માણસની સંસ્કારિતા બે પ્રકારની હોય છે; અંતરની ને બહારની. બહારના સંસ્કાર વગરના અંતરના સંસ્કાર ઘણી કિંમતી વસ્તુઓથી ભરેલા પણ ધૂળવાળા બંધ ઘર જેવા છે, ને તેથી એ વસ્તુઓનો ઉપયોગ કરતાં પણ ઘણી વાર કચવાટ થાય છે. અંતરની સંસ્કારિતા વગર બહારના સંસ્કાર શણગારેલાં ઇજિપ્શીઅન "મમી" જેવા છે, ને તેથી એને જોવાની જિજ્ઞાસા પૂરી થતાં એના તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે. આ બંનેનો સંયોગ ન હોય તો બંનેનો ઉપયોગ ઓછો થઈ જાય છે. જિંદગીમાં ગંદી રીતે રહેતાં માણસોના મગજમાં ભરેલો સુંદર કાવ્યભંડાર તો કંઈ ખાસ આકર્ષતો નથી. બહારથી; ટાપટીપવાળા જનોના વિચાર વિનાના પોકળ મગજ પર પણ કોઈને મોહ થતો નથી. આપણે ત્યાં જાણ્યેઅજાણ્યે આ વિચાર ઘણાંના અંતર વલોવી રહ્યો છે. પુરુષો એ વસ્તુનો વિચાર કરવા લાગ્યા છે. સ્ત્રીઓ એ વાત આંતરપ્રેરણાથી સમજતી થઈ

છે. અને અંતરની અને બહારની સંસ્કારિતાનો મેળ કરવાનો પ્રયત્ન બંનેએ પોતપોતાની રીતે કરવા માંડયો છે. છેલ્લાં પચાસ વર્ષમાં ન થઈ તે પ્રગતિ થોડાં વર્ષમાં હાલ જોવામાં આવે છે તે આનું જ પરિણામ. સ્ત્રીઓ હવે ધીમી પણ દૃઢ રીતે આગળ વધે છે. પુરુષ એને માટે બધું વિચારી મૂકતો તેને સાટે એ પોતાને માટે, અને સાથે સાથે પુરુષને માટે પણ વિચાર કરવા લાગી છે. એના વિચારને હવે પુરુષથી નજીવા ગણીને કાઢી નંખાતા નથી. એની ભાવનાઓથી પુરુષમાં ય વધારે ભાવનાભક્તિ અને કાર્યશક્તિ પ્રેરાય છે. એના સહકારથી સંસારમાં વધારે ચેતન આવ્યું છે. આપણી હાલની સામાજિક અને રાજકીય બધી પ્રવૃત્તિઓમાં આ નવી જાગૃતિની અસર સ્પષ્ટ રીતે દેખાય છે.

આદર્શો રાખવામાં અને તેને સાહિત્યમાં સજીવન કરવામાં સ્ત્રીઓએ હવે પોતાનો નાનો તોએ અવગણી ન શકાય એવો ફાળો આપવા માંડયો છે. એમનામાં હજુ કાલિદાસ કે શેકસપીઅર નીપજવાને કદાચ સૈકાઓ જશે, "સરસ્વતીચંદ્ર" કે "ગુજરાતનો નાથ" લખનારી સ્ત્રીઓ હજુ નજીકના ભવિષ્યમાં નહીં ઉત્પન્ન થાય; કારણ કે પુરુષોની જેમ તેમની પાછળ યુગોના અભ્યાસનો વારસો નથી. પણ પહેલી પંક્તિની બધી જગાઓ પુરુષોને માટે "રીઝર્વ્ડ" રાખીએ તો પણ બીજી પંક્તિમાં સારું સ્થાન મળે એવી સ્ત્રીઓ હિંદના લગભગ બધા પ્રાંતોમાં પાકવા લાગી છે. હજુ આપણું સ્ત્રી કેળવણીનું પ્રમાણ પુરુષો

કરતાં બહુ ઓછું છે. એ જોતાં આ સ્થિતિ સ્ત્રીઓના ભાવિ વિકાસને માટે ઘણી આશાજનક કહી શકાય.

અને જે દેશમાં પોતે માનેલા આદર્શ કે મહત્વાકાંક્ષાને સંતોષવા સરોજિની દેવી જેવી સ્ત્રીઓ બહાર પડે તે દેશની સ્ત્રીઓ આદર્શો રચવામાં અશક્ત છે એમ કેમ કહેવાય? આજે ગૂજરાતમાં ય કેટલી સ્ત્રીઓ જેને પોતે આદર્શ માન્યો તેની પાછળ જીવન ગાળવા તૈયાર થઈ છે? એ આદર્શ ખાદી પ્રવર્તાવવાનો હોય; રેંટિયા ચલાવવાનો હોય, સ્ત્રીઓને સુધારવાનો હોય કે અત્યંજ બાળકોને ભણાવવાનો હોય, કલાનો હોય કે સાહિત્યનો હોય, એ આદર્શ શાનો છે એ સવાલ નથી, એ આદર્શ નાનો છે મોટો તે પણ સવાલ નથી; આદર્શ રચી તે જીવવાની તાકાતનો સવાલ છે. કોણ કહેશે કે એ તાકાત હાલની સ્ત્રીઓમાં નથી જન્મી?

આમ જુદી જુદી દિશામાં આપણી સ્ત્રીઓનો વિકાસ થવા માંડયો, અને તેને લીધે જીવનમાં ઘણા ફેરફારો થવા માંડયા છે. પશ્ચિમનું સ્ત્રીત્વ પ્રેરણા આપવાની દશા વટાવી સહચારી તરીકે નવી દુનિયાની રચના કરવા લાગી ગયું છે. આપણે ત્યાં હજુ પ્રેરણા આપવાની દશા છે. પણ તે ચંદ્રને જોઈ પોયણી પ્રફુલ્લે એવી અક્રિય પ્રેરણા નહીં પણ કવિની માફક ઉત્સાહ પ્રેરે અને આશા આપે તેવી પ્રેરણા. હજુ સહચારથી આવતો વિશ્વાસ નથી પણ સહાનુભૂતિથી પમાતી પ્રફુલ્લતા છે. એક પેઢી પછી આપણે સહચારની દશાની ઘણાં નજીક આવ્યા હોઈશું.

જીવનમાં ને જગતમાં સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વની ભાવનાના સ્વીકારથી ઘણાઘણા પ્રશ્નોના દૃષ્ટિકોણ બદલાયા છે; અને ઘણી ઘણી સમાજની રચનાઓ ફેરવવાની જરૂર પડી છે. આવતી કાલની રચના રચવામાં પુરુષ એકલો સ્રષ્ટાને સ્થાને નહીં હોય, એકલી સ્ત્રી પણ નહીં હોય. પણ એ બંનેના વ્યક્તિત્વના એકીકરણથી બનેલું એક જ બળ એ સૃષ્ટિને સરજાવશે. તેથી પુરુષ પુરુષ મટવાનો નથી અને સ્ત્રીનું સ્ત્રીત્વ ખોવાવાનું નથી. એથી સૃષ્ટિમાં સંકુચિતતા વધવાની નથી ને સત્તાના તરફડાટથી આવતી અશાંતિ પણ આવવાની નથી. એથી આવશે માત્ર એક નિર્મલ અને સુખકર સામ્રાજ્ય, સંકોચ વિનાનો વિશ્વાસ અને સમાનતાની ભાવના. અને ત્યારે જ જગતની પ્રગતિના કદીએ ન પહોંચાએલા આદર્શની નિકટ કંઈક અંશે આપણે જઈ પહોંચીશું.

—લીલાવતી મુનશી



૧૨

## સાહિત્ય પરિષદ

સાહિત્ય એ અનેક જણ એકઠા મળીને ઉત્પન્ન કરી શકે એવો પદાર્થ છે ખરો? કુદરતની એ સ્વયંભૂ વનલતાને ઉત્પન્ન કરવાની કલા મનુષ્યના હાથમાં આવી છે ખરી? આ પ્રશ્નનો કાંઈ પણ ખુલાસા વગર એકાન્તતઃ હા કે ના

ઉત્તર આપવો ભ્રમજનક છે. આ સ્વયંભૂ વનલતાને ઉત્પન્ન કરવી એનો અર્થ એવો હોય કે એનું પૃથક્કરણ કરી, એના રાસાયનિક તત્ત્વો નક્કી કરી, એ તત્ત્વોનું પુનઃ રાસાયનિક મિશ્રણ કરીને એ લતા ઉપજાવવી–તો કહેવું જોઈએ કે આવી ઉત્પત્તિ મનુષ્યને હાથ શક્ય નથી, અને તેથી સાહિત્ય-પરિષદ જેવા સર્વ પ્રયત્નો આ કાર્ય માટે વૃથા છે; પરંતુ એક બીજી રીતે જોઈએ તો એ સ્વયંભૂ દીસતી વનલતા મનુષ્ય ઉગાડે છે, એટલુંજ નહીં પણ એના આત્મરૂપી વનસ્થલીમાં જ એ ઊગે છે, અને તેથી જેવો વનસ્થલીનો રસકસ તેવો જ વનલતાનો ફાલ.

સાહિત્ય એ સમાજના ચૈતન્યનું વાઙ્મય શરીર છે. એ સ્થૂલ શરીરના અન્તરમાં જનસમાજની વાસનાઓનું બનેલું સૂક્ષ્મ શરીર (લિંગ દેહ) રહેલું છે. જેમ સ્થૂલ શરીરના વ્યાપાર વાસનાત્મક સૂક્ષ્મ શરીર ઉપર અસર કરે છે, (સદાચારથી સદ્‌વૃત્તિ અને દુરાચારથી દુર્વૃત્તિ બંધાય છે.) તેમ કીટભ્રમરન્યાયે, સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીર ઉપર પણ અસર કરે છે અને આ રીતે એ બે શરીર વચ્ચે–સાહિત્ય અને જનસમાજની વાસનાઓ વચ્ચે–કાર્યકારણ ભાવનો સંબંધ છે.

હવે આ સંબંધ ધ્યાનમાં રાખતાં આપણા સાહિત્યનો ઉત્કર્ષ શી રીતે કરવો એનો માર્ગ આપણને જડે છે. ઉપરનું રૂપક લેતાં, લતાને ફળફૂલથી સમૃદ્ધ બનાવવા માટે જોઈતા પૃથ્વીના રસકસ તે જનસમાજની વાસનાઓ છે, એટલે એનું પોષણ સર્વથા આપણી શક્તિની બહાર નથી.

જેમ પાંદડા ઉપર પાણી ચોપડવાથી વૃક્ષ ફાલતું નથી, ફાલવા માટે તો એના મૂળીઆમાં ખાતરપાણીને પ્રવેશ થવો જોઈએ, તેમ સાહિત્યવૃક્ષના વિકાસ માટે પણ એના બાહ્ય શરીર ઉપર જેટલા સંસ્કાર કરીશું તેટલા ઘણે ભાગે નકામા જ છે. એનાં મૂળીઆંને સ્પર્શે કરે—જનસમાજની વાસનાઓને પોષે—એવાં પોષણબળો પ્રવર્તાવવાં જોઈએ. જ્યાં સુધી મૂળીઆંની આસપાસ પથ્થર જેવું જડતાનું પડ બાઝેલું રહેશે ત્યાં સુધી એને પાણી પહોંચવું મુશ્કેલ છે. એની આસપાસની જમીન ગોડીને પોચી—જલગ્રાહી—કરવી જોઈએ, અને એ ક્રિયાને અંગે એ જમીનની માટી જરા ઉપર નીચે થાય તો તે પણ ઇષ્ટ છે. વિશ્વમાં કોઈ પણ સ્થળે ક્ષોભ વિના ગતિ નથી, અને ગતિ વિના વિકાસ નથી. જ્યાં સુધી આપણા જનસમાજનું હૃદય (આત્મા) કોઈ પણ ઉચ્ચ ભાવનાથી ક્ષુબ્ધ થશે જ નહીં, ત્યાં સુધી એ ગતિ ઉત્પન્ન થવાની નથી, અને તે થયા વિના એનો વિકાસ પણ થવાનો નથી; અને જેવો અને જેટલો એ હૃદયનો વિકાસ તેવો અને તેટલો જ એના સાહિત્યનો વિકાસ પણ સમજી લેવો.

બીજું : જેમ જીવન્ત વૃક્ષ અને સૂકા લાકડા વચ્ચે ભેદ એ છે કે જીવન્ત વૃક્ષમાં બહારથી સિંચાતા જળ વગેરે પદાર્થો પોતાનામાં મેળવી લેવાની અને મેળવી લઈને પોતાના કાર્યમાં નિયોજવાની શક્તિ હોય છે, અને સૂકા લાકડામાં તે હોતી નથી, તેમ જે જનસમાજનું હૃદય જીવતું છે તે બહારની અસર ગ્રહણ કરવાને સમર્થ હોય છે જ, અને એ

અસર ન ગ્રહણ કરવી એ બળની નહીં પણ નિર્જીવતાની નિશાની છે; તેમ એ સાથે એ પણ ખરું છે કે એ બહારની અસરને અંતરમાં મેળવી લઈ એને પોતાના કાર્યમાં નિયોજવાની જો એનામાં શક્તિ ન હોય તો તે પણ એક સાહીચૂસ કાગળના જેવી નિર્જીવ સ્થિતિ જ છે. આ દૃષ્ટાન્તોથી સાહિત્યનો અન્ય પ્રવૃત્તિઓ સાથે કેવો સંબંધ હોવો જોઈએ એ સમજાશે. દેશની ધાર્મિક, સાંસારિક, રાજકીય વગેરે પ્રવૃત્તિઓથી જે સાહિત્ય નિર્લેપ રહેશે તે કદી ફાલી શકવાનું નથી. એમાં કાંઈ પણ એની ભૂમિનો પ્રાચીન પરંપરાપ્રાપ્ત રસ હશે તો તે પણ થોડા વખતમાં સુકાઈ જઈ, એ ઝાડ કરમાઈને મરી જશે.

વળી તે જ પ્રમાણે ખરા જીવન્ત સાહિત્યનો બીજો ધર્મ એ છે કે બહારની પ્રવૃત્તિઓને એ જ્યારે પોતાના શરીરમાં લે છે ત્યારે તે તેને પોતાનું વિલક્ષણ રૂપ આપે છે. જે વખતે 'સ્ત્રીપુરુષોના સમાન હક્ક' ના લાભાલાભનાં જમેઉધાર પાસાં તપાસાતાં હતાં, તે વખતે ટેનિસનની આગળ એ પ્રશ્ન 'ધિ પ્રિન્સેસ' કાવ્યનાં મધુર ચિત્રોરૂપે પરિણામ પામ્યો. વળી ખરા જીવન્ત સાહિત્યની આ ગ્રાહક-શક્તિ અને પરિણામ-શક્તિ જનસમાજની અન્ય પ્રવૃત્તિઓ પરત્વે જોવામાં આવે છે એટલુંજ નહીં; પણ અન્ય દેશના અને અન્ય કાળના સાહિત્યને પણ એ એ જ રીતે પોતામાં ગ્રહે છે અને રૂપાન્તર પમાડે છે. પ્રાચીન ગ્રીસ અને રોમના સાહિત્યના અભ્યાસે તેરથી સોળસત્તરમા સૈકાની વચ્ચે

યુરોપના દેશોમાં ઉજ્જવળ સાહિત્ય ઉપજાવ્યું તેમાં આ ગ્રહણ અને રૂપાન્તર ઉભય અંશો પ્રતીત થાય છે; અને તે જ પ્રમાણે આપણા પોતાના પ્રાન્તમાં મહાકવિ પ્રેમાનંદે પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઉપયોગ કરીને જે આખ્યાનો અને નાટકોની વાડી ખિલાવી છે તેમાં પણ એક પાસેથી એ સાહિત્યનું પુષ્કળ પાન જણાઈ આવે છે અને બીજી પાસ, રગેરગે ગૂર્જર, અને ગૂર્જરી વાણીનું અભિમાન ધરાવનાર, આ કવિના અંતરમાં પ્રવેશ થતાની સાથે, પ્રાચીન કાળ રૂપાન્તર પામી ગયો છે, અને તેથી મહાભારતાદિકનાં પાત્રોને એણે પોતાના સમયનાં સ્ત્રીપુરુષો જેવાં કલ્પ્યાં છે—જે એનું દૂષણ નથી પણ ભૂષણ છે.

ત્યારે હવે, આ મનનને પરિણામે આપણા સાહિત્યનો ઉત્કર્ષ કરવાનાં મુખ્ય સાધનો શાં શાં ઠર્યાં અને તે સાહિત્ય પરિષદ્દ્વારા કેટલે અંશે પ્રાપ્ત કરી શકાય એવાં છે એ જોઇએ:

[૧] પ્રથમ તો જનસમાજની વાસનાઓ વધારે વિવિધ, વિશાળ, ઊંડી અને ઉદાત્ત બનવી જોઈએ. તે માટે અત્યારે હિંદુસ્તાનમાં જે અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે આપણા પ્રાન્તમાં ઝીલાવી જોઈએ, અને એનાં વહેણ અહીં તહીં મન્દ મન્દ વહેતાં જણાય છે તે વધારે વિપુલ અને પ્રબલ થવાં જોઈએ. આનો અર્થ એવો નથી કે આપણા રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક મેળાવડાઓમાં ચર્ચાતા વિષયો ઉપાડી લઈને તે ઉપર જે લેખો લખાય છે તે ખરું સાહિત્ય; પરંતુ

એ અને બીજી અનેક પ્રવૃત્તિઓદ્વારા જનસમાજની વાસનાઓ ખીલે છે અને એમાં જ્યારે કવિની પ્રતિભાનું કિરણ પડે છે ત્યારે એનાં અસંખ્ય ચિત્રો બંધાઈ એનાં નેત્ર આગળ તે ખડાં થાય છે. આ ચિત્રો ખડાં કરવાનું તો સાહિત્ય–પરિષદના હાથમાં નથી, પણ આ વાસનાઓ તરવરતી કરવા માટે તે તે વિષયો પ્રબળ અને પ્રતિષ્ઠિત લેખો ઉત્પન્ન કરાવી જનસમાજમાં એ લેખો રમતા કરવા એટલું કાર્ય તો સાહિત્યપરિષદના પ્રદેશમાં છે જ. પરંતુ હજી એ પરિષદની સંસ્થા એટલી પૌઢ થઈ નથી કે એટલે સુધી એ પોતાનો હાથ લંબાવી શકે. માટે અત્યારે તો તે તે પ્રવૃત્તિઓને અંગે જે પરચુરણ લેખો, ભાષણો, તથા વર્તમાનપત્રોના આર્ટિકલો પ્રકટ થાય છે એટલાથી જ આપણે સંતોષ માનવો પડશે.

[૨] આપણા સાહિત્યનું બીજું પોષકબળ આપણા દેશનું પ્રાચીન સાહિત્ય અને આપણો પ્રાચીન ઇતિહાસ છે. પ્રેમાનંદના સમય કરતાં આપણા સમયમાં પ્રાચીન સાહિત્યનું જ્ઞાન ઘણું વધ્યું છે, છતાં એ જ્ઞાન જોઈએ તેવું ફળદ્રુપ નીવડ્યું નથી, એનું કારણ આપણા પ્રાચીન સાહિત્ય પરત્વે આપણી મમત્વ બુદ્ધિની મન્દતા હોય એમ જણાય છે. જેમ જેમ પ્રાચીન વધારે શોધાતો જાય અને ગૂજરાતીમાં ઉતારાતો જાય તેમ તેમ આપણી ભાષાનું ઐતિહાસિક સાહિત્ય વધતું જાય એટલુંજ નહીં, પણ સાહિત્ય શબ્દનો વિશેષ અર્થમાં

પણ આપણો જૂનો ઈતિહાસ આપણા સાહિત્ય ઉપર કેવી અસર કરે એનો ખ્યાલ ફૉર્બ્સ રાસમાલા, અને ટૉડ્ઝ રાજસ્થાન જેવા ગ્રન્થોએ ગૂજરાતીમાં તેમ જ અન્ય ભાષામાં પ્રેરેલા સાહિત્ય ઉપરથી આવી શકે છે; અને સંસ્કૃત ગ્રન્થો પરત્વે જે સાચું છે તે જ ફારસી તવારીખ માટે પણ ઘણીક રીતે ખરું છે. વળી કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતની વિવિધ જૂની દંતકથાઓ, વાર્તાઓ, ગીતો, કહેવતો, તેમજ જુદી જુદી જ્ઞાતિઓની ઉત્પત્તિ, પરાક્રમ, વગેરેના ખરાખોટા, પૌરાણિક અને સાંપ્રદાયિક હેવાલો જે સંસારસુધારાસમાજનો ઉદ્દેશ સુધારાનો હોવાથી એના કાર્યપ્રદેશમાં નથી આવતા, પણ સાહિત્યના પ્રદેશમાં તો બેશક આવે છે જ—તે સર્વે એકઠાં કરી પ્રસિદ્ધ કરવાની ઘણી જરૂર છે.

[૩] આપણા સાહિત્યનું ત્રીજું પોષકબળ પશ્ચિમ દેશોના મહાન ગ્રન્થોનાં ભાષાન્તરોમાંથી લાવવાનું છે. ગ્રીસ, રોમ, ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, સ્પેઈન, ઈટલી વગેરે ભૂમિનાં સાહિત્યો (આ સાહિત્ય શબ્દના અર્થમાં ઈતિહાસ, ચારિત્ર, તત્ત્વજ્ઞાન વગેરેનો પણ અમે સમાવેશ કરીએ છીએ) એની ઉપેક્ષા એ વર્તમાન સમયમાં કોઈ પણ જીવન્ત પ્રજાને લાભકારી નથી અને તેથી સંસારસુધારાસમાજમાં પરદેશગમનના ઠરાવની જેટલી મહત્તા છે તેટલીજ મહત્તા અમે સાહિત્ય પરિષદમાં આ વિષયની માનીએ છીએ. કોઈ પણ પ્રજા અન્ય પ્રજાથી અલગ રહી પોતાનો જીવનનિર્વાહ કરી શકે જ

નહીં એમ અમે ઉપર જણાવ્યું છે, પરંતુ વિશેષમાં એટલું ઉમેરીએ છીએ કે એવું જીવન શક્ય હોય તથાપિ તે ઇષ્ટ નથી–કારણ કે એમાં વિકાસ નથી. જેમ કોઈ પણ પ્રજાની પ્રજા તરીકેની વિશિષ્ટતા લુપ્ત થાય એ ઠીક નથી તેમ એના સાહિત્યમાં પણ કોઈક વિલક્ષણતા જોઈએ જ. પરંતુ સર્વ પ્રજાઓના અન્તરમાં જે મનુષ્યત્વ રહેલું છે તેનો વિકાસ તો સર્વ પ્રજાઓમાં એક સરખે જ માર્ગે ચાલે, અને તેથી જેમ ભિન્ન પ્રજાઓ એક બીજાનું મનુષ્યત્વ સ્વીકારીને પરસ્પર વર્તન કરે એ ઇષ્ટ છે, તેમ તેમનાં સાહિત્યો પણ પરસ્પર વાત કરતાં હોય તેમાં જ તેઓની વ્યાપકતા અને એકાકાર, મનુષ્ય–આત્મા સાથેનો સંબંધ પ્રકટ થાય છે; માટે જે કૂપમંડૂકતા આપણે આપણી અન્ય પ્રવૃત્તિઓમાં ત્યજવા લાગ્યા છીએ તે સાહિત્યમાંથી પણ દૂર કરવી–અન્ય પ્રજાઓના મહાન ગ્રન્થો ગૂજરાતીમાં ઉતરાવવા. પ્રથમ જે અનુકરણ દેખાશે તે જતે દહાડે સ્પર્ધાનું રૂપ લેશે. મેઘ ગર્જશે તેથી ખીણમાં માત્ર પડઘો પડીને જ રહેશે નહીં, કોઈક સ્થળેથી સિંહ નીકળી આવી સામો તડૂકશે.\\

[૪] જનસમાજની કેળવણી અને ઉચ્ચ વર્ગનો સાહિત્ય-વિષયક પ્રેમ એ પણ સાહિત્યને પોષનારાં મહાન સાધનો છે. બહોળો વાચકવર્ગ એ ગ્રન્થકારને ઉત્તેજનરૂપ છે એટલું જ નહીં, પણ કેળવાએલું જનસમાજનું હૃદય સાહિત્ય પ્રત્યે તૃષાથી ઊછળે છે ત્યારે સાહિત્ય પોતે પોતાની મેળે રૂપ ધારી લે છે.

જેમ બાળકને સ્નેહથી દોડતું આવતું જોઈ માતા એને આલિંગવા ધસે, તેમ સરસ્વતીદેવી પોતે જનસમાજનાં ઉત્સુક હૃદયને જોઈ એને પ્રેમથી મળવા ધસે છે. વળી જેમ એક પાસ જનસમાજમાં કેળવણીનો વિસ્તાર વધવાની જરૂર છે, તેમ બીજી પાસ ઉચ્ચ કેળવણીનો લાભ લેતા વિદ્યાર્થીઓમાં પણ ગૂજરાતી ભાષાનો અભ્યાસ વધારવાની આવશ્યકતા છે.

—આનંદશંકર ધ્રુવ



૧૩

## વસન્ત

વસન્તપંચમી એટલે ઋતુરાજની પધરામણી. માઘ શુક્લ પંચમીને આપણે વસન્તપંચમી કહીએ છીએ. પણ દરેક માણસને માટે તેજ દિવસે વસન્તપંચમી નથી હોતી. ટાઢા લોહીવાળા માણસ માટે વસન્તપંચમી એટલી વહેલી આવતી નથી.

વસન્તપંચમી એ કુદરતનું યૌવન છે. જેની રહેણી કુદરતથી વિખૂટી થઈ નથી, કુદરતને રંગે જે રંગાય છે તે વસન્તનું આગમન વગર કહ્યે અનુભવે છે. નદીના ક્ષીણ પ્રવાહમાં એકાએક ઘોડાપૂર આવેલું જેમ આપણે જોઈએ છીએ, તેમ આપણે વસન્તને પણ આવતો બરાબર જોઈ શકીએ છીએ. માત્ર બધાનાં હૃદયમાં તે એક જ વખતે તે પ્રવેશ કરતો નથી.

વસન્ત જ્યારે આવે છે ત્યારે યૌવનના ઉન્માદ સાથે આવે છે. યૌવનમાં સુંદરતા હોય છે, પણ હંમેશાં ક્ષેમ હોય છે જ એમ નથી. યૌવનમાં શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય જાળવવું બહુ જ અઘરું હોય છે, તેમ વસન્તમાં પણ છે. તારુણ્યની પેઠે વસન્ત પણ લહેરી અને ચંચળ હોય છે, ઘડીમાં ટાઢ અને ઘડીમાં તાપ; ઘડીમાં કંટાળો ને ઘડીમાં ઉલ્લાસ. ગએલી શક્તિ શિયાળામાં પાછી મેળવાય છે, પણ શિયાળામાં મેળવેલી શક્તિ વસન્તમાં સાચવવી એ સહેલી વાત નથી. વસન્તમાં સંયમ સચવાય તો આખું વર્ષ આરોગ્ય જળવાય. વસન્તમાં પ્રાણીમાત્ર ઉપર આકર્ષક કાન્તિ ચડે છે, પણ તે તેટલી જ જોખમકારક હોય છે.

વસન્તના ઉલ્લાસમાં સંયમની ભાષા શોભતી નથી, સહન થતી નથી, પણ તે જ વખતે તેની અત્યંત જરૂર હોય છે. ક્ષીણ થએલો માણસ પથ્ય સાચવે એમાં શી નવાઈ? એમાં શો લાભ? માંડમાંડ જીવવું એમાં શું સ્વારસ્ય? જાળવેલો વસન્ત એ જ જીવનનો લહાવો છે.

વસન્ત ઉડાઉ હોય છે. આમાં પણ કુદરતનું તારુણ્ય જ પ્રગટ થાય છે. ફૂલો અને ફળો કેટલાંયે બેસે છે અને કેટલાંયે કરમાઈ પણ જાય છે. જાણે કુદરત શિયાળાની કંજુસાઈનો બદલો જ વાળે છે. વસન્તની સમૃદ્ધિ એ કંઈ શાશ્વત સમૃદ્ધિ નથી. દેખાય છે તેટલું ટકતું નથી.

રાષ્ટ્રનો વસન્ત પણ ઘણીવાર ઉડાઉ હોય છે. કેટલાંયે ફૂલ અને ફળ ભારે આશા બતાવે છે, પણ પરિપક્વ થતા પહેલાં જ કરમાઈને ખરી પડે છે. શરદ્ઋતુ સુધી પહોંચે તે જ ખરાં. રાષ્ટ્રના વસન્તમાં સંયમની વાણી અપ્રિય હોય છે, પણ તે જ પથ્ય છે.

ઉત્સવમાં વિનય, સમૃદ્ધિમાં સ્થૈર્ય, યૌવનમાં સંયમ એ જ સફળ જીવનનું રહસ્ય છે. ફૂલોનો દર્પ ફળોના રસમાં પરિણમે એમાં જ તેની સાર્થકતા છે.

વસન્તપંચમીનો ઓચ્છવ શાસ્ત્રકારોએ સરજેલો નથી, ધર્માચાર્યોએ માન્ય રાખેલ નથી. કવિઓએ અને ગાયકોએ, તરુણોએ અને રસિકોએ તેને ગોઠવ્યો છે, કોયલોએ તેને નોતર્યો છે અને ફૂલોએ તેને વધાવ્યો છે. વસન્ત એટલે પક્ષીઓનું ગાન, આમ્રમંજરીની સુગંધ; શુભ્ર અભ્રોની વિવિધતા, અને પવનની ચંચલતા. પવન તો હંમેશ અચલ હોય, પણ વસન્તમાં તે વિશેષ ભાવે ક્રીડે છે. જ્યાં વાય ત્યાં પૂર જોસમાં વાય, જ્યારે ગાય ત્યારે પૂર જોસમાં ગાય અને ઘડીમાં ફરી પણ જાય.

વસન્તથી સંગીતનું નવું સત્ર શરૂ થાય છે. ગાયકો આઠે પહોર વસન્તનો આલાપ લઈ શકે છે. ન જુએ પૂર્વરાત્ર કે ન જુએ ઉત્તરરાત્ર.

સંયમ, ઔચિત્ય અને રસ એ ત્રણેનો સંયોગ થાય ત્યારે જ સંગીતનો પ્રવાહ ચાલે. જીવનમાં પણ એકલો સંયમ સ્મશાનવત્ થઈ જાય, એકલું ઔચિત્ય દંભરૂપ થઈ

પડે, અને એકલો રસ ક્ષણજીવી વિલાસિતામાં જ ખપી જાય. ત્રણેનો સંયોગ એ જ જીવન છે. વસન્તમાં કુદરત આપણને રસની રેલ આપે છે. સંયમ અને ઔચિત્ય એ આપણી મૂડી હોવી જોઈએ.

—કાલેલકર

卐

[સમજૂતી : ૯ : વિદ્યાસહ્ગુણથી મોટાં નામ મેળવનાર પ્રખ્યાત સ્ત્રીઓમાં લેખક ગાર્ગી, ભામગી, ભાઢળી, સરસ્વતી, નોમિ વગેરેનો સમાવેશ કરે છે. એમને વિશે માહિતી મેળવવાને જુઓ: 'ભારતનાં સ્ત્રી રત્નો'.

૧૦: આટલો વિભાગ નડિયાદમાં ભરાએલી બીજી સંસારસુધારા પરિષદમાં પ્રમુખ તરીકે આપેલા સર રમણભાઈ નીલકંઠના ભાષણમાંથી લીધો છે. સર રમણભાઈમાં સુધારાની ભાવના એમના સ્વ. પિતા રા. સા. મહીપતરામમાંથી ઊતરી આવી હતી. તેઓ સુધારાના એક મહાન હિમાયતી હતા, અને અસરકારક દલીલો વડે જુસ્સાદાર, મર્માળી ભાષામાં પોતાનો પક્ષ સબળપણે રજૂ કરતા અને વિરુદ્ધ પક્ષને રદિયો આપતા એ આ ભાષણ પરથી માલમ પડે છે.

૧૧: 'કીટભ્રમરન્યાય' : ભમરીના ડંખના ભયથી કીડો ભમરીનો વિચાર કરતાં કરતાં ભમરી બની જાય છે તે ન્યાય—જે વસ્તુનું વધારે ચિંતન થાય તેના ગુણ આપણામાં આવે જ એ ન્યાય—આપણા વિચારની આચાર ઉપર અને આચારની વિચાર ઉપર અસર થાય છે એ સ્પષ્ટ છે.

પ્રશ્નાવલિ: ૯: સ્ત્રીઓને કેળવણી આપવાની વિરુદ્ધ કેટલાક લોકો શી શી દલીલો કરે છે ? નર્મદાશંકર તેનો શો રદિયો આપે છે ? લેખક સ્ત્રી–કેળવણીના કયા લાભો ઉપર ભાર મૂકે છે. સ્ત્રીઓને કેળવણી આપવાની લેખકને અભિપ્રાયે શી જરૂરિયાત છે ? સ્ત્રી કેળવણી ઉપર તમારા વિચારો દર્શાવો. લેખકના અભિપ્રાયથી તમે જ્યાં જુદા પડતા હો ત્યાં તેનો ઉલ્લેખ કરીને કારણો આપો. આવા લેખની હાલ આવશ્યકતા ખરી કે નહીં ? કારણો દર્શાવો.

૧૦: વિધવાઓને કેવી સ્વતંત્રતા આપવાની લેખક હિમાયત કરે છે ? વિરોધીપક્ષની દલીલો અને લેખક તેનો આપેલો રદિયો સ્પષ્ટપણે સમજાવતો એક ટૂંકો સંવાદ રચો. આપણો સમાજ વિધવા અને વિધુરમાં ભેદ શી રીતે ગણે છે ? માલિકી અને ભોગની ભાવનાએ વિધવાને પરાધીન અને પરાણે સંયમ પાળનાર બનાવી છે એ મત સાથે તમે સંમત થાઓ છો ? આ પ્રશ્ન પરના તમારા વિચારો એક પત્રદ્વારા તમારા મિત્રને જણાવો. પુનર્વિવાહ સંબંધી વિધવાઓની સ્વતંત્રતા ખૂંચવી લેવાનું શું પરિણામ આવ્યું ?

૧૧: न स्त्री स्वातंत्र्यमर्हतिના સૂત્રે આપણા જીવન પર શી અસર કરી ? જુદા જુદા યુગોમાં હિન્દુસ્થાનના ભિન્નભિન્ન ક્ષેત્રોમાં સ્ત્રીઓનું સ્થાન કેવું હતું તે વિગતવાર સમજાવો. સ્ત્રીઓની આર્થિક નિરાધારી અને પરતંત્રતા વચ્ચે શો સંબંધ છે ? હાલના જમાનામાં સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો

સ્વીકાર થવા માંડ્યો છે એમ માનવાને લેખિકાને શું કારણ છે ? નીચેનાં વાક્યો બરોબર સમજાવો : સંસ્કૃતિ ખીલવવાના અને સંસ્કારિતા પામવાના પ્રયત્નોમાં સ્ત્રીઓની મનોદશા આગળ વધેલી છે (પૃ. ૩૧૪); 'હજુ સહચારથી......પ્રફુલ્લતા છે' (પૃ. ૩૧૬). સ્ત્રીઓ માટે શ્રીમતી લીલવાતી મુનશી કેવા ભાવિની આગાહી કરે છે ?

ઉપરના ત્રણ નિબંધોમાં હિન્દુ સ્ત્રીઓની દશાનાં કેવાં કેવાં ચિત્રો રજૂ થયાં છે ? નર્મદાશંકરના વખતથી માંડીને આજસુધીમાં એમની સ્થિતિમાં કંઈ ફેર થયેલો માલમ પડે છે ?

૧૨: સાહિત્ય અને જનસમાજ વચ્ચેનો સંબંધ સ્પષ્ટપણે સમજાવો, અને એક બીજાના વિકાસમાં તેઓ પરસ્પર કેવી રીતે મદદ કરે છે તે દર્શાવો. 'કીટભ્રમરન્યાય' અને 'કૂપમંડૂકતા' એટલે શું ? આપણી કૂપમંડૂક વૃત્તિ ઉપર એક ટૂંકો નિબંધ લખો. જીવન્ત સાહિત્યનાં કયાં કયાં લક્ષણો લેખકે ગણાવ્યાં છે ? સાહિત્ય પરિષદ કેવી રીતે સાહિત્યનો ઉત્કર્ષ કરી શકે ?

૧૩: 'વસન્તપંચમી એ કુદરતનું યૌવન છે'—વિસ્તારપૂર્વક સમજાવો. વસન્તપંચમીનો ઉત્સવ કોણે યોજ્યો ? એનું મહત્વ શું ? નીચેનાં વાક્યોનો સ્પષ્ટ અર્થ કરો : જાળવેલો વસન્ત એ જ જીવનનો લહાવો છે (પૃ. ૩૨૬); વસન્તમાં કુદરત......મૂકી હોવી જોઈએ (પૃ. ૩૨૮). વસન્તના ગુણદોષની ચર્ચા કરો.

# ન વ લ ક થા

[ નોંધ : ગૂજરાતની પ્રથમ નવલકથાઓ— કરણઘેલો અને વનરાજ ચાવડો—પ્રગટ થઈ ત્યારપછી તો ઢગલાબંધ નવલકથાઓ લખાઈ છે. એ બધામાં શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીના 'સરસ્વતીચન્દ્ર'ના ચાર ભાગોએ અને શ્રી કનૈયાલાલ મુનશીની ગૂજરાતના ઇતિહાસ ઉપરથી રચાએલી નવલકથાઓએ, ને ખાસ કરીને 'ગુજરાતના નાથે', નવીન ભાત પાડી. શ્રીયુત ગોવર્ધનરામ પછી રા. કનૈયાલાલ મુનશીએ ગૂજરાતના એક પ્રથમ પંક્તિના, મહાન નવલકથાકાર તરીકે કીર્તિ સંપાદન કરી છે. ગૂજરાતના આ બે મહાન લેખકોની નવલકથાઓમાંથી થોડો ભાગ અહીં ઉતાર્યો છે. ]

૧૪

## કુસુમની તપશ્ચર્યા

[ પૂર્વકથા : સરસ્વતીચન્દ્રનો વિવાહ વિદ્યાચતુરની મોટી પુત્રી કુમુદસુંદરી સાથે થયો હતો તે કેવી રીતે તૂટ્યો તે તમે ગયી સાલ વાંચ્યું હશે. કુમુદસુંદરીની નાની બહેન કુસુમસુંદરીને એના પિતાએ સારી કેળવણી આપી હતી. બુદ્ધિ અને કેળવણીનો સુયોગ થતાં એ સ્વતંત્રપણે વિચાર કરતાં, જીવનના આદર્શો ઘડતાં, શીખી. પરિણામે તેણે

આજીવન કૌમારવ્રતનાં સ્વપ્નો સેવવા માંડયાં. એને માટેની એની તૈયારીઓ વર્ણવતું અને દલીલો રજૂ કરતું આ પ્રકરણ કુસુમની બુદ્ધિ તેમજ ભાવનાપ્રિયતા અને તે ભાવના જીવનમાં ઉતારવાની નિશ્ચયાત્મકતાનો સચોટ ચિતાર આપે છે ]

• • •

કુસુમ, ઓ કુસુમ ! તને ખોળી ખોળીને તો હું થાકી ગઈ ! બળ્યું, આમ તે શું કરતી હોઈશ ?—એમ બોલતી કુસુમના માંડવા આગળ થઈને સુન્દર ઉતાવળી ઉતાવળી ચારે પાસ જોતી ફરતી હતી. આજ પ્રાતઃકાળની તે જડતી ન હતી અને એને માટે નિર્મેલા કોઈ પણ સ્થાનમાં તેનો પત્તો ન હતો. એમ કરતાં છેટે માળણની ઓરડી પાછળ એક પીપળા તળે કંઈક ઘસારો લાગ્યો, કાન માંડયા, બીજા ઝાડ આગળ સંતાઇને જોયું, અને જુએ તો એ એક હાંલ્લામાં કંઈક રાંધવા બેઠેલી કુસુમની પીઠ—માળણનો એક જાડો સાલ્લો પહેરેલો તેથી—એકદમ ઓળખાઈ નહીં......પણ જરીક એક પાસથી જોયું તો કાન, નાક, આંખ, ગાલ—સર્વ કુસુમનાં જ. શ્વાસ રુંધી, સ્તબ્ધ થઈ, છાતીએ હાથ મૂકી, ભત્રીજીનો આ ચિત્રાવેશ કાકી જોઇ રહી. નાક ચડાવી, હોઠ લંબાવી, આંખો સંકોડી, અનેક ગુંચવાડામાં પડી, મનમાં ને મનમાં સુન્દર બબડીઃ આ છોકરીથી તો ત્રાહિ, દીનાનાથ ! એ શું કરે છે ને શું કરશે તે આપણાથી તો કંઈ સમજાય નહીં. એની માને દુઃખ આવી પડયું એટલે એને સૂઝતું નથી, ને બાપને કારભારમાં

દીકરીનું ચરિત્ર વસતું નથી. એવાં એવાંની બુદ્ધિ લોપ પામી ગઈ ત્યાં મારા તે શા આશરા !—છતી થાઉં ?—ના, ના; જોઉં તો ખરી કે આ વેશ આખરે કેવો ઊતરે છે?

માળણની ઝૂંપડી અને વાડીના કોટ વચ્ચે ખાલી જગા હતી અને તે એક પીપળાના ઝાડની છાંયાથી ઢંકાઈ હતી. આ ઝાડનાં મૂળ આગળ કુસુમે ભોંયમાં જ ખાડો ખોદી ચૂલો કર્યો હતો અને તેમાં દેવતા સળગાવી ઉપર હાંલ્લીમાં ખીચડી ચડાવી હતી. પોતે પાસે એક ઈંટ ઉપર અર્ધોત્થિત—અર્ધોત્કુ—અધુકડી બેઠી હતી. પોતાના શરીર ઉપરથી સર્વ અલંકાર કાઢી મૂકેલા હતા, પણ પીપળાના તળ આગળ પોતે કોઈ વેલી પેઠે બેઠેલી લાગતી હતી અને પીપળાનો અલંકાર જાતે જ થઈ પડી હતી. કૃષ્ણપક્ષમાં મધ્યરાત્રિએ ચંદ્રબિમ્બ ક્ષિતિજમાં ઊગે અને આસપાસના પ્રદેશમાં રમ્ય નવીન પ્રકાશ પ્રગટાવી રહે તેમ ઝાડના મેલા થડ આગળ કાળા સાલ્લામાં કુસુમનું ગૌર મુખબિમ્બ નવીન કાન્તિ ધરતું હતું. તે જોતાં સુન્દરને ઉમળકો આવ્યો અને છતી થઈ તેને બાઝી પડતી પડતી અટકી.

ઝાડની ડાળો અને પાંદડાં વચ્ચેથી કોયલ ટહુકી ઊઠે તેમ શાન્તિની છાયાથી ઉભરાતા આ સ્થાનમાં કુસુમ બોલી ને સુન્દરનો પગ અટકયો : જમની, આ ચૂલામાંથી દેવતા ઘેર જાય છે ને ધુમાડો થાય છે તે ભૂંગળી વગર શું કરવું ?

થોડેક છેટે ઊગેલું ઘાસ એક લાંબી કાતર વડે બેસીને કાપતી માળણ બોલી: ઊભાં રહો, ભૂંગળી લાવું.

ના, ના, ભૂંગળી ન હોય તોયે ફૂંક મરાય એમ કર.

તે વારુ, અમ માળીડાંને યે ભૂંગળી મળે તે તમને જંગલમાં નહીં મળે? ત્યાં તો ઘણાં ય વાંસ હોય.

પણ વાંસને કાપવાનું જોઈએ કની? આપણે તો વગર ભૂંગળીએ તાપ લાગે એવું બતાવ.

માળણ ઊઠી આવી, ને ચૂલા સામું જોતી જોતી બોલી: વારુ, બહેન તમે કર્મી લોક તેને આ તે શા અકર્મીના ધંધા કરવા? જાઓ ઘેર જાઓ! જુઓ તો ખરાં! આ ધુમાડે તમારી આંખો કરી છે તે—કેસુડાનાં ફૂલ જેવી!

ના, તે હું કહું તે કર.

માળણ કંઈ વિચાર કરી બોલી: પાંદડાં ને ઘાસનો દેવતા—તે પૂરો થયો; એ હવે બીજાં સૂકાં પાંદડાં વીણી લાવ્યા વગર નહીં બળે.

તે તેમ કરતાં તો ખીચડી કાચી કાચી સુકાઈ જશે. તળે છે થોડો ભૂકો તે લાગશે. માટે ફૂંકવાનો રસ્તો બતાવ.

મારી તો અક્કલ ચાલતી નથી. ફૂંક જેવી ફૂંકો મારો તે તમારાં નાજુક મોંમાં જોર કેટલું? હું ફૂંક મારું તો અભડાવ ને તમારાસાં ફૂંકવાનું જોર નહીં.

કુસુમ જરાક ઊંચી થઈ વિચારમાં પડીને બોલી ઊઠી: જો, ભૂંગળીને ઠેકાણે આ હથેલી મોં આગળ રાખું ને ફૂંક મારું તો દેવતા સળગશે કની?

હા, લો, એમ કરી જુઓ.

ફૂંક મારતાં આંખમાં રાખ ઊડી ને માળણ હસી પડી: લો, લો, હવે! જાઓ ઘેર. જેનું કામ તે તે જ કરે. આવા રૂડા મોં ઉપર રાખોડી ઊડી, ચોટી તે બાવીઓ જેવાં કાળાં હત તો તો બરોબર લાગત.

ત્યારે આ કેવી લાગે છે? હથેલી વડે ભૂંસી ત્યાંથી ફરી ફૂંક મારવાનું કરતી કરતી કુસુમ બોલી, ને ઉત્તર મળતાં પહેલાં હાથેલી ધરી ફૂંક મારવા લાગી. માળણને ઉત્તર સૂઝે ત્યાર પહેલાં ભડકો થયો અને સુન્દર પાસે આવી બોલી ઊઠી : આ દિવસમાં ધોળી વાદળીઓથી ઢંકાએલો ચંદ્ર લાગે છે એવું તારું રાખોડીવાળું મોં લાગે છે! કુસુમ!

કાકીને દેખીને કંઈક ચમકી, અંતે સ્વસ્થ થઇ, હાંલ્લાનું ઢાંકણું ઉઘાડી એક ધોએલા છોડિયા વડે ખીચડીના દાણા કાઢી ચાંપી જોતી, એણી પાસ જ દૃષ્ટિ રાખી, કુસુમ બોલી: કાકી, એ રાખોડી ને એ મોં—એ બે આખરે એક દેખાવાનાં તે આજથી અજમાવી જોઉં છું કે એ બેનો અરસપરસ મેળ કેવો થાય છે? આખરનું જે સાથી તેનું આજથી જ હેત કરું છું.

કર્યું કર્યું એ હેત! ઊઠ—આઘી—રોજ નવા નવા વેશ કહાડે છે તે હવે નહીં નભે. ખબરદાર જમની! જો આ છોકરીને અહીં આવવા દીધી તો?

જમની : કાકીબા, મેં તો ઘણુંએ સમજાવ્યાં પણ એ કંઈ અમ જેવાનું માને! રાડ કરીને આવું આવું કરે છે!

સુન્દર : તે કેમ કુસુમ, કહ્યું માને છે કે નહીં, ઊઠ છે કે નહીં, કે ઘરસાંથી વડીલને બોલાવું ?

ચાંપેલો દાણો હાંલ્લીમાં પાછો નાખી હાંલ્લી ઢાંકતી ઢાંકતી કાકી ભણી કંઈક ફરીને ઊંચું જોઈ કુસુમ બોલવા લાગી : તે શું, કાકી એમ જાણો છો કે વડીલ કુસુમને તમારી પેઠે ધમકાવશે ?

ના, તું તો એમની હૈયાની હોડી—લજવાસણી ! તે તને કેમ ધમકાવે ? પણ એટલું તો થશે કે તારા આ ચાળા જોઈ વડીલ દુઃખના દરિયામાં ડૂબશે. માનું કાળજું બાળે છે ? ભાયડાઓ છોકરીઓને ભણાવે ને આમ બગાડે તે તારા બાપ નથી જાણતા, પણ દાદા તો જાણે છે."

હાંલ્લી ઉઘાડી અંદર પાણી રેડતી, હસતી હસતી પાણીની ધાર ભણી જ આંખ રાખી કુસુમ બોલી : કાકી, એ તો ભૂલ્યાં. દાદા તો વળી પિતાજી જેટલું પણ કુસુમને કહેવાના "નહીં અને પિતાજી જોડે તો બહુ બોલાય નહીં, પણ દાદાજીને તો કહેવાય એટલું કહું.

મોં લંબાવી ખભા ઊંચા કરતી સુન્દર બોલી : ઊંહ– તું તે કોઈને ગાંઠવાની નહીં ! શું કરીએ આને તે ? પણ બોલ તો ખરી કે આ બધું શું કરે છે ને આ વેશ શો કહાડ્યો છે ? મને તો તારી કંઈ સમજણ પડતી નથી.

કાકી ! કોઈને ભારે પડ્યા વિના ગરીબ થઈ, એકલ બાવીઓ પેઠે કેમ રહેવાય, આવું કેમ ખવાય ને આવું

કેમ પહેરાય તે શીખું છું.—ઊભી થઇ, કાકીનાં સામી ફરતી, પહેરેલા વસ્ત્રનો જાડો પાલવ હાથમાં ઝાલી બતાવતી અને આંખ વડે હાંલ્લી બતાવતી કુસુમ પ્રફુલ્લ મુખથી બોલી અને અંતે જય પામતી હોય તેમ કાકીની આંખો સામું તાકીને જોઈ રહી.

કુસુમ, તારે કરવું હોય તે કર. પણ આ કંઇ સારું કરતી નથી !—નિઃશ્વાસ મૂકી સુન્દર એક ઝાડના ઠુંઠા ઉપર લમણે હાથ મૂકી બેઠી અને કુસુમના ચૂલા સામું જોઈ રહી.

થોડી વારે હાંલ્લીમાં જોઈ, ઊભા થઈ, બેચાર પાંદડાં વીણી કુસુમ પત્રાળું કરવા બેઠી, ને તેને સળીઓના કકડાથી સાંધતી સાંધતી બોલીઃ કાકી, આ અન્ન ખાવું હોય તો ચાલો; એ પણ મિષ્ટ લાગશે, એથી પણ જઠરાગ્નિ તૃપ્ત થશે.

શું આમ હાથમાંથી જવાને બેઠી છે ? તારા ઘરના અન્ન જેવું આ અન્ન ન હોય, અને એ જાડું અન્ન તારા નાજુક પેટમાં ને નળામાં ખૂંચશે ને પ્રાતઃકાળે ઔષધ ખાવું પડશે.

કાકી, આ ખીચડી ખાતે તો બેત્રણ દિવસ થયા.

હેં ! ત્રણ દિવસ થયાં ખાય છે ? દીકરી, ગજબ કર્યો !—છાતી ઉપર હાથ મૂકતી સુન્દર ચપ લઈને ઊભી થઈ અને હાંલ્લીને અડકવા ગઈ.

હાં, હાં, અડકશો નહીં; નવણુમાં છું,—કુસુમ ગાજી ઊઠી.

હવે જાણ્યું તારું નવણુ ને બવણુ. જમનીનું લુગ
જઅનીની માટલી ને બધું નવણુમાં હશે ખરું કની ?॥

તો આ જુઓ પણે કાલને માટે ધોઈ સૂ
મૂકેલું લુગડું પેલા ઝાડની ડાળ ઉપર, ને આ હાંલ્લી
કુંભારના ઘરની નવી છે. કાકી આવો તો ખરાં, જરા આ
તો ખરાં; જુઓ તો ખરાં; વારુ, આમ શું ગાંડા કહાડો છે

હા, હા, હું ગાંડી; ને તું ગાંડી તે ડાહી. હું
અડકું છું ને હાંલ્લીબાંલ્લી બધું લઉં છું, ઘરમાં ત
માને ને બાપને દેખાડવાને.—સુન્દર અડકવા ગઈ; કુસુમે
અટકાવી.

જો તારે આ વાત તેમનાથી છાની રાખવી હોય
એટલું કબૂલ કર કે આવું જે જે ધતીંગ કરે તેની પ્ર
મને જાણ કરવી.

તે તમે કબૂલ કરો છો કે તમારે એ વાત કોઈ
કહેવી નહીં ?

હા.

ને મને અટકાવવી નહીં ?

એ તો અટકાવવાનું હોય ત્યાં અટકાવવી યે પડે
તે બળથી કે કળથી !

કળથી, બાપુ કળથી એટલું યે કબૂલ તો કર.

નક્કી ? ખાતરી ?

હા, નક્કી ! ખાતરી !

જાવ ત્યારે કબૂલ.

ત્યારે કહે કે આવું આવું શું શું ધાર્યું છે ?

જુઓ ગુણિયલના મનમાં મને બુદ્ધિધનભાઈને પરણાવવાનું છે તેની આપણે ના છે. બહેનના સસરા તે મારા વડીલ. પિતાજીના મનમાં મને સરસ્વતીચંદ્રને પરણાવવી છે, તેમાં પણ આપણી ના સમજવી, અને આ ચંદ્રકાંતભાઈના ઘરમાં એક છે ને તેના ઉપર મને બીજી બેસાડવાની માગણી તેમના ભાઈએ કરી છે—તે કાગળ પિતાજી ઉપર છે, તેની પણ ના.

એ વાતની ના તો સમજાઈ, પણ સરસ્વતીચંદ્રની ના કેમ કહે છે ?

એ વાતની નામાં છેલ્લે સુધી મને મદદ આપો તો સમજાવું. પિતાજી, દાદાજી, ગુણિયલ, જટાશંકર-મામા ને એ બધાંને આ વાતમાં તમારે સમજાવવા.

તે એટલી બધી હું બંધાઉં તેને સાટે તું કેટલું બંધાય છે ?

સરસ્વતીચંદ્રને ના પરણવાનું મારું કારણ તમને બદલામાં સમજાવું.

ના, તે એટલામાં બદલો ન વળે; હું બંધાઉં તેના બદલામાં તું સરસ્વતીચંદ્રને પરણવાને બંધાય છે ?

આવડી આવડી ના !—એણે 'આવડી' ઉચ્ચારતાં હાથના ચાળા કર્યા.

ત્યારે અમારી યે આવડી આવડી ના; આટલી છોકરી મને પટાવે છે—જમની, જો તો ખરી.

જમની : કુસુમબા, ત્યારે કહીજ દ્યો ને. કાકીબાનેય મનની વાત ન કહીએ ?

કુસુમ—જો તમે આટલું બંધાવ તો હું એટલી બંધાઉં કે સરસ્વતીચંદ્ર જડે ને પોતાના વિચાર ફેરવે તો પણ તેટલાથી કંઈ મારે મારા વિચાર ફેરવવાના નથી; પણ હું પૂછું એ બધા પ્રશ્નોના ઉત્તર આપે ને એવા ઉત્તર આપે કે તેથી મારા મનનું સમાધાન થાય ને મારા વિચાર ફરે ને તેમનો ને મારો બેનો વિચાર એક થાય તો પછી હું મને ઠીક લાગે તે વિચાર કરું—તે વિચાર કરું—હાં—વિચાર કરું; બીજું કાંઈ અત્યારથી બંધાવાનું નહીં.

આ જોને—આનું આમ થાય, તેનું તેમ થાય, પેલાનું પેલું થાય—તો પછી મારાં કુસુમબહેન શું કરે? વિચાર કરે? બીજું કાંઈ ન કરે, પણ વિચાર કરે! લાવ, અમે તો કંઈ બંધાતા નથી.

હું તો આ ખાવા બેસું.

પત્રાળું તૈયાર થયું હતું તેમાં ખીચડી નાખી કુસુમ ખાવા લાગી, સુન્દર કેડે હાથ દઈ ઊભી જ રહી. વળી, સ્મરણ સ્ફૂરતાં બોલી : કુસુમ, બીજી વાતમાં બંધાવાનું પડતું રહ્યું, પણ વાત કહેવા તું બંધાઈ છે તે તો કહે કે તેં શાં શાં વતીંગ ધાર્યાં છે ?

કુસુમ હસી પડી: કાકી, આ અન્નમાં એવો નીશો છે કે સાંભરેલું ભૂલી જવાય છે.

ઠીક છે, ત્યારે હું ભૂખથી ભૂલી જઈશ. સુન્દરે જવા માંડ્યું, કુસુમે તેને ઊભી રાખી.

ઊભાં તો રહો. જરા મશ્કરી કરીએ તેમાં શું રીસાઓ છો જે? મારા વિચાર ધારેલા છે તે તું, જમની, કાકીને કહે. પછી બાકી રહેશે તો હું કહીશ.

કહે બાપુ, જમની, તું કહે; એ નહીં કહેવાની.

કાકીબા, બહેનને બાવીને પેઠે રહેતાં શીખવું છે, માળણ પેઠે રહેતાં શીખવું છે, અને જાણવું છે કે અમે બધાં રહીએ છીએ તેમ એમનાથી રહેવાય કે નહીં?

પછી?

હું તો આટલું જ જાણું.

તેમાં તેં શું વધારે કહ્યું? કેમ કુસુમ? શું ધાર્યું છે.!

કુસુમ મોં ધોઈ ઊઠી, અને મોં લોતી લોતી આગળ આવી બોલી: કાકી લો હું જ કહીશ. મારે જમી લેવું હતું તેમાં વાર થાય માટે આટલી યુક્તિ કરી ઉતાવળથી જમી લીધું. હવે સાંભળો. આ કાળમાં કુમારી સ્ત્રીઓને દ્રવ્ય વિના ખાવાપીવાનો વાંધો પડે અને મોટાં ઘરનાં બાળકથી રાંક લોકની રહેણી પ્રમાણે રહેવાય નહીં એવું તમે જ કહ્યું હતું. મેં મારી હવે ખાતરી કરી લીધી કે આ લુગડાં મારાથી પહેરાશે, આ ધાન્ય મને પચશે ને ભાવશે, ને આવે ઠેકાણે રહેવામાં મને કંઈ હરકત નહીં પડે. આ માળણનો માસના બે રૂપિયાના ખરચથી નિર્વાહ થાય છે—લુગડાં, ખાવાનું, અને માટલાં લાકડાં સુદ્ધાં! બાર માસે એ ચોવીસ રૂપિયા થયા.

જમની : કુસુમબા, ત્યારે કહીજ  દ્યો ને. કાકીબાનેય મનની વાત ન કહીએ ?

કુસુમ—જો તમે આટલું બંધાવ તો હું એટલી બંધાઉં કે સરસ્વતીચંદ્ર જડે ને પોતાના વિચાર ફેરવે તો પણ તેટલાથી કંઈ મારે મારા વિચાર ફેરવવાના નથી; પણ હું પૂછું એ બધા પ્રશ્નોના ઉત્તર આપે ને એવા ઉત્તર આપે કે તેથી મારા મનનું સમાધાન થાય ને મારા વિચાર ફરે ને તેમનો ને મારો બેનો વિચાર એક થાય તો પછી હું મને ઠીક લાગે તે વિચાર કરું—તે વિચાર કરું—હાં—વિચાર કરું; બીજું કાંઈ અત્યારથી બંધાવાનું નહીં.

આ જોને—આનું આમ થાય, તેનું તેમ થાય, પેલાનું પેલું થાય–તો પછી મારાં કુસુમબહેન શું કરે ? વિચાર કરે ? બીજું કાંઈ ન કરે, પણ વિચાર કરે ! લાવ, અમે તો કંઈ બંધાતા નથી.

હું તો આ ખાવા બેસું.

પત્રાળું તૈયાર થયું હતું તેમાં ખીચડી નાખી કુસુમ ખાવા લાગી, સુન્દર કેડે હાથ દઈ ઊભી જ રહી. વળી, સ્મરણ સ્ફૂરતાં બોલી : કુસુમ, બીજી વાતમાં બંધાવાનું પડતું રહ્યું, પણ વાત કહેવા તું બંધાઈ છે તે તો કહે કે તેં શાં શાં ધતીંગ ધાર્યાં છે ?

કુસુમ હસી પડી: કાકી, આ અન્નમાં એવો નીશો છે કે સાંભરેલું ભૂલી જવાય છે.

એમાં કંઈ વાંધો નથી. માત્ર વચ્ચે એક દિવસ આ બધા સ્થાન જોવા જવું છે અને ક્યાં ઠીક પડશે તેનો નિર્ણય કરી રાખવો છે.

તે કયારે ?

કાંઈ નિમિત્તે પ્રસંગ આવશે.

કુસુમ ! હવે ઘરમાં આવવું છે કે નહીં ?

હાસ્તો. હવે ઘર અને આશ્રમ, બે કુસુમને મન સરખાં છે ને પિતાજી અને ગુણિયલ એ બે શિવપાર્વતી જેવાં છે; તેના મંદિર જેવું આ ઘર આશ્રય આપશે ત્યાંસુધી ત્યાં જ આનંદ છે; કાકી ! કુસુમનું આયુષ્ય હવે તપોમય સમજવું. મીરાંબાઈનો કાળો કામળો કુસુમને ગમ્યો છે—એને સંસારના બીજા રંગ લાગે નહીં ને ટાઢમાં ઓઢાય.

કુસુમ ! કન્યાઓને વિદ્યા આપતાં પહેલાં જ સંસારમાં પરોવવી એ શાસ્ત્ર તારા દૃષ્ટાંતથી વધારે સમજાશે. અને બીજાં માબાપ પોતાની કન્યાને વિદ્યા આપતાં તારા દૃષ્ટાંતથી ડરશે અને તે બાપડીઓને વિદ્યા નહીં મળે એ સર્વ સંસારનું પાપ કુસુમ તારે માથે ! માતપિતાને અને સંસારને દુઃખ દેખી પસ્તાજે ને કાકીને સંભારજે !

ક્રોધ અને અશ્રુથી ભરેલી સુંદર ચાલી ગઈ. કુસુમ હોઠે આંગળી મૂકી પાછળ ઊભી રહી; તેનું મુખકમળ કાકીની છેલ્લી શબ્દવૃષ્ટિના પ્રહારથી નમી ગયું. નવા ઊંડા વિચારમાં પડી જઈ તે ધીમે ધીમે ચાલવા લાગી.

—ગોવર્ધનરામ ત્રીપાઠી



તે ચાર ટકા પ્રમાણે છસો રૂપિયાનું વ્યાજ થાય. પિતાજી મને કન્યાદાનમાં એટલી રકમ તો ઓછામાં ઓછી આપવાનું ધારશે ત્યારે આ તો એ રકમ પણ નહીં જોઈએ. એટલા રૂપિયા પિતાજી એમને પોતાને નામે રાખવા હોય ત્યાં રાખે અને મને એટલું વ્યાજ અપાવે એટલે આપણે થયું, તેટલામાં તો તાગડધિન્ના થાય ને કુમારી કુસુમ મિસ ફ્લોરાનાથી પણ વધારે સુખી થાય.

તને આ બધું કોણે શીખવ્યું ?—હશે. હવે એ આવડ આવી. ચાલ પછી શું કરવું છે ?

પિતાજીને નાતજાતની હરકત પડે નહીં ત્યાંસુધી મને ઘરમાં રાખશે ત્યાંસુધી રહીશ.તેવી હરકત પડવા માંડશે ત્યારે—

ત્યારે શું ?

ત્યારે કે—ગાઉં ?

કુસુમબહેન ચા......ત્યાં......રે...ગોદાવરી !

ગોદાવરી જતાં તો પૈસા બેસે; પણ સુરગ્રામ, સુન્દરગિરિની બાવીઓ, અને એવાં સ્થાન ક્યાં ઓછાં છે કે જ્યાં સ્ત્રીની જાતને પણ ભય નથી અને મનજી બંડ કરે તેને કેદ કરવાને તો સાધુજનોના કિલ્લા તૈયાર જ છે.

તે ગાંસડાંપોટલાં ક્યારે કરવાનાં છે ?

આવી જાત્રા કરવાને ગાંસડાંપોટલાં શાં? શરીરનો રથ અને મનની સવારી કુસુમ કહાડે સંઘ ત્યાં તો આનંદની વારી.

પિતાજી ઘરમાં રાખે ત્યાંસુધી તો રહેવું છેની ?

એમાં કંઈ વાંધો નથી. માત્ર વચ્ચે એક દિવસ આ બધા સ્થાન જોવા જવું છે અને ક્યાં ઠીક પડશે તેનો નિર્ણય કરી રાખવો છે.

તે કયારે ?

કાંઈ નિમિત્તે પ્રસંગ આવશે.

કુસુમ ! હવે ઘરમાં આવવું છે કે નહીં ?

હાસ્તો. હવે ઘર અને આશ્રમ, બે કુસુમને મન સરખાં છે ને પિતાજી અને ગુણિયલ એ બે શિવપાર્વતી જેવાં છે; તેના મંદિર જેવું આ ઘર આશ્રય આપશે ત્યાંસુધી ત્યાં જ આનંદ છે; કાકી ! કુસુમનું આયુષ્ય હવે તપોમય સમજવું. મીરાંબાઈનો કાળો કામળો કુસુમને ગમ્યો છે—એને સંસારના બીજા રંગ લાગે નહીં ને ટાઢમાં ઓઢાય.

કુસુમ ! કન્યાઓને વિદ્યા આપતાં પહેલાં જ સંસારમાં પરોવવી એ શાસ્ત્ર તારા દૃષ્ટાંતથી વધારે સમજાશે. અને બીજાં માબાપ પોતાની કન્યાને વિદ્યા આપતાં તારા દૃષ્ટાંતથી ડરશે અને તે બાપડીઓને વિદ્યા નહીં મળે એ સર્વ સંસારનું પાપ કુસુમ તારે માથે ! માતપિતાને અને સંસારને દુઃખ દેખી પસ્તાજે ને કાકીને સંભારજે !

ક્રોધ અને અશ્રુથી ભરેલી સુંન્દર ચાલી ગઈ. કુસુમ ઓઠે આંગળી મૂકી પાછળ ઊભી રહી; તેનું મુખકમળ કાકીની છેલ્લી શબ્દવૃષ્ટિના પ્રહારથી નમી ગયું. નવા ઊંડા વિચારમાં પડી જઈ તે ધીમે ધીમે ચાલવા લાગી.

—ગોવર્ધનરામ ત્રીપાઠી



૧૫

# પિતાપુત્ર

[ પૂર્વકથા : ગૂજરાતના નૃપતિ જયસિંહદેવનો પ્રતાપ વધારવામાં તેમના મહામાત્ય મુંજાલમહેતાનો અમૂલ્ય ફાળો હતો. એમની વિચક્ષણ બુદ્ધિ, અજોડ દીર્ઘદૃષ્ટિ અને કુશળ ચાણક્યનીતિને લીધે ગૂજરાતની બધી સત્તા તેમના હાથમાં હતી. ગૂજરાત–પાટણના હરીફ અવંતિનગરીના રાજા લક્ષ્મવર્માનો સામંત કીર્તિદેવ પાટણ ને અવંતિ વચ્ચે મુસલમાનોના આક્રમણને અટકાવવાના હેતુથી, સંધિ કરાવવા પાટણ આવે છે. કીર્તિદેવ, યુવાન, બુદ્ધિશાળી ને બહાદૂર છે. તેનો આ વિચાર મુંજાલ મહેતાને પસંદ પડતો નથી–પાટણનું મહત્વ ઘટી જવાની તેમને દહેશત રહે છે. તેઓ કીર્તિદેવને કેદ કરે છે. કીર્તિદેવનો મિત્ર અને જયસિંહદેવનો માનીતો સુભટ કાકભટ્ટ તેમને છોડવવા પ્રયત્ન કરે છે. તેની ખબર પડતાં મુંજાલ જે ભોંયરામાં કીર્તિદેવને પૂર્યો છે ત્યાં જાય છે ને તેનો વધ કરવાની તૈયારી કરે છે એટલામાં કીર્તિદેવના કુળની ખબર કાઢવા ગએલો કાક ત્યાં આવી પહોંચે છે. કીર્તિદેવ પોતાનો મૃત ગણાએલો પુત્ર છે એમ ખાતરી થતાં મુંજાલનો ક્રોધ ઓસરી જાય છે ને પિતૃપ્રેમનો ઊભરો ઊછળી આવે છે.

આખો પ્રસંગ વિવિધ રસો–ભાવોના આલેખનને લીધે રોમાંચક ને હૃદયસ્પર્શી બન્યો છે. ]

[૧]

## લોહીતરસ્યો મહાઅમાત્ય

મુંજાલની નિશ્ચયાત્મક બુદ્ધિએ અત્યારે ભયંકર રૂપ લીધું હતું. તેની ઇચ્છાશક્તિ મૂલમાં તો પ્રબલ હતી; અભ્યાસે, સમોવડીઆને અભાવે, નિશ્ચલ બની હતી, અને સામે પડનારને અચૂક કચરી નાખે એવી થઈ રહી હતી. એવી દુર્ધર્ષ શક્તિ અત્યારે ઘણી જ છંછેડાઈ હતી. ઘણા એની સામે થવા મથતા પણ થોડા વખતમાં જ ડરી જઈ, હાર ખાઈ જતા. પણ આ એક જ નિર્માલ્ય સુભટ તેનાથી ડરતો નહોતો; અને તેની યોજનાઓ ઊંધી વાળતો હતો. આ અવિચારી છોકરાને ખૂંદી નાખવા મુંજાલે અત્યારે દૃઢ નિશ્ચય કર્યો હતો. કેસરીના પંજામાં ઉંદર આવતો હતો, પંજો બીડાતો હતો, પંજો બીડી તે નિર્જીવ પ્રાણીને ચગદી નાખવા વનરાજ તૈયાર થઈ બેઠો હતો.

મુંજાલ ભોંયરામાં ઊતર્યો. ભીંતે ટેકવી ને મશાલ મૂકી અને એક સાથેની ઓરડીનું બારણું ખોલવા માંડ્યું. તેણે આસપાસ નજર કરી અને જરા વિચારમાં પડ્યો, કારણ કે કયા ઓરડામાં કીર્તિદેવ હતો તે એ વીસરી ગયો. કંઈ નિર્ણય પર આવી શકવાથી કુંચી લગાડી પહેલી ઓરડી ઉઘાડી.

તાળું ઉઘાડવાનો અવાજ થતાં કોઈએ અંદરથી મધુર સ્વરે પૂછ્યું: કોણ એ ?—અવાજ કોઈ સ્ત્રીનો લાગ્યો

એટલે મુંજાલ ચમક્યો. સુરપાલને તે શુષ્ક વૃદ્ધ સૈનિક ધારતો હતો–તે વળી અહીંઆ સ્ત્રી લાવી રાખે ! મનમાં તે હસ્યો અને પલવાર ઊભો રહ્યો.

કોણ સુરપાલ ?—ફરીથી પ્રશ્ન આવ્યો. મુંજાલ કંઇ બોલ્યો નહીં પણ બારણું ઉઘાડ્યા વિના જ તે પાસેની બીજી ઓરડીનું તાળું ખોલવા બેઠો.

તે તાળું ખોલી તેણે બારણું ઉઘાડ્યું કે કીર્તિદેવે પૂછ્યું: કોણ ? મુંજાલે જવાબ નહીં દીધો, પણ ભોંય પર પડેલી મશાલ ઊંચકી, કમર પર લટકતી તલવારનો બંધ જરા ઢીલો કર્યો અને અંદર પેઠો.

મશાલના અજવાળામાં તેણે કીર્તિદેવને જોયો. તે માલવી યોદ્ધાએ પણ મુંજાલને ઓળખ્યો. જરાક આંખ ચોળી અને તેના મોઢાનું નૂર ઊડી ગયું. અત્યારે આ ? જ્યારે તે પલેપલ છૂટવાની વાટ જોતો હતો ત્યારે તેના કટ્ટા વેરીને આવતો જોઈ તે અડગ યોદ્ધો પણ ડગ્યો.

કેમ છો કીર્તિદેવ ?—જરાક મજાકમાં મુંજાલે પૂછ્યું.

શું જવાબ દેવો તે કીર્તિદેવને એકદમ સૂઝ્યું નહીં, પણ મુંજાલ નીચો વળી પાસે પડેલી દીવીનું કોડીયું ચેતાવતો હતો એટલે તેને સ્વાસ્થ્ય મેળવવાનો વખત મળ્યો.

ઓહો મંત્રીરાજ ! તમે અત્યારે ?

હા—કહી મુંજાલ ભોંય પર મશાલ મૂકી કીર્તિદેવ તરફ ફર્યો.

કેમ ?—રખેને કાક આવી પહોંચે એવી ધાસ્તીથી જાળી તરફ નજર નાખી કીર્તિદેવે પૂછ્યું.

તમને નાસી છૂટતા અટકાવવા.

આ તમારા યમસદનમાંથી કોની મગદૂર કે નાસી છૂટે ?—છાસીયું કરી ધ્રૂજતું હૃદય મહામહેનતે કાબુમાં રાખી માલવી યોદ્ધાએ કહ્યું.

હું તે જ જોવા માંગું છું—સખતાઇથી મહાઅમાત્યે કહ્યું.

હવે ખાત્રી થઈ ?

જાળી તરફ શા માટે જુઓ છો ?—મુંજાલે તિરસ્કારપૂર્વક કહ્યું: તમારે જવાનાં દોરડાં ક્યારનાં કપાઈને કુવાને તળીએ પડ્યાં છે.

ધીમેથી કીર્તિદેવે તબીઅત વાળી હતાશ થતાં તેની હિંમત પાછી આવી.—તે તો તમને અહીંઆં દીઠા એટલે મારી ખાતરી થઇ ગઈ. બોલો ! હવે તમારે શું કામ છે?

કેમ આટલી અધીરાઈ આવી ?—તિરસ્કારથી મંત્રીએ પૂછ્યું.

રાત ઘણી ગઈ છે. મને ઊંઘ આવે છે—શાંતિથી કીર્તિદેવે કહ્યું.

તમારે અત્યારે અહીંઆં ઊંઘવાનું નથી.

કેમ ? ત્યારે ક્યાં ?

કાં તો મારી સાથે રાજગઢમાં—અથવા તમે કહ્યું ત્યાં—યમસદનમાં. કીર્તિદેવ નિશ્ચલ નયને જોઈ રહ્યો અને મુંજાલે

આગળ ચલાવ્યું: રાજગઢમાં સૂવું હોય તો મારું કહ્યું માનો.

શું ?

જયદેવ મહારાજની સેવા સ્વીકારો.

ગુસ્સામાં કીર્તિદેવે ઊંચું જોયું અને ધીમેથી ગુસ્સો દબાવી તે બોલ્યો: મંત્રી ! તમારા જયદેવ મહારાજને કહો કે અવંતિનાથના સામંત થાય—એટલે હું તેની સેવા સ્વીકારીશ.

મુંજાલે હોઠ કરડયા અને ગૌરવથી પૂછ્યું: એટલે ?

એટલે, આ ભવે મારા સ્વામી અવંતિનાથ—આવતે ભવે ભગવાન પિનાકપાણિ. સમજ્યા ?—કીર્તિદેવનો અવાજ સખત હતો.

મારું કહેવું નહીં માનવાનું પરિણામ શું આવશે તે ખબર છે ? મુંજાલે ગુસ્સામાં પૂછ્યું.

પરિણામ જાણવાની મને પરવા નથી.—શાંતિથી કીર્તિદેવે કહ્યું.

ગુસ્સામાં પણ મુંજાલ થોડો વખત આ માલવી યોદ્ધાનું નિર્દોષ મુખ, તેની ભવ્ય તેજોમય આંખો, તેની અડગતા જોઈ રહ્યો આવા સુંદર પ્રભાવશાળી પુરુષને મારવાનું મન તેને થયું નહીં.—કીર્તિદેવ ! એકબીજો રસ્તો છે.

કીર્તિદેવે જવાબ ન આપ્યો. તે અદબવાળી હોઠ બીડી શાંતિથી ઊભો હતો.

તમે આ તમારું ગાંડપણ છોડી દેશો ?

કયું ?

અવંતિ અને પાટણ વચ્ચે સંધિ કરાવવાનું ?

પાટણના તો તમે મુખત્યાર છો. પછી સંધિ કેમ થવાની હતી ?

પણ તમારી હોંસ પાટણ અને અવંતિના બંનેના મુખત્યાર થવાની છે.—તિરસ્કારથી મહાઅમાત્યે કહ્યું: યવનને કાઢવાને બહાને લક્ષ્મવર્માને આર્યાવર્તનો ચક્રવર્તી કરવો છે, કેમ ? એ કદી થવાનું નથી.

મુંજાલમહેતા ! વિધિની નિશ્ચલતાનો આડંબર શા કામનો ?—તેની મોટી આંખ પણ જરા ઊઘડી. અંધારામાં પણ તેમાંથી તેજના પુંજ વરસ્યા.—ભારતનું ભાગ્ય તમારા હાથમાં નથી કે તમે કંઇ કહી શકો. તમે એક કીર્તિદેવ મારશો–તો બીજા સહસ્ર ઊભા થશે. પાટણની મદદથી યવનોનો સંહાર થવાનો હશે તો પાટણને પાધર થતાં વાર કેટલી ?—ગર્વથી કીર્તિદેવે કહ્યું.

પાટણને પાધર થતાં ઘણી વાર છે—તિરસ્કારથી મુંજાલે કહ્યું: તે પહેલાં તો તેનો પતિ પૃથ્વીપતિ થશે.

કે નહીં તો પછી ગર્જનાધિપનો સામંત બનશે. તમે મને કેદ કર્યો છે, અત્યારે હવે મારી નાંખશો. બીજું શું કરશો તેની મને પરવા નથી. તમારી કલંકી રાજ્યનીતિને એ જ શોભશે.—મુંજાલ બોલ્યો નહીં. તેને આ યુવાન યોદ્ધાના બોલ સાંભળવા ગમતા હતા. કીર્તિદેવના પલેપલે વધારે તેજસ્વી થતા મુખ તરફ તે જોઈ રહ્યો.

પાટણના શ્રાવકમંત્રીઓને રાજ્યસત્તા હાથમાં રાખવી છે અને તેથી તેઓ આર્યાવર્તનાં બીજા રાજ્યો સાથે સંધિ

કરતા નથી. ભૂતકાલમાં એ તમારી રાજ્યનીતિ હતી—આજે પણ તેજ છે. હું આ રાજનીતિનો વેરી છું તેથી તો તમે મને મારવા માગો છો. ભલે મને મારી નાંખો—તમારી સ્વાર્થબુદ્ધિ રાખો, કરો છો તેમ કર્યા જાઓ. પણ જે સ્વપ્નાં હું સિદ્ધ કરવા માગતો હતો તે સિદ્ધ ન થયાં તો આખા ભરતખંડના ભોગ મળશે. મને મર્યાની બીક નથી, પછી શું થશે તેની બીક છે. અને ભવિષ્યનો ખ્યાલ લાવતાં હું કંપું છું. પણ મારું કહેવું નિરર્થક છે. વાણિયાને એ ખ્યાલ ક્યાંથી આવે?—કહી કીર્તિદેવે ખેદથી ડોકું ધુણાવ્યું.—મુંજાલમહેતા! જ્યારથી તમારા જેવાના હાથમાં રાજ્યસત્તા આવી ત્યારથી જ આર્યાવર્તનાં ભાગ્ય ફૂટયાં.—આ શબ્દો પણ કીર્તિદેવે, સામાન્ય સિદ્ધાંત ઉચ્ચારતો હોય એવી તટસ્થતાથી કહ્યા.

મુંજાલના હોઠ તિરસ્કારમાં મરડાયાઃ છોકરા! હું અત્યારે જીભાજોડી કરવા નથી આવ્યો અને આવ્યો હોત તો એ તારા જેવા નબાપા જોડે કરવાની તસ્દી નહીં લેત.

કીર્તિદેવના મોઢા પર ગુસ્સો પ્રસરી રહ્યો. તેણે ચમકી દાંત કરડયા અને એકાગ્ર દૃષ્ટિએ મુંજાલ તરફ જોઈ કહ્યુંઃ મહેતાજી! હું નબાપો હોઈશ. નિર્જીવ હોઈશ, પણ પાટણને જીતનાર—યવનદલને સંહારનાર—મહારથીઓના પણ મહારથી ઉબ્બક પરમારને ખોળે ઊછર્યો છું. કાશીને શરમાવનાર અવંતિના વિદ્વાન શ્રોત્રિયનાં ચરણ ધોઈ વિદ્વતા મેળવી છે. મારી શક્તિ નથી ચીકાટે બેસીને આવી કે નથી શુષ્ક જતિઓની સેવા કરી.

ઠીક, તું વચન નથી આપતો એમ ?—મુંજાલે દાંત પીસી, ધીમે, ખોખરે, ભયંકર અવાજે પૂછ્યું.

નહીં આપું તો શું કરશો ?—તિરસ્કારથી હસી કીર્તિદેવે કહ્યું. મુંજાલના સ્વસ્થ મગજમાં ઝનૂનની જવાલા ભભૂકી ઊઠી. અનેકવાર સમોવડીઆ સાથે બાથ ભીડી હતી, પણ કોઇએ તેને આવો તુચ્છકાર્યો નહોતો, અને તેના ગૌરવને હાનિ પહોંચાડવાની ધૃષ્ટતા કરનાર દુશ્મનને પૂરો કરવા તેણે નિશ્ચય કર્યો: છોકરા ! તારું આવી બન્યું છે.—કહી તેણે હાથ તલવાર પર નાંખ્યો.

તે તો લલાટના લેખની વાત છે.—શાંતિથી, તિરસ્કારથી કીર્તિદેવે કહ્યું: તેમાં તમે શું કરશો ?

જોવું છે ?—કહી વીજળીની માફક મુંજાલે તલવાર કાઢી.

પણ મુંજાલ પૂરી તલવાર કાઢે તે પંહેલાં કીર્તિદેવ કુદ્યો અને બે હાથે મુંજાલનો તલવારવાળો હાથ તેણે પકડયો. શસ્ત્રસજ્જિત મંત્રી નિઃશંક મને ઊભો હતો, અને તે આ અચાનક તરાપથી પાછો પડયો. કીર્તિદેવના હાથ–શિકારી કુતરાના દાંતની માફક–તેના જમણા હાથ પર સજ્જડ ચોંટયા હતા. તરત સાવધ બની તેણે જમણા હાથમાંથી ડાબે હાથે તરવાર લેવા પ્રયત્ન કર્યો. દ્વંદ્વયુદ્ધમાં કુશળ કીર્તિદેવ સમજ્યો અને મંત્રીનો હાથ આમળી તલવાર લેવા મથામણ કરવા માંડી. ચાર હાથ માત્ર ઝપાઝપી કરતા હતા અને બળે બંને જણ તેના નાના ઓરડામાં ચક્કરચક્કર ફરવા લાગ્યા. નાની સાંકડી ઓરડીમાં બે દીવાના અસ્થિર અજવાળામાં આ જીવલેણ દ્વંદ્વયુદ્ધ ભયંકર રીતે જામ્યું.

આખરે મુંજાલનું અપ્રતિમ બાહુબળ કીર્તિદેવના ચાપલ્યથી ચઢ્યું. તેણે માલવી યોદ્ધાને ખૂણામાં ચગદી ઘાલ્યો અને પોતાનો તલવારવાળો હાથ છૂટો કરવા એક મહાયત્ન કર્યો. તેણે પોતાનો હાથ જોરથી વાળ્યો. સાથે કીર્તિદેવના પણ હાથ વળ્યા. એમાંથી જેનો હાથ પહેલો લાગે તે હારે એવો વખત આવ્યો, પણ મંત્રીએ પોતાના ઘુંટણના જોરથી ખૂણે દબાએલા કીર્તિદેવને દાબ્યો. તે દબાણ દુઃસહ થઈ પડવાથી કીર્તિદેવના હાથ છૂટી ગયા...વીફરેલા મુંજાલના ઘુંટણ નીચે તે સપડાઈ પડયો, ને મુંજાલે યમદંડ જેવા વિજયી ખડ્ગની તીક્ષ્ણ અણી કીર્તિદેવની છાતી પર ધરી.

પાપી ! જો હવે તારે લલાટે શું લખાયું છે ? —હાંફતાંહાંફતાં મંત્રીએ કહ્યું.

'ખબરદાર' પાછળથી કાકની પ્રચંડ ગર્જના સંભળાઇ. મુંજાલે ચમકીને પાછળ જોયું: બારણામાં કાક અને સુરપાલ ઊભા હતા.

[ ૨ ]

## કીર્તિદેવનું કુલ

મધ્યરાત્રિને ઘડી બે ઘડી થઈ એટલે કાક દોડતે ઘોડે પાછો આવ્યો અને ઘોડાને બાંધી, પગે પેલા કુવા પાસે આવ્યો. તે જેવો આવ્યો એટલે સુરપાલ અને તેના શાગીર્દો તેના પર તૂટી પડયા અને મુશ્કેલીએ તેને પકડયો. સુરપાલે એક દોરડું લાવી તેના હાથ પાછળથી બાંધ્યા.

સુરપાલ ! તું જાણે છે હું ભટ્ટરાજ છું ?

ભલેને મોટો રાજા હોય.

કોના હુકમથી પકડે છે ?

મુંજાલ મહેતાના.

હેં ! તે અહીંઆં છે ?

હા. અપાસરામાં.

મને તેની પાસે લઈ જા.

હું તેજ કરું છું.—કહી ઝપાટાબંધ સુરપાલ તેને ભોંયરામાં લઈ આવ્યો.

સુરપાલે ઓરડીનું બારણું ઉઘાડયું કે કાક છલંગ મારી અંદર ગયો અને તેણે 'ખબરદાર'ની ગર્જના કરી.

કીર્તિદેવનું લોહી રેડવા તલસી રહેલા મુંજાલને કાને આ ગર્જના થતાં તેણે પાછળ જોયું અને કાકને જોતાં તેના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. તેની નસેનસમાં તોફાન જાગ્યું પણ સત્તા અને ગૌરવનો અવતાર ગણાતો મહાઅમાત્ય આ પળે પણ ગૌરવ વીસર્યો નહીં. તે ધીમેથી સ્વાસ્થ્ય રાખી કીર્તિદેવ પરથી ઊઠયો અને કહ્યું: સુરપાલ ! આ હરામખોરને પકડ. એ ધારે છે કે મુંજાલને મહાત કરવો એ રમત વાત છે.

સુરપાલે પોતાની મશાલ પણ ભીંતે ટેકવી મૂકી અને આવી કીર્તિદેવને પકડયો.

અર્ધઉઘાડા બારણામાંથી મંજરી મુંજાલનું ક્રોધથી જ્વલંત બની રહેલું મુખ જોઇ રહી. તેના વાળ કપાળ પર વીખરાઈ ગયા હતા. તેની વિશાલ આંખો લાલચોળ થઈ હતી.

મુંજાલ કાક તરફ ફર્યો: તું પણ આવ્યો—મેઘગર્જના સમાન ચિત્તભેદક અવાજે મુંજાલે પૂછ્યું.

હા, અને વખતસર જ. પાટણના મહાઅમાત્ય આમ મારાની માફક રાતે લોકોનાં ખૂન કરતાં ક્યારથી શીખ્યા?—કાક હસ્યો.

મુંજાલનાં નેત્રો ફાટી ગયાં. તે એક ડગલું આગળ આવ્યો. તલવાર ઉગામી પણ તલવાર પડે તે પહેલાં બારણામાંથી મંજરી કૂદી અને પાસે જ ઊભેલા કાકની કોટે વળગી પડી.

મુંજાલ ચમક્યો. એને લાગ્યું કે બેભાન સોમ આવી. તેણે તલવાર પાછી ખેંચી લીધી અને ધ્યાનપૂર્વક જોયું: કોણ છે તું?

હું!—ગર્વથી માથું ઊંચું કરી મંજરીએ સ્પષ્ટ રીતે કહ્યું. મોરના કેકારવ સમો તેનો સુમધુર અવાજ ટહુકી રહ્યો.—કાકભટ્ટની અર્ધાંગના.

કોણ કવિકુલશિરોમણીની છોકરી! તું અહીંઆં ક્યાંથી?—મુંજાલે વિસ્મય પામી પૂછ્યું.

મારા સૌભાગ્યનાથની સાથે—મંજરી કાકને ગળે વળગી રહી.

મંજરી!—શાંતિથી કાકે કહ્યું—અમારી તકરારમાં તું નહીં પડ; નહીં તો કહેવાશે કે સ્ત્રીહત્યાથી ડરી મુંજાલ મહેતાએ મને જીવવા દીધો.—કહી તેણે મંજરીને હેતભરી દૃઢતાથી જરા દૂર કરી.

જે બ્રહ્મહત્યાથી નહીં ડરે તેને સ્ત્રીહત્યા શી વિસાતમાં? —તિરસ્કારથી કીર્તિદેવ, જેના હાથ સુરપાળે બાંધ્યા હતા તે, બોલ્યો—મુંજલમહેતા! એને શું મારો છો? એણે શું ગુનો કર્યો છે? ગુનો તો મેં કર્યો છે.

કંઈ પણ જવાબ આપ્યા વિના મુંજાલે એના તરફ મુંઠ ફેરવી અને કાકને દાંત પીસી કહ્યું: મારો રાજકેદી તારે નસાડવો હતો કેમ?

હું રાજ્યકેદી ઓળખતો નથી. મારી સ્ત્રીને અહીંઆં કેદ કરી છે. મારા મિત્રને કેદ કર્યો છે—તેમને છોડાવવા એ હું મારો ધર્મ સમજું છું.

તારી સ્ત્રી!

ભૂલી ગયા! સજ્જનમહેતાના વાડામાં ઉદો મહેતો મંજરીને ઉપાડી લઈ ગયો હતો તે. પારકાની બૈરી લોકો ઉપાડી જાય અને પાછી લઈ જવાય નહીં, વાહ તમારો ન્યાય!

તે વાતની મારે પંચાત નથી જોઈતી. તેં રાજદ્રોહ કર્યો છે એજ બસ છે.

રાજદ્રોહ? મેં? હા. મેં લાટ જીતી આપ્યું, નવઘણને પકડી આપ્યો અને કીર્તિદેવનું કાવત્રું ફોડ્યું.

તેમાં જ તું ફાટયો છે. કાલે તને તો હાથીને પગે કચરાવીશ.

કચરાવો—તમારી મગદૂર હોય તો. તમે હજુ મને ઓળખ્યો નહીં. મને હાથીને પગે કચરાવો—પછી જુઓ, કાલે મંડલેશ્વર તમારા દુશ્મન થશે—પાટણમાં વસેલા હજાર લાટના સુભટો બા'રવટું લેશે ને લાટ જીત્યું—અણજીત્યું થઈ જશે.

છોકરા ! તું કોને ડરાવે છે ?

તમે તે કોણ થયા કે ન ડરો ?—ગર્વથી કાકે પૂછ્યું. મંજરી કાકના મુખની પ્રભાવભરી ભભક જોઈ રહી.

તે હું તને બતાવીશ.

તમે પાટણની સત્તાના પ્રતિનિધિ હશો તો હું પણ છું.

તું ?—તિરસ્કારથી મુંજાલે પૂછ્યું.

હા. તમે ભૂતકાલના; પણ હું તો ભવિષ્યનો.—શાંતિથી કાકે કહ્યું.

મુંજાલ મૂંગો રહ્યો. આ વાતમાં તેને કંઈ માલ લાગ્યો નહીં. થોડીવારે તેણે કહ્યું: સુરપાલ ! આની કાલે વાત, લે તલવાર, પેલાનો શિરચ્છેદ કર.

સુરપાલ આગળ આવ્યો અને તલવાર લેવા હાથ આગળ ધર્યો. કાક વચ્ચે આવ્યો: ખબરદાર.

ચૂપ રહે—ગુસ્સામાં મુંજાલે ગર્જના કરી.

શા માટે ? એ અવંતિનો સંધિવિગ્રહક છે, એનો દેહ પવિત્ર છે.

એ કાવત્રાંબાજનો દેહ પવિત્ર ! લે સુરપાલ !—કહી મુંજાલે ફરી તલવાર ધરી.

મુંજાલ મહેતા !...

સુરપાલે તલવાર લીધી. ગર્વમાં માથું ઊંચું રાખી કીર્તિદેવ તલવારના ઝપાટાની રાહ જોતો હતો.

સુરપાલ !—કાકે કહ્યું—એક પળ સબુર કર. મારે કીર્તિદેવને બે બોલ કહેવા છે. સુરપાલે મુંજાલ સામું જોયું અને મંત્રીએ નજરથી હા કહી એટલે તે થોભ્યો.

કીર્તિદેવજી ! હું કાલભૈરવ પાસે જઈ આવ્યો.

કીર્તિદેવના મુખ પર તેજ છાયું. તેની આંખોમાં અમી આવ્યું. મારું કુલ કયું ? મારો પિતા કોણ ?— આતુરતાથી કીર્તિદેવે પૂછ્યું.

જરાક હસી કાકે, મુંજાલ પર તિરસ્કારથી નજર નાંખીને કહ્યું: કીર્તિદેવજી ! તમે બાલક હતા ત્યારે તમને સજ્જનમહેતાએ નબાપા તરીકે જાત્રાએ આવેલા સેનાપતિ ઉબકને સોંપ્યા હતા નહીં ?

મુંજાલે કાન ફફડાવ્યા, તે ધ્યાનથી સાંભળી રહ્યો.

હા, એ તો મેં તમને વાત કહી હતી.

સજ્જન મહેતા તમારા કોઈ સગા હોય એમ લાગે છે નહીં? મને વહેમ છે.—અધીરાઈથી કીર્તિદેવે કહ્યું.

કીર્તિદેવજી !–મોટે અવાજે કાકે કહ્યું: ત્યારે તમારા પિતાનું નામ જાણવાની ઉત્સુકતા છોડી દો.

કેમ, કાલભૈરવે શું કહ્યું ?

ના, કહ્યું છે પણ મરણની અણીએ પિતાનું નામ જાણવાથી તમારું નિષ્કલંક જીવન કલંકિત થશે.

હેં !—નિસ્તેજ બની કીર્તિદેવે કહ્યું.

હા.—કાકે મુંજાલ તરફ વિજયદર્શક નજરે જોતાં કહ્યું.

દ્વિજ છું ? કુલ કેવું છે ? નિરાશાભર્યા અવાજે કીર્તિદેવે પૂછ્યું.

કુલ પ્રાગ્વાટ છે. તેની નામના નવે ખંડે પ્રસરે છે. તમારા પિતા છે સુવિખ્યાત—

પણ—

પણ વૈરી મારી, બહેન મારી; પુત્રને મારવા તલસી રહે એવા છે—કહી કાક હસી ને મુંજાલ તરફ ફર્યો ને બોલ્યો— સુરપાલ! હવે શિરચ્છેદ કર.

[ ૩ ]

## કીર્તિદેવનો પિતા

મુંજાલ આ વાતચીત સાંભળી દિંગ થઈ ગયો. તેના મોંઢા પરથી ગુસ્સો અને સખતાઈ જતાં રહ્યાં. મધ્યાહ્નના ભભૂકતા ગગનમાં વાદળ છવાઈ આવે તેમ તેના મુખ પર ને આંખમાં વેદના છવાઈ ગઈ. તેને કપાળે પરસેવો થયો. તે એકથી બીજા સામે જોઈ રહ્યો.

સુરપાલ! સબુર કર—તેણે એકદમ કહ્યું—કાક! તું કોની વાત કરે છે?

કાક કઠોર રીતે હસ્યો—કીર્તિદેવનો શિરચ્છેદ કરો પછી કહું. એ બિચારાનું નિષ્કલંકિત મન નાહકનું અપવિત્ર થશે.

મુંજાલ આ ઘાથી ફીક્કો પડયો. શું પૂછવું તેની તેને સૂઝ ન પડી.—બોલ, બોલ! પ્રાગ્વાટ કુલ કયાંનું?

પાટણનું.

મુંજાલ ગુંચવાઈ કીર્તિદેવ તરફ ફર્યો. તે માલવી યોધ્ધો સમજી ન શક્યો કે મુંજાલમાં આ ફેરફાર કેમ થયો.

કીર્તિદેવ!—આતુરતાથી ફાટેલી આંખે અને ધ્રૂજતે સ્વરે મુંજાલે પૂછ્યું: તમે સજ્જનને ત્યાં ઊછર્યા હતા?

હા.

મુંજાલ કાક તરફ ફર્યો, પણ તે તો હસતો હતો. તેની આંખમાં કંઈ મર્મ સમાયો હતો.

કાક ! બોલ, બોલ. એનો બાપ કોણ–એની મા કોણ ? તું આવું શું બોલે છે ? હું પણ પ્રાગ્વાટ છું. મેં પણ વૈરીને મરવા દીધી; બહેનને મરવા દીધી.

મુંજાલે ઉતાવળથી ગુંચવાડામાં પૂછ્યું : કીર્તિદેવની માનું નામ શું ?—તેનો અવાજ રડવા જેવો થયો હતો.

બીજું શું હોય ? ફૂલકુંવરબા.—હસીને કાકે કહ્યું.

એક ફાળ ભરી મુંજાલ કીર્તિદેવને ભેટી પડ્યો. તેની આંખમાંથી ચોધાર આંસુ પડ્યાં, તેણે રડતે અવાજે કહ્યું: મારા દીકરા !

કીર્તિદેવ સમજ્યો, તેના મુખ પર નૂર આવ્યું–પિતાજી !

સુરપાલ ! શિરચ્છેદ તો આવો રહ્યો પણ બંધચ્છેદ તો કર–કાકે કહ્યું. સુરપાલે કીર્તિદેવનાં બંધન કાપી નાંખ્યાં. દરેકની આંખમાંથી ચોધાર આંસુ પડવા માંડ્યા અને વૃદ્ધ સુરપાલે મર્યાદા છોડી જોરથી નાક છીંકવા માંડ્યું.

થોડીવારે મુંજાલ અને કીર્તિદેવ છૂટા પડ્યા બંનેએ આંખો લૂછી. મુંજાલે સ્વાસ્થ્ય મેળવી આસપાસ જોયું અને જરા હસી કહ્યું: મને આટલાં વર્ષ એમ જ થયા કરતું હતું કે તું જીવે છેઃ સજ્જનમહેતા તો કહ્યા જ કરતા હતા કે તું મરી ગયો. મને એણે સ્પષ્ટ કહ્યું હોત તો હું કેટલો સુખી થાત !

પિતાજી ! મને પણ તમારી ભાળ મેળવતાં કેટલું થયું ? આખરે કાલભૈરવ આરાધી સગપણ જાણ્યું ત્યારે.

ચાલો !—હજી આંખમાં રહ્યાંસહ્યાં આંસુ લૂછતો મુંજાલ બોલ્યોઃ સોમનાથ ભગવાને મારી સામે જોયું. તારી મા પાછળ, કેટલાંએ આંસુ મેં પાડયાં છે. મને એવું એકલું લાગતું હતું—જાણે રખેને કીર્તિદેવ અલોપ થઈ જાય, એવી બીકે વારંવાર સ્નેહદૃષ્ટિએ તેને નીરખતાં મુંજાલે કહેવા માંડયુંઃ મારું હૃદય અરણ્ય જેવું ઉજ્જડ થઈ ગયું હતું. કીર્તિદેવ ! કીર્તિદેવ ! આજે પણ મારા હાથથી તારું ખૂન થતું રહી ગયું.

ન થયું એ પ્રતાપ આ મારા મિત્રનો—કહી કીર્તિદેવ કાક તરફ આવ્યો.

અરે હા સુરપાલ! એના બંધ કાપી નાંખ.—મુંજાલે કહ્યું અને રખવાલે તે પ્રમાણે કર્યું. કાકના હાથ છૂટા થયા કે કીર્તિદેવ અને તે ભેટી પડયા.

કાક !—મુંજાલે હસતાં હસતાં કહ્યું—હજુ તને શિક્ષા કરવી બાકી રહી છે.

હું પણ શિક્ષા ખમવા તૈયાર છું.—કાકે પણ હસીને કહ્યું.

ના, ના—કીર્તિદેવે કહ્યું.

એને શિક્ષા એ કે—મુંજાલે હસીને કાક અને મંજરી તરફ હાથ કરી કહ્યું—તમારે બેએ બારોબાર ઘેર નહીં જવું. પણ મારી જોડે રાજગઢ આવવું.

જેવી આજ્ઞા.

ચાલો ! કહી મુંજાલ આગળ થયો. અકેકી મશાલ સુરપાલ અને કાકે લીધી અને બધાં ઉપર આવ્યાં. જાણે રખેને કીર્તિદેવ એનો પુત્ર મટી જાય એમ મુંજાલ તેના ખભા પર હાથ મૂકી ચાલતો હતો.

—કનૈયાલાલ મુનશી



[ **સમજૂતી :** ૧૪: 'સુન્દર'—કુસુમની વિધવા કાકી. 'એની માને દુ:ખ આવી પડયું': પિયર આવતાં એની મોટી પુત્રી કુસુદસુંદરી અકસ્માત નદીમાં સરી પડી હતી અને તે ડૂબી ગએલી મનાતી હતી એ એક દુ:ખ; પોતાના જમાઈ પ્રમાદધને આપઘાત કર્યો હતો, તે બીજું. આગળ જતાં કુમુદસુંદરી ડૂબી ગયાની વાત ખોટી ઠરે છે તેથી એનું વૈધવ્યદુઃખ એ સૌથી મોટું દુ:ખ. 'બુદ્ધિધન': કુમુદના સસરા, જેમનાં પત્ની સૌભાગ્યસુંદરી કુમુદના મનાએલા મરણ બાદ દેવલોક પામ્યાં હતાં અને જેમને ફરી લગ્ન કરવાને એમનો મિત્ર નરભેરામ આગ્રહ કરતો હતો; વિદ્યાચતુરની બીજી પુત્રી એમની વેરે પરણાવવાનું નરભેરામે માગું પણ કર્યું હતું. પુત્રીના ભાવિ માટે ચિંતાતુર બનેલી માતાએ એ વિચાર સ્વીકાર્યો હતો, છતાં વિદ્યાચતુરનું મન માનતું નહોતું. વળી બુદ્ધિધને પણ નવો સંબંધ બાંધવાની સાફ ના પાડી હતી. 'ચન્દ્રકાન્ત' સરસ્વતીચન્દ્રનો અંગત મિત્ર. એના ગુમ થયા પછી તે એની શોધમાં ફરતાંફરતાં વિદ્યાચતુરને ત્યાં આવી રહ્યો હતો.

૨૫: 'કીર્તિદેવ': અવંતિના સેનાપતિ ઉબક પરમારને ત્યાં નાનપણથી ઊછરેલો પાટણનો મૂળ વતની; આખરે એ મુંજાલ મંહેતાનો પુત્ર ઠરે છે. 'કોઈએ મધુર સ્વરે પૂછયું': કીર્તિદેવ જે ઓરડીમાં પુરાયો હતો તેની પાસેની ઓરડીમાં કાકભટ્ટની પત્ની મંજરી પુરાએલી હતી. પાટણના જૈનમંત્રી ઉદા મહેતા મંજરીને પરણવા માગતા હતા; એટલામાં કાક તેને પરણી ગયો, છતાં ઉદા મહેતા મંજરીને ભૂલી શકયા નહીં.—એક રાત્રે ઓચિંતા તેઓ તેનું હરણ કરી ગયા, ને તેને અહીં ભોંયરામાં પૂરી હતી. સુરપાલ: આ છૂપી જગાનો રખેવાલ. 'રખેને કાક આવી પહોંચે': કીર્તિદેવ અને મંજરીના ઓરડાની જાળીઓ એક ઊંડા કૂવામાં પડતી હતી. તે કૂવામાં દોરડાં ઉતારી કાક તેને છોડવવા ગયો હતો, એટલામાં કીર્તિદેવનું કુળ કાલભૈરવ પાસે જાણવા તેને જવું પડયું. કાક આવે તે પહેલાં મુંજાલમહેતા ત્યાં આવી પહોંચ્યા હતા.

'મેં લાટ જીતી આપ્યું...': રાજદ્રોહના આરોપના રદિયા તરીકે, પોતાની રાજભક્તિના પુરાવારૂપે, પોતે કરેલાં મહત્વનાં કામો કાક રજૂ કરે છે. ત્રિભુવનપાલની સાથે રહીને સાબરમતીથી દમણ સુધીના લાટને નામે ઓળખાતા પ્રદેશ જયસિંહદેવના છત્ર નીચે આણ્યો; જયસિંહદેવના કટ્ટા શત્રુ જૂનાગઢના નવઘણને જીવતો કેદ પકડયો; અને કીર્તિદેવ પાટણઅવંતિ વચ્ચે સંધિ કરવાની તરફેણ કરનારો એક પક્ષ ઊભો કરવાની તજવીજ કરતો હતો તેની મુંજાલમહેતાને ખબર આપી.

'મંડલેશ્વર': લાટના દંડનાયક ત્રિભુવનપાલ; મુંજાલ મહેતાના ભાણેજ. 'મેં પણ વૈરીને......': મીનળદેવી પાટણમાં અવ્યાં ત્યારથી મુંજાલ મહેતા એના તેજમાં એટલા બધા અંજાઈ ગયા હતા કે તે પોતાની પત્ની અને નાનકડા બાલકને વીસરી ગયા. પરિણામે પ્રેમાળ પત્નીએ, વિયોગદુઃખ અસહ્ય થઈ પડવાથી, રીબાઈરીબાઈને જીવનનો અંત આણ્યો. પોતાની બહેન હંસાનું લગ્ન જયદેવસિંહના કાકા દેવપ્રસાદ સાથે થયું હતું, તેની સાથે અણબનાવ હોવાથી મીનળદેવીએ હંસાને કેદ કરી હતી, છતાં મીનળમુગ્ધ મુંજાલે તેને છોડવવા જરાય પ્રયાસ કર્યો ન હતો.

• • •

**પ્રશ્નાવલિ: ૧૪:** પીપળાના ઝાડ નીચે બેઠેલી કુસુમનું રેખાચિત્ર દોરો. રત્નનગરીના પ્રધાનની પુત્રી છતાં તે આ અસાધારણ વ્યવસાયમાં શા સારુ પડી હતી? સુન્દર કુસુમ પાસે શું કરાવવા માગતી હતી? નીચેનાં વાક્યોનો બરાબર અર્થ કરો: 'એની માને......ચરિત્ર વસતું નથી (પૃ. ૩૩૨); 'આવી જાત્રા કરવાને........આનંદની વારી (પૃ. ૩૪૨) 'હવે ઘર અને આશ્રમ......તપોમય સમજવું (પૃ. ૩૪૩)

**૧૫:** મુંજાલ મહેતા કીર્તિદેવને મારવાને શા સારુ તૈયાર થયા હતા? એ બેઉ વચ્ચે થએલી વાતચીત પરથી ઉભયના કયા લક્ષણો તમારું ખાસ ધ્યાન ખેંચે છે? કાકભટ્ટનું રેખાચિત્ર દોરો. એના વાક્યચાતુર્યનું સૌથી સારું ઉદાહરણ આપો. મુંજાલ મહેતા એને હાથીના પગ તળે

શા સારુ કચરાવવા માગતા હતા? કાકની કીર્તિદેવ સાથેની વાતચીતથી મુંજાલ મહેતા પર શી અસર થઈ? શા માટે થઈ? એ શું બતાવે છે? નીચેનાં વાક્યોનો સ્પષ્ટ અર્થ કરો: 'મુંજાલ મહેતા! વિધિની...... શા કામનો?' (પૃ. ૩૪૯); 'પાટણના મહાઅમાત્ય......... ક્યારથી શીખ્યા?' (પૃ. ૩૫૪); 'તમે પાટણની સત્તાના...... હું પણ છું' (પૃ. ૩૫૬) ]



# ટૂંકી વાર્તા

[ **નોંધ** : ટૂંકી વાર્તા એ કંઈ નવલકથાની માત્ર નાની આવૃત્તિ નથી. એ બંનેનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. નવલકથાની અંદર જુદા જુદા પ્રસંગોની વિવિધ પાત્રાલેખન દ્વારા જે ગુંથણી કરવામાં આવે છે તેને ટૂંકી વાર્તામાં સ્થાન નથી. ટૂંકી વાર્તા એ માત્ર એક જ પ્રસંગનું આલેખન છે, અને તે ય નવલકથાના જેટલું સ્પષ્ટ અને પ્રત્યક્ષ નહીં, પરંતુ સૂચિત–ગર્ભિત. અહીં થોડાક શબ્દોમાં ઈસારત કરીને કુશળ કલાકાર જીવનના ગમે તે પ્રશ્નનો સ્પર્શ કરી શકે છે–અને વાંચક પોતાની બુદ્ધિ–કલ્પનાને બળે આખું સ્વરૂપ જોઈ શકે છે.

વસ્તુવિધાન, પાત્રાલેખન, અને શૈલી એ નવલિકાના અગત્યનાં લક્ષણો છે. પાત્રાલેખન લેખકના શબ્દોમાં થાય તે કરતાં વિવિધપાત્રોની પરસ્પરની વાતચીતદ્વારા કરવામાં આવે તો તે વધારે સફળ અને અસરકારક નીવડે છે. એટલે એને માટે જીવન્ત સંવાદ રચવાની શક્તિની જરૂર છે. વળી આખી વાર્તા મારફતે જે પ્રસંગની વાચકને ઝાંખી કરાવવાનો કર્તાનો હેતુ હોય તેને માટે અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન થાય એવી શૈલીનો—એવી ભાષાનો ઉપયોગ કરવામાં આવે તો એ કૃતિ વધુ કલાત્મક બને છે. ટૂંકમાં, નવલિકાની રચનામાં તેની સર્વાંગ એકતા ઉપર લેખકે ખાસ લક્ષ આપવું જોઈએ.



**૧૬. મુકુન્દરાય:** રા. રામનારાયણ પાઠકનો એક સંવાદ તમે ચોથા ધોરણમાં વાંચી ગયા. એમણે ટૂંકી વાર્તા લખવાની કળા પણ સિદ્ધ કરી છે. એમનીવાર્તાઓ જીવનના વિવિધ પ્રસંગોની તાદૃશ ઝાંખી કરાવે છે. પાઈ–પાઈની કસર કરીને પોતાના પુત્રને પ્રતિષ્ઠિત જોવાની હોંસ ધરાવતો ગામડાનો એક વૃદ્ધ બ્રાહ્મણ કૉલેજમાં ભણતા પોતાના એકના એક પુત્રની તિરસ્કારયુક્ત વર્તણુક જોઈને કેવો આઘાત પામે છે તેનો આ નવલિકા વાંચતાં આપણે સહજ ખ્યાલ આવે છે.

૧૭. **પોસ્ટ ઑફિસ** : ટૂંકી વાર્તાના ક્ષેત્રમાં રા. ધૂમકેતુએ સહેલાઈથી આગળ પડતું સ્થાન મેળવ્યું છે. એમની એક વાર્તા તમે વાંચી ગયા. બીજી અહીં આપી છે. જીવનના જુદા જુદા પ્રસંગો, તરેહતરેહનો મનુષ્યસ્વભાવ, સંસારના મહત્વના પ્રશ્નોની ચર્ચા—આ બધું તેમની વાર્તાઓમાં રસપૂર્વક અને ભભકભરી શૈલીમાં આલેખાયું છે. એમનું પાત્રાલેખન વાર્તાના મુખ્ય પ્રશ્નને સારુ જરૂરી વાતાવરણ સુંદર રીતે ઉત્પન્ન કરે છે. અહીં આપેલી વાર્તાના નાયકનો તેની પુત્રી મરિયમ માટેનો પ્રેમ અને તેના સમાચારને અભાવે તેના પ્રેમાળ હૃદયમાં થતી તાલાવેલી, પોસ્ટ માસ્તર જ્યારે એવું દુઃખ અનુભવે છે ત્યારે જ સમજી શકે છે, એ કેટલું વાસ્તવિક લાગે છે ! ]



૧૬

# મુકુન્દરાય

[ ૧ ]

રામૈયા ગામમાં સવારના નવ દસ વાગે પાદરે વડલા હેઠળ ગામનાં ઢોર ભેગાં થએલાં છે. વડનો છાંયો ફરે અને તડકો પડે તેથી તપીને કોઈ ઢોર માંડ માંડ ઊઠી પાછું છાંયે જાય તે સિવાય ઢોર પણ નિસ્તબ્ધ થઈ ગોવાળની રાહ જોતાં બેઠાં છે. તે સમયે એક ઠાકરડો બેઠેલાં ઢોરમાંથી વાંકોચૂંકો રસ્તો કરતો ધીમે ધીમે ગામમાં ગયો. ભરવાડોની ઝોકો વટાવી તે ચૌટામાં ગયો.

ચૌટામાં પેસતાં જ તેણે એક નવી ઉઘાડેલી ચહાની દુકાનેથી ચહા પીધી અને દેવતા માગી, ચલમ પીધી. પછી માથાબંધણાનો છેડો છોડતો છોડતો તે બજારના મધ્ય તરફ ચાલ્યો અને વાણિયાની દુકાને આવી તેણે 'રઘનાથ'નું ઘર પૂછ્યું. ત્રણ ચાર દુકાનના વાણિયાઓએ કોઈએ માત્ર ડોકી લંબાવી, કોઈએ બહાર કૌતુકની નજર નાખી અને કોઇએ વૈખરીથી 'શું છે? શું છે? કોનું કામ છે' એમ પૂછ્યું. પેલા ઠાકરડાએ ફરી નામ દીધું. જાણે તે પ્રશ્ન પૂરો સમજવાને, વિદ્યાર્થીઓ મહેતાજીનો પ્રશ્ન જવાબ આપતાં પહેલાં બોલે છે તેમ, 'કોણ રઘનાથ કે?' એમ બે ત્રણ વાર બોલી એકે કહ્યું: 'રઘનાથ તો બે છે. રઘનાથ જોશી, પણ જોશીફળીઆમાં રહે છે; અને રઘનાથ ભટ, આ ખાંચામાં પહેલું ખડકીબંધ ઘર.'

'રઘનાથ' નામ બે ત્રણ વાર બોલતાં એ ઘરમાંથી એક બાવીસેક વરસની વિધવાએ ડોકું બહાર કાઢ્યું. ઠાકરડાના હાથમાં તાર જોઈ તેણે ઘર તરફ મોં કરી કહ્યું: 'બાપુ જુઓ જોઈએ, ભાઈનો તાર આવ્યો લાગે છે.' બાઈએ થીંગડાવાળું પણ ચોખ્ખું અબોટિયું પહેર્યું હતું. તેનું મોં ચિંતાવાળું દેખાતું હતું, અને માથાના વાળ આજે જ કઢાવેલા હતા છતાં તેનાં અંગેઅંગમાં સ્ફુર્તિ અને તંદુરસ્તી દેખાતાં હતાં અને પોતાની સ્થિતિ ઉપરના પ્રભુત્વથી અને અજ્ઞાત કૃતકૃત્યતાના સંતોષથી જે સ્વસ્થતા આવે છે તે તેનામાં હતી.

ઘરમાંથી, પહેરેલી ધાબળીએ, પાઠની ભગવદ્‌ગીતાનો ગુટકો એમ ને એમ હાથમાં રાખી, તેના પિતા બહાર આવ્યા, અને ઠાકરડા પાસેથી તાર નીચે નંખાવી દીધો. બાપદીકરી ઘરમાં ગયા. તારવાળો તેમનો ઉદ્વેગ જોઈ, શીખની આશા છોડી, ચાલતો થયો. રઘનાથ ભટ ધોતિયું પહેરી, માથે સફેદ પાઘડી નાંખી, ખુલ્લે ખભે એક ધોળું ખેસિયું નાંખી, હાથમાં લાકડી લઈ બજાર તરફ ચાલ્યા. ધ્રૂજતા હાથ અને અસ્થિર પગ જોઈ ગંગાએ કહ્યું: બાપુ! એમાં ચિન્તા ન કરશો. ભાઈને આ વરસ આવવામાં મોડું થયું છે એટલે તાર કર્યો હશે. કાંઈ રોકાણ થયું હશે. તમે કહો તો હું ગામમાં જઈ વંચાવી આવું. ડોસાએ પોતા ઉપર કાબુ મેળવી, માથું હલાવી, ના પાડી, ચાલવા માંડયું. ગામમાં કસળચંદ વાણિયાનો દીકરો ફક્ત કપાસના ભાવના તાર વાંચવા જેટલું અંગ્રેજી ભણ્યો હતો તેની પાસે જઈ રઘનાથે તાર વંચાવ્યો. ઘણી મુશ્કેલીએ છોકરાએ તાર બેસાર્યો કે 'મુકુન્દરાય મિત્રો સાથે લોકલમાં આવે છે.' કેટલા મિત્રો તે તારમાંથી નક્કી ન થઈ શકયું. તાર સાંભળી ડોસા ચાલવા માંડયા એટલે કસળચંદે બે ઘડી બેસવા આગ્રહ કર્યો. ડોસાએ કહ્યું કે ઘેર રસોઈ કરાવવી છે એટલે ઉતાવળ છે. કસળચંદે બહુ જ મમત્વથી ડોસાને કહ્યું કે આ વખત તો ભાઈની પાસે જરૂર ટપાલની અરજી કરાવવી છે.

રામૈયામાં ટપાલનું દુઃખ હતું. ટ્રેઈન થયાં પહેલાં તોરણીઆ મારફત તેમને ટપાલ આવતી. હવે રામૈયા સ્ટેશન

ચાર જ માઈલ દૂર હતું. પણ ટપાલની વ્યવસ્થા જૂની જ કાયમ રહી હતી તેથી એક દિવસ નકકામો જતો. રેલ્વેમાં નવી લાઇન થાય, નવું સ્ટેશન થાય, તેમાં પોસ્ટ ખાતાને શું ? એ ખાતું તો સ્વતંત્ર છે ના !

રઘનાથ ઉતાવળે પગે ઘેર આવ્યા. ડોસાના મોં પરથી કુશળ સમજી ગંગાએ કહ્યું: હું નહોતી કહેતી ! તમે નકામી ચિંતા કરતા હતા: ભાઈ આવે છેના ?

હા, અને સાથે એના ભાઈબંધોને તેડતો આવે છે. હવે જમવાનું કેમ કરીશું ? ગાડી આવવાનો વખત તો થઈ ગયો છે, નહીં ? તેં દાળમાં હવેજ નાંખી દીધો છે ?

હા.

ત્યારે લાડુ કરીશું ?

ના, ભાઇને લાડુ પસંદ નથી. તેના કરતાં તો શીરો તેને ભાવે છે એમ એક દિવસ કહેતા હતા. અને સાથે ભજિયાં પણ કરીશું. તમે ભજિયાં માટે જે મળે તે લઈ આવો. ઘી પણ જોઇશે. શીરા માટે બદામ તો છે.

રઘનાથ ઘીનું વાસણ લઈ એમ ને એમ ગામમાં ગયો. બીજી બાજુ ગંગાએ તુવરની દાળનું પાણી કાઢી નાંખી તેની લચકો દાળ કરી અને દહીં સરસ હતું તે ભાંગીને કઢી કરવા માંડી. થોડીવારે રઘનાથ તપેલીમાં તાજું, લીલી ઝાંશવાળું ઘી અને હાથમાં કોળું લઈને આવ્યા અને કહ્યું: બીજું તો કાંઈ ન મળ્યું.

કાંઈ ફિકર નહીં. તમે એનાં પાતળાં પતીકાં કરો. એ તો કોળાનાં પણ સરસ ભજિયાં થશે.—ગંગા ઊઠી અને ભજિયાં માટે ચણાની દાળ દળવા બેઠી. ડોસા અતિ ચીવટથી ભજિયાં માટે પાતળાં પતીકાં કરવા બેઠા. એમ આ થોડી મીનીટ પર ચિંતાજન્ય શાન્તિમાં ડૂબેલું ઘર ઘડીમાં હર્ષજન્ય વ્યવસાયમાં પડી ગયું.

• • •

રઘનાથ ભટ ગામના પ્રતિષ્ઠિત અને નાતજાતમાં સારી આબરુવાળા ઊંચા કુટુંબના બ્રાહ્મણ હતા. નાની વયમાં માબાપ ગુજરી ગયાં હતાં પણ તેણે પોતાના જ સાહસથી પહેલાં જામનગર અને પછી કાશી જઈ અભ્યાસ કર્યો હતો. તે સંસ્કૃત સારું જાણતા. જ્યોતિષ, કાવ્ય, ભાગવત, કર્મકાણ્ડ વગેરે ભણેલા હતા. તેમનો કંઠ ઘણો મધુર હતો અને જ્યારે ભાગવતની કથા કરતાં, કૃષ્ણ યમુનામાં પડતાં યશોદાએ કરેલા વિલાપનું વર્ણન કરતા કે ગોપીકાગીત ગાતા ત્યારે અભણ માણસ પણ આંસુ પાડતાં. પોતાની પ્રતિષ્ઠાથી જ જ્ઞાતિજનોના દ્વેષ છતાં તે સારે ઘેર પરણ્યા અને તેમનાં જૂનાં ઘરાકો અને ગિરાસ તેના કંકાસીઆ કાકા પાસેથી એની મેળે પાછાં આવ્યાં. વખત જતાં તેમણે ગિરાસમાં કાંઈક વધારો પણ કર્યો. તે મોટી ઉંમરે પરણ્યા હતા એટલે તેમની પત્ની નાની ઉંમરની હતી; પણ તેનું કુટુંબ ગામમાં અને નાતમાં સુખીમાં સુખી ગણાતું. પણ આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહીં. નવ વરસની ગંગાને અને

૭ વરસના મુકુન્દને મૂકી તેમની પત્ની હરકોર ગુજરી ગઈ. રઘનાથને સારા સારા કહેણ આવ્યાં પણ મોટી ઉંમરે ફરી પરણવાની તેણે ના પાડી અને છોકરાંને ઉછેરીને મોટાં કરવા ઉપર જ જીવન ગાળવા માંડ્યું. છોકરાં નાના હોવાથી અને સગાં દ્વેષીલાં હોવાથી તેમને બહારગામ જવાનું છોડી દેવું પડ્યું છતાં કરકસરથી અને અંગમહેનતથી તે સારી રીતે રહી શકતા અને પાંચ પૈસા બચાવી પણ શકતા. ગંગા ચૌદમે વરસે વિધવા થઈ એ એમના જીવન ઉપર બીજો વધારે કારી ઘા પડ્યો. પશ્ચિમવયમાં આ ઘા ઠેઠ સુધી રુઝાઈ ન શક્યો. ગંગામાં માતાની આવડત, સુઘડતા અને પિતાનું સંસ્કારીપણું, ધીરપણું ઊતર્યાં હતાં; તેણે જ નાના ભાઈને ઉછેરવાનો અને ઘરનો બીજો બધો ભાર ઉઠાવી લીધો. રઘનાથની સેવા તે માતા જેવા કોમલ સ્નેહથી કરતી પણ રઘનાથમાં જૂનો ઉલ્લાસ કદી ફરી આવ્યો નહીં. તેની બુદ્ધિની સૂક્ષ્મતા એની એ રહી, પણ નવા કાર્યોનો ઉત્સાહ મંદ થયો, અને દહાડે દિવસે તે ઓછાબોલો થતો ગયો. ભગ્નહૃદયમાંથી જાણે તેનું જીવન વેગથી સરવા માંડ્યું— માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેની જૂની ઇચ્છામાં નિઃશબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી. આવી સ્થિતિમાં પણ ગામમાં તેની પ્રતિષ્ઠા એ જ રહી હતી. ઊલટું, દુઃખમાં રાખેલી ધીરજથી તેના તરફ પૂજ્યભાવ થયો હતો.

[ ૨ ]

મુકુન્દમાં માબાપની સર્વ શક્તિ ઊતરી આવી હતી ખરી, પણ તેના પિતાના ઔદાસીન્યને લીધે તે કેળવાઈ

નહોતી. નાનપણથી જ તેને સ્વતંત્રતાથી કામ કરવાની ટેવ પડી હતી અને એ ટેવ, અંગ્રેજી શિક્ષણ લેવા તે બહારગામ ગયો ત્યારથી વધવા માંડી. મેટ્રીક થયા પછી તે કૉલેજમાં ગયો હતો. અત્યારે તે બી. એસસી. ના પહેલા વર્ષમાં હતો અને ઉનાળાની રજા પડેલી હોવાથી ઘેર આવતો હતો.

કૉલેજના અભ્યાસના આ વર્ષમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય અને ભાવિ કારકિર્દી કંઈક ચોક્કસ સ્વરૂપ પકડે છે, અને કૉલેજના સ્વાતંત્ર્યના વાતાવરણને લીધે અને પરીક્ષાની ચિંતા ન હોવાથી આ વરસમાં વિદ્યાર્થીમાં માનસિક અને શારીરિક ઉલ્લાસ પણ ઠીક હોય છે. આપણા મુકુન્દરાયમાં પણ આ વરસ ઠીક ઉલ્લાસ આવ્યો હતો. તે ટેનિસ સારું રમી શકતો. ટેનિસની છેલ્લી રમતમાં જ માત્ર તે હાર્યો હતો પણ તેની રમવાની છટા ઘણી જ વખણાઈ હતી. તેની છટાથી જ અને સામાન્ય રીતભાતથી સ્ત્રી–વિદ્યાર્થીઓનો ખાસ માનીતો થયો હતો. સ્ત્રી–વિદ્યાર્થીઓ ટેનિસમાં તેને ભાગીદાર તરીકે માગતી; અને હમણાં તો ટેનિસ કરતાં પણ સ્ત્રીઓ તરફની રીતભાતથી સર્વ પુરુષ–વિદ્યાર્થીઓ પણ તેને ઘણું માન

કરવા તલસતા. ટેનિસમાં, સામા પક્ષના પુરુષો તરફથી બહુ જ સહેલાં પોઇન્ટ્સ તેને મળતાં અને તેના વળતા ફટકા નહીં લઈ શકવામાં પુરુષો પોતાને ધન્ય માનતા પણ તેમાં અનન્ય સેવાનો લાભ તો મુકુન્દને મળ્યો. એકવાર મુકુન્દે તેના પક્ષકાર થઈ તેને ત્રણ સેટોમાં લાગલગાટ જીત અપાવી, ત્યારથી તેમની મૈત્રી વધી. પછી લેબોરેટરીમાં પણ બન્ને અનાયાસે ઘણીવાર એક જ ટેબલ પર ભેગાં થઈ જતાં.

• • •

મુકુન્દની પ્રતિષ્ઠા હવે વધવા માંડી. બધા વિદ્યાર્થીઓ તેને માન આપવા લાગ્યા; નોકરો પણ તેને સલામ ભરવા લાગ્યા, અને તેનો હુકમ ઉઠાવવા લાગ્યા. તેનો ટેઈસ્ટ વખણાવા લાગ્યો. તેની મૈત્રી કરવી એ ફૅશન થઈ. તેને ઘણા પૈસાદાર મિત્રો થયા. તેમને તે કેટલીક ઉત્તમ ચીજોના ઉપયોગ શીખવતો, ટાઈના પ્રકારો શીખવતો, રૅકેટ સંબંધી અને ફટકા મારવા સંબંધી સલાહ આપતો, છેલ્લામાં છેલ્લી ઢબ સંબંધી અભિપ્રાય આપતો. આ બધા પ્રસંગોથી તે પોતે ન ખરીદી શકે એવી ઘણી ચીજો તેને વગર પૈસે મળતી. મિત્રો આગળ તે ગરીબ દેખાવું પસંદ કરતો નહીં. પૈસાદાર દેખાવાની કળા પોતાને સિદ્ધ છે એમ તે માનતો. તેની પાસે પૈસા ઓછા હતા, પણ તે પાકીટ ઊંચી જાતનું વાપરતો. તે બનાતના ઊંચા જોડા લઈ શકતો નહીં પણ વ્હેંકો લગાડી તેને બરાબર સફેદ અને ડાઘા વગરના રાખી શકતો. પાટલૂન નેકટાઈ પહેરવાનો રિવાજ તેણે હજી દાખલ

નહોતી. નાનપણથી જ તેને સ્વતંત્રતાથી કામ કરવાની ટેવ પડી હતી અને એ ટેવ, અંગ્રેજી શિક્ષણ લેવા તે બહારગામ ગયો ત્યારથી વધવા માંડી. મેટ્રીક થયા પછી તે કૉલેજમાં ગયો હતો. અત્યારે તે બી. એસસી. ના પહેલા વર્ષમાં હતો અને ઉનાળાની રજા પડેલી હોવાથી ઘેર આવતો હતો.

કૉલેજના અભ્યાસના આ વર્ષમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય અને ભાવિ કારકિર્દી કંઈક ચોક્કસ સ્વરૂપ પકડે છે, અને કૉલેજના સ્વાતંત્ર્યના વાતાવરણને લીધે અને પરીક્ષાની ચિંતા ન હોવાથી આ વરસમાં વિદ્યાર્થીમાં માનસિક અને શારીરિક ઉલ્લાસ પણ ઠીક હોય છે. આપણા સુકુન્દરાયમાં પણ આ વરસ ઠીક ઉલ્લાસ આવ્યો હતો. તે ટેનિસ સારું રમી શકતો. ટેનિસની છેલ્લી રમતમાં જ માત્ર તે હાર્યો હતો પણ તેની રમવાની છટા ઘણી જ વખણાઈ હતી. તેની છટાથી જ અને સામાન્ય રીતભાતથી સ્ત્રી–વિદ્યાર્થીઓનો ખાસ માનીતો થયો હતો. સ્ત્રી–વિદ્યાર્થીઓ ટેનિસમાં તેને ભાગીદાર તરીકે માગતી; અને હમણાં તો ટેનિસ કરતાં પણ સ્ત્રીઓ તરફની રીતભાતથી સર્વ પુરુષ–વિદ્યાર્થીઓ પણ તેને ઘણું માન આપતા. કૉલેજમાં મિસ ગુપ્તા કરીને એક બહુ જ જાજરમાન વિદ્યાર્થિની હતી. પુરુષો તરફ કંઈક તિરસ્કારની નજરથી તે જોતી. ડિબેટિંગ સોસાયટીમાં તે પુરુષોને હસી કાઢતી. પણ ઘણી વાર સ્ત્રીઓનો આવો તિરસ્કાર પુરુષને વધારે આકર્ષવા માટે જ હોય છે. મિસ ગુપ્તાને પણ તેમ થયું. અનેક પૈસાદારો અને ફૅશનેબલ યુવાનો તેની સેવા

જરા લોટવાળા હાથ ખંખેરતાં હસતે મોઢે બહાર આવી કહ્યું: ભાઈ તમારે માટે ભજિયાંનો લોટ જરા દળતી હતી. મોઢું કેમ સુકાઈ ગયું છે ?

મુકુન્દે એ જ અવાજમાં કહ્યું: 'પણ હજી તમે રસોઈ નથી કરી ? મેં તાર કર્યો હતો ને ! કેટલું બધું મોડું થયું ? અલ્યા એક્કાવાળા, ટ્રંકો અંદર લાવ. આવોને મિસ્ટર પંડિત, મિસ્ટર ચોકસી.

બંને મહેમાનો, ઘંટીના અવાજથી મુકુન્દરાયને જે આઘાત લાગેલો હતો તેના સાક્ષી થઈ તેની સ્થિતિ કફોડી ન કરવા, ખડકી બહાર સામાન લેવા પાછા ગયા હતા, તે અંદર આવી ઊભા રહ્યા. મુકુન્દરાયની પૂર્વની મુંઝવણ હજી બંધ પડી નહોતી અને તેથી અંદર બોલાવેલા મિત્રોને શું કહેવું તે તેને તરત સૂઝ્યું નહીં. ખુરસી ટેબલ હોય તો મિત્રોને અંગ્રેજીમાં કહી શકાય કે 'કૃપા કરી તમારી બેઠક અહીં લો' પણ આ તો ઓટલો, તેના પર ચડવાનાં પગથિયાં, તેમાં મિત્રોને શું કહેવું ? આ ગામની અને ઘરોની રચના તેને બહુ જ અર્થ વિનાની લાગી. તેના પિતા તેના આગલા પ્રશ્નોનો જવાબ ગળી જઈ, તેની વિહ્વળતા કંઈક સમજી, બોલ્યા: 'આવોને ભાઈ, અહીં બેસવું હોય તો અહીં બેસો, ખાટલા ઉપર, નહીં તો ખડકી ઉપરની મેડીએ તમારો ઉતારો રાખ્યો છે ત્યાં સામાન મુકાવો.

કર્યો નહોતો પણ ઝીણાં ફરફરતાં ધોતિયાં તે સુંદર રીતે પહેરતો. આ બધાનું પરિણામ એ થતું કે જો કે તેના બહારના દેખાવના પ્રમાણમાં તે બહુ કરકસરથી રહેતો પણ પોતાની સ્થિતિનું ઘણું વધારે ખરચ કરતો અને બાપ પાસેથી ચોપડીઓ મગાવવાના ખોટા બહાનાથી તેને ઘણી વાર પૈસા મગાવવા પડતા.

તેની છેવટની ફતેહોથી અંજાઈ પાસેના કેટલાક પૈસાદાર મિત્રો તેને ત્યાં આ વખતે વેકેશન ગાળવા આવતા હતા.

[ ૩ ]

ગંગા અને રઘનાથ, ભાઈ માટેની ધામધૂમમાં પડયાં હતાં એટલામાં બાપના તીવ્ર કાને બહાર એક્કાનો અવાજ સાંભળ્યો. તે સાંભળીને તે ખડકી તરફ ધીમે ઊઠીને જાય છે એટલામાં એકકાંમાંથી એકદમ ઊતરી 'કમ ઑન, કમ ઑન' કરતો સુકુન્દરાય ખડકીમાં આવ્યો. તેની પાછળ બે જણા ખાખી ખમીસ, ખાખી નેકટાઈ અને ધોતિયાં પહેરેલા, એક હાથમાં બિસ્ત્રો અને બીજા હાથમાં ટેનિસનું પ્રેસમાં દબાવેલું અને ખાખી રબરની ખોલવાળું રૅકેટ લઈને ખડકીમાં પેસતા હતા. રઘનાથે 'ભાઈ આવ્યો' કહ્યું, પણ સુકુન્દરાયનો મિત્રો તરફનો વિવેક હજી પૂરો થયો નહોતો એટલે તેણે કાંઈ જવાબ ન દીધો. અંદર આવી સુકુન્દરાય, ઘંટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલું સુંદર ચિત્ર કોઈએ ભૂંસી નાંખ્યું હોય તેમ, ચીડાઈને બોલ્યો : 'આ અત્યારે ઘંટી કોણ ચલાવે છે ?' ગંગાએ,

મિત્રો તરફ વળીને તેણે હસીને કહ્યું: આ તો ગામડું છે. તાર કરીએ તો પણ આ સ્થિતિ! મિત્રોએ 'કાંઈ નહીં' કહી પોતાની ઉદારતા બતાવી. એક્કાવાળાએ ટ્રંકો અને બિસ્તા મેડી ઉપર ચડાવી દીધા હતા એટલે 'ચાલો ત્યારે ઉપર જઈએ' કહી તે મિત્રોને લઈ મેડી તરફ ચાલ્યો, ત્યાં એક્કાવાળાએ ભાડું માગ્યું. મુકુન્દે ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું, તેની ચાંપો ચપચપ ઉઘાડી, અને અંદરથી એક રૂપિયો કાઢી એક્કાવાળા તરફ જાણે રૂપિયામાં શું છે એવા અભિનયથી ફેંક્યો. એક્કાવાળો રૂપિયો લઈ ચાલવા જતો હતો ત્યાં રઘનાથ ભટે કહ્યું: કેમ ભાઈ, આટલું બધું ઠરાવ્યું હતું? એક્કા તો આઠ દસ આનામાં આવે છે.

મુકુન્દે બેદરકારીથી જવાબ આપ્યો: અમે તો કોઈ દિવસ ભાડું ઠરાવતા જ નથી. એટલી રકમમાં પાછું શું માંગવું? એની પાસે છૂટા પૈસા પણ નહીં હોય. કેમ અલ્યા છૂટા પૈસા છે?

પેલો તો ના જ પાડે ના!

મુકુન્દે વાત બંધ કરાવવાને માટે મોઢાનો ફેરફાર કર્યો પણ તેના પિતા એ સમજી શક્યા નહીં. તેમણે કહ્યું: એટલા પૈસા તો ઘરમાંથી પણ નીકળશે. નહીં તો બજારમાંથી પણ મળશે?

મુકુન્દે આખરે છેવટના ફેંસલાના અવાજથી કહ્યું: કાંઈ નહીં, બિચારો ગરીબ છે.– એક્કાવાળો આ રઘનાથ ભટના દીકરાને સલામ ભરી ચાલતો થયો.

મુકુન્દને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા અને મિત્રો માટેની ચીવટ બતાવવા હજી જરા વધારે પ્રશ્નો કરવાની જરૂર લાગી: ઉપર સાફ કરાવ્યું છે?

ડોસાએ ભાવપૂર્વક કહ્યું: રજાઓ પડી ત્યારથી બહેન એ મેડીને હંમેશાં સાફ કરે છે.—આ ઉત્તર પણ તેને રુચ્યો નહીં. એક્કાવાળાને બિસ્ત્રા અને ટ્રંકો ઉપર મૂકવાનું કહી તેણે ફરી પૂછ્યું: પણ ત્યારે હજી સુધી રસોઈ કેમ તૈયાર થઈ નથી? મેં એટલા માટે તો તાર કર્યો હતો.

પણ ભાઈ, તાર તો હજી હમણાં આવ્યો, અને ગામમાં વંચાવવાનું પણ દુઃખ?

રેલ્વેનો તાર, મૂકનાર મુસાફર પહેલાં જવલ્લે જ પહોંચે છે એ હકીકત સર્વ જાણે છે. પણ માણસ કોણ જાણે શાથી એમ માને છે કે મનના વેગથી. હકીકતને ઉડાડી મૂકી શકાય છે. પણ હકીકત હમેશાં અર્થહીન હોય છે અને તેને નહીં સ્વીકારનારનાં કાર્યોને અથહીન કરે છે. મુકુન્દે ઘણા જ વેગથી કહ્યું: અરે, તાર તે કેમ મોડો આવે? મેં ઠેઠ ઝાંખરિયા જંકશનથી કર્યો હતો ને?

ગંગાએ ભાઈની નિબળતાનો લાભ લીધા વિના જરા હસીને કહ્યું: ભાઈ, એ તો અમને શી ખબર પડે: પણ જે તે તમારે જમવાનું નહીં મોડું થાય. ચહા આ પીશો, નહાશો, ત્યાં રસોઈ તૈયાર હશે.

ગંગાના હાસ્યથી મુકુન્દના મનનું હાસ્યદ્વાર ખૂલ્યું. જાણે વસ્તુસ્થિતિ માટે માફી માગતો હોય તેમ પોતાના

ગંગાએ ધીરજથી જવાબ આપ્યો: ભાઈ, બીજું કરવાનો વખત જ નહોતો. મુકુન્દે એકવાર કહેલું કે શીરો તેને બહુ ભાવે છે પણ ગંગા કુદરતી રીતે જ કળી ગઈ કે એ જવાબથી ભાઈની સ્થિતિ ખરાબ થશે, એટલે તે ગમ ખાઈ ગઈ. પણ મુકુન્દ એમ શાન્ત થાય તેમ નહોતો—એનો એ જવાબ ન આપ. પૂરણપોળી કરવી હતી.

ભાઈ દાળમાં હવેજ નાંખી દીધો હતો. ફરી દાળ મૂકું તો ઘણી વાર થઈ જાય.

અને શાક તો બીલકુલ કર્યું જ નથી ?

બીજું કંઈ મળતું નહોતું. પણ ભજિયાં કર્યાં છે.

ઉપરી અમલદાર તાબેદારનો ખુલાસો સ્વીકારતો હોય એવે અવાજે મુકુન્દે કહ્યું: ઠીક ત્યારે; શેનાં કર્યાં છે ?

કોળાનાં.

મુકુન્દને આ અસહ્ય લાગ્યું. તેણે ચાખવા જેટલી રાહ જોઇ હોત તો તેને અને તેના મહેમાન મિત્રોને સમજાત શહેરનાં ભજિયાંથી આ કોઈ રીતે ઊતરે તેવાં નહોતાં. પણ તેને તો કોળાનું નામ જ ખરાબ લાગ્યું. તેનાથી મોટા અવાજે બોલી જવાયું : કોળાનાં તે કાંઈ ભજિયાં કહેવાય !

ગંગાને ઘણું ઓછું આવ્યું. તેણે કાંઈ જવાબ ન આપ્યો. મુકુન્દને પણ પોતાની પ્રતિષ્ઠા માટે એ જ જોઈતું હતું. બહેનના સામું પણ મુકુન્દે જોયું નહીં. તેણે થોડીવાર રોષભર્યે મોંએ ખાધા કર્યું અને પછી મિત્રો સાથે શહેરના સીનેમા, પાર્ટીઓ વગેરેની વાતો કાઢી તેમનું મનરંજન કરવા માંડ્યું...

પણ પોતાના ઘરની સ્થિતિ આમ ચાર છ આના પાછા લેવા જેવી છે એ બાબત આટલી બધી ખુલ્લી રીતે ચોળાઈ તેથી મુકુન્દને માઠું ઘણું લાગ્યું. પ્રયત્નથી હસતું મોં રાખી તે ઉપર ગયો. સમાન સાથે નિરર્થક હાસ્ય અને અસમાન તરફ નિરર્થક તોછડાઈ એ આધુનિકતાનાં લક્ષણો છે.

ઉપર જઈ થોડી વાતચીત કરી પછી ચહા પીધી. ચહા પીધા પછી જ સવારનાં શારીરિક નિત્યકર્મો કરવાનો આ મિત્રોનો રિવાજ હતો અને આવી ટેવો પોતાની વૈયક્તિક વિશિષ્ટતા તરીકે તેઓ જાળવી રાખતા હતા અને વધારતા જતા હતા. ધીમે ધીમે ચહા પી, સીગારેટ પીતાપીતા, —મુકુન્દ કોઈવાર બીજાની આપેલી સીગારેટ પીતો પણ આજે તેના પિતાના માનમાં તેણે લેવા ના પાડી હતી—ત્રણે જણ બહાર ગયા.

ગંગાનું કહેવું અક્ષરશઃ ખરું પડ્યું. મુકુન્દ અને તેના મિત્રો આવીને નાહી રહ્યા ત્યારે જમવાનું તૈયાર થઈ ગયું હતું. વૃદ્ધ રઘનાથ, જુવાનો સંકોચ ન પામે માટે, પોતે પાછળથી જમવાની ઇચ્છા બતાવી અધૂરી રહેલી માળા પૂરી કરવા બેઠા. ગંગાએ પાટલા અને લોટા ભરીને તૈયાર મૂક્યા હતા ત્યાં ત્રણે ય કોલેજિયનો બેઠા. મુકુન્દે કહ્યુંઃ ગંગા, લે પીરસ.

ગંગા શીરો પૂરી અને દાળ પીરસેલી થાળીઓ બહાર લાવી એ જોઈને જ મુકુન્દનો પિત્તો ગયો. તે બોલી ઊઠ્યોઃ શીરો કેમ કર્યો છે ?

[ ૪ ]

ત્રણે ય જણા મેડીએ સૂવા ગયા. મિ. પંડિત અને મિ. ચોકસી તો ઊંઘી ગયાં પણ મુકુન્દને ઊંઘ ન આવી. તેનું ચિત્ત વિચારે ચઢ્યું :

ડોસાએ મારી પ્રતિષ્ઠા ઉપર બધું પાણી ફેરવ્યું. હવે આ ચોકસી ને પંડિત એમ જ માનશે કે હું તો ગરીબ છું. કૉલેજમાં બધે ય કહી દેશે. મેં નિશાની કરી તો ય એક્કાવાળાની વાત પડતી ન મૂકી! હું કૉલેજમાં કેટલી કરકસર કરું છું તે એ સમજતા જ નથી. મિ. દલાલ પચીશ રૂપિયાનું રૅકેટ વાપરે છે અને હું આઠ જ રૂપિયાનું વાપરું છું. તેથી જ હું તે દિવસે ટુર્નામેન્ટમાં હારી ગયો; છતાં સ્ટાઈલ તો મારી જ વખણાઈ હતી. કલેક્ટરે અને તેની પત્નીએ મારું નામ પૂછ્યું હતું. હવે આમ ક્યાં સુધી સહન કરવું ? ક્યાં સુધી માન રાખવું ? હવે મારે એકવાર ડોસા સાથે ચોખવટ કરવી જ જોઈએ. માન રાખવું એ મનની નબળાઈ છે......

મુકુન્દ, મિત્રો જાગે નહીં તેમ, બાપને કહેવાનો નિશ્ચય કરી ઊઠ્યો. રઘનાથ પાસે ગયો. મુકુન્દની વર્તણુકથી તેમને માઠું લાગ્યું હતું અને 'રુચિ નથી' કહી તે જમ્યા પણ નહોતા. અત્યારે ઉદાસીન થઇને થાકીને જરા આડે પડખે થયા હતા. જરા સળવળાટ સાંભળતાં જ આંખ ઉઘાડી મુકુન્દને જોઈ તેઓ બેઠા થયા. મુકુન્દ પાસે બેઠો પણ કોણ જાણે, તેના મિત્રો અને કૉલેજનું વાતાવરણ

સવારે ટપાલ સંબંધી થયેલ વાતચીત મુકુન્દને કહેવાને રઘનાથ ઘણા વખતથી રાહ જોતા હતા. પણ તેને વાતનું મુખ મળતું નહોતું, છતાં ધીમેથી વાત કાઢવા તેણે કહ્યું : કેમ, હવે તો આરામ લેશો, ખરું ના ?

મુકુન્દે ટૂંકમાં 'હા' કહી.

રઘનાથે આગળ ચલાવ્યું : પછી જરા આ ભાઇઓને ગામ દેખાડજો. પેલી તળાવની પાળ ઉપરની દહેરી દેખાડજો. તેમાં શિલાલેખ છે તે બતાવજો.

મુકુન્દને ગામડાની વાત જ કાપી નાંખવી હતી. તે કહે: હવે એમાં તે શું જોવું છે ?

ડોસા ત્યાં પણ પાછા પડયા. તો પણ આગળ બોલ્યા : તો પણ જરા નમતે પહોરે કસળચંદને ત્યાં જજો. તેઓ સંભારતા હતા તમને; અને કહેતા હતા કે આ વખતે તો ભાઇના પાસે ટપાલની અરજી જરૂર લખાવવી છે.

આ બધી ક્ષુલ્લક બાબતોથી વળી મુકુન્દને માઠું લાગ્યું. તેણે જવાબ આપ્યો: તે અમે આમ કૉલેજમાં ખૂબ કામ કરીને થાકીને આવ્યા હોઈએ ત્યાં વળી અરજી કયાં લખવા જઈએ !—અને આમ કહેતાં માથાની બાબરી આંખ પર સરી આવતી હતી તેને જગાએ પાછી ફેંકવા તેણે મોઢું ત્રાંસું ઉછાળ્યું. તેથી તેના મનના અને વાણીના ઉછાંછળાપણાનો એ બરાબર ઉચિત અભિનય થઈ રહ્યો. તેના બાપે બોલવું બંધ કર્યું.

સમજાવવાનું તેને મંન થઈ ગયું પણ જીભ ન ઊપડી. બધા વિચારો સંકેલીને તેણે એટલું જ કહ્યું: ગંગાની ચિન્તા કરવાની જરૂર નથી. અત્યારે બરાબર ખરચ કરીએ તો મારે સારી ઓળખાણપિછાણ થાય અને ભવિષ્યમાં તેથી ફાયદો થાય. ગંગાનો નિભાવ તો તેથી સહેજમાં થઈ જશે.

તેના પિતાએ તેને જવાબ ન આપ્યો. મુકુન્દ મોટો થઈને કમાય એ એમને એટલું બધું અસંભવિત ન લાગ્યું, પણ કમાઇને બહેનને નિભાવે એ અસંભવિત લાગ્યું. મુકુન્દ કોલેજમાં કેવાં કેવાં ખરચ કરે છે અને બીજાં તેને કયાં કયાં કરવાં છે તે તે જાણતા નહોતા, પણ મુકુન્દે આજ સુધી, સારાં રૅકેટ, સારા જોડા, કોટ પેન્ટ, જાત જાતના કોલર, ટાઈ, હેટ વગેરે લેવાના અનેક મનસૂબા કરી કરીને અંતરમાં સંઘરી રાખ્યા હતા તેનો ભાવ તેના મોં પર કોણ જાણે શાથી રઘનાથ કળી ગયા. તેમને સમજાયું કે મુકુન્દની કમાણીમાં ગંગાનો સમાસ થવાનો નથી અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી તે માત્ર એટલું જ બોલ્યા: એમ ન થાય.—મુકુન્દ હજુ પણ બળનું આવાહન કરત પણ શું કહેવું તે સૂઝયું નહીં તેથી 'ઠીક ત્યારે' કહીને છેલ્લા શબ્દો બોલતાં તેણે ફરી મોઢું ઉછાળ્યું અને ઉપર ગયો.

ગંગાએ આ વાત બીજા ઓરડામાં રહી સાંભળી હતી અને તેથી તેને ઘણું જ માઠું લાગ્યું હતું, પણ મનનો ભાવ દબાવી નિત્યને સમયે પાણી ભરવા ઊઠી. આજે પાણી વધારે વર્યું હતું તેથી તે બે હાંડા લઈ પાણી ભરવા

નહોતું તેથી, કે પિતા પાસે છૂટ લેવાની ટેવ નહીં તેથી, તે વાત શરૂ કરી શક્યો નહીં. તેણે ફરી સબળ થવાનો નિશ્ચય કર્યો અને કૃત્રિમ વેગ અને બળથી તે બોલવા માંડ્યો; પણ આથી તેના બોલવામાં કાંઈ મર્યાદા કે ઢંગધડો કે ક્રમ કે વિચારસંકલના પણ રહી નહીં: આવું હું ક્યાં સુધી સહન કરી શકું? તમે મારી પ્રતિષ્ઠા મારા ભાઈબંધોના દેખતાં ખોવરાવી છે. મારે રેકેટ વગર ચલાવવું પડે છે. તમે નક્કામો લોભ બહુ કરો છો! હું તમારી આમન્યા ક્યાં સુધી રાખું!—વગેરે તે જેમ આવે તેમ બોલી ગયો. રઘનાથ પોતાની ટેવ પ્રમાણે ચૂપ જ રહ્યો. ફરી મુકુન્દને ન સમજાયું કે હવે શું કરવું. પણ એટલે આવ્યા પછી વાત પૂરી કરવા સિવાય ઉપાય નહોતો. તેણે ફરી બળનો નિશ્ચય કર્યો અને પૂછ્યું: ત્યારે શું કહો છો?

રઘનાથ ખિન્ન પણ શાન્ત વદને બોલ્યા: શેનું?

આ પૈસામાં હેરાન થાઉં છું તેનું?

પણ પૈસા તો છે તેટલા મોકલું છું બીજા ક્યાંથી કહાડું?

મુકુન્દને તો હવે વાતને ઠેઠ પહોંચાડવી હતી. તેણે કહ્યું: ખેતરો વેચી નાંખો. હું મારા અભ્યાસની ખાતર ગમે તેટલો આત્મભોગ આપવા તૈયાર છું!

પણ ખેતરો વેચી દઈએ તો ગંગાનું શું થાય?

મુકુન્દને એક ક્ષણમાં અનેક વિચારો આવી ગયા. વિધવાવિવાહ નહીં કરવાના અનેક અનિષ્ટ પરિણામો ઉપરાંત તેને બીજાં ઘણાં દેખાયાં. આ ઉપાય પિતાને

સાંજના પાંચેક વાગે મુકુન્દ ગામમાં જઇ એક્કા કરી લાવ્યો. એક્કાવાળા પાસે સામાન એક્કામાં મુકાવી, ઓટલા પાસે ઊભો રહી બોલ્યો : મારા મિત્રો જાય છે તેમને મૂકવા હું સ્ટેશન સુધી જાઉ છું. સાંજે મારે જમવું નથી મારી રાહ ન જોશો—જવાબની રાહ જોયા વિના હાથમાં લાકડી ફેરવતો તે મિત્રોની સાથે ચાલ્યો.

[ ૫ ]

ઘરમાં સર્વત્ર સુનકાર ફેલાઈ રહ્યો. કોઈ મોટું તોફાન આવે, અનેક વહાણોને તોડી, ફાડી, ડુબાડી પસાર થઈ જાય અને પછી દરિયામાં શાન્તિ ફેલાય તેવી શાન્તિ ઘરમાં ફેલાઈ રહી. રઘનાથને ઘણીવાર ઉદાસીનતા થઈ આવતી. ત્યારે થોડા સમયની શાન્તિથી જ તે સ્વસ્થ થતા, તે ગંગા જાણતી હતી માટે તે કશું બોલી નહીં. ઠેઠ રાત પડવા આવી ત્યારે તેણે ધીમે રહી કહ્યું : બાપુ, જમવા ઊઠોને તમે સવારના જમ્યા નથી. પણ આજની ઉદાસીનતા હજી ઊતરી નહોતી. ગંગા પિતાની પાસે આવીને બેસી રહી પણ રઘનાથ કશું બોલ્યા જ નહીં. કોઈ એક જ બિન્દુ ઉપર નજર રાખી બેસી રહ્યા. ગંગાને લાગ્યું કે ડોસાના મનનો ઊભરો વાત કરાવ્યા વિના શમશે નહીં. તેણે કહ્યું : તમે તેમાં દિલગીર શું થાઓ છો? તેણે તાર મોકલ્યો છતાં રસોઈ બરાબર ન કરાઈ તેથી ભાઈ ઘણા ચીડાઈ ગયા તેમાં તમે શા માટે દિલગીર થાઓ છો ? ડોસા છતાં પણ શાન્ત રહ્યા, નજર પણ ન ખસેડી. વસ્તુસ્થિતિનો વધારે મર્મભાગ ખોલવાની જરૂર જણાઈ. ગંગાએ કહ્યું : તમે મારી આટલી

નીકળી અને મોઢું ન દેખાય માટે એકદમ પસાર થઈ ગઈ. તેને જોઈ રઘનાથ સ્વાભાવિક રીતે જ ઊઠી ગયા અને બારણામાં જઈ કહ્યું: ગંગા, બે હાંડા શા માટે લે છે? બહુ પાણી જોઈએ તો પૈસા દઈ મંગાવ—આ તો નાનો હાંડો છે—એમ કહેતાં તો તે ખડકી બહાર દૂર ચાલી ગઈ.

મુકુન્દ મેડી ઉપર આવી ટ્રેઈનમાં લીધેલું પેપર ખાલી વાંચવા મંડ્યો હતો. તેના મિત્રો જાગ્યા. કેમ ચહા કરીશું ? કહી તેણે ચહા કરવાની શરૂઆત કરી. તેના મિત્રોએ હવે કંઈક પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. મુકુન્દની નાત, જાત, તેના ભાંડુ, વગેરેથી શરૂ થઇ વાત આગળ ચાલવા માંડી. ચહાની આશાથી તેમનામાં ઉત્સાહ આવ્યો હતો અને તે ઉત્સાહમાં મુકુન્દ સ્ટોવને જોરથી પંપ કરતો જતો હતો અને બધા ઊંચે સાદે વાતો કરતા હતા. ત્યાં ગંગા પાણી ભરીને આવી અને ખડકીમાં બન્ને હાંડા સાથે પેસાય તેમ નહોતું તેથી ઉપલો હાંડો ઉતરાવવા તેણે મુકુન્દને સાદ કર્યો. મુકુન્દે તે સાંભળ્યો નહીં પણ તેના પિતા ગંગાના જ વિચારો કરતા હતા તે ખડકીએ આવી પહોંચ્યા. હાંડો ઉતારતાં દરમિયાન તેમણે ઉપરથી મુકુન્દનાં કેટલાંક વાક્યો સાંભળ્યા. અનેક અંગ્રેજી શબ્દોની વચ્ચે વચ્ચે નાત, વિધવાવિવાહ, ગંગા, કેળવણી વગેરે શબ્દો આવતા હતા. રઘનાથ અને ગંગા–બન્ને, મુકુન્દે બપોરે કરેલી વાત ઉપરથી એટલું સમજી ગયાં કે મુકુન્દ ઘર, ગંગા,–પોતા સિવાય સર્વને વિશે, ઘણું જ અપમાનકારક બોલતો હતો. બન્ને બોલ્યા વિના ઘરમાં ગયા.

ત્યાંથી કુંભારીઆનાં દેરાં જોવા ગએલાં તને યાદ છે ?

હા.

એ દેરાં વિમળશાએ બંધાવેલાં.

એમ કે ?

એ વિમળશા અંબાજીનો ભક્ત હતો....પિતા સ્વસ્થ થતા જાય છે એમ માની ગંગાનો ઉત્સાહ વધતો જતો હતો અને તે સરલ ઉત્સાહથી હાંકારો દેવા લાગી.—તે એક વાર અંબાજી દર્શન કરવા જતો હતો. રસ્તામાં એક મોટી વાવ આવી. તેમાં તે પાણી પીવા ગયો. વાવના પગથીઆ પર એક વણઝારો બેઠો હતો. તેણે પાણીનો પૈસો માગ્યો. વિમળશાએ 'શેનો' એમ પૂછ્યું. વણઝારાએ વાવનો શિલાલેખ બતાવી કહ્યું 'કે આ વાવ બંધાવનાર પીથો મારો દાદો થાય. અમારી સ્થિતિ બગડી ગઈ એટલે હું મારી બાપુકી વાવ પર લાગો લેવા આવ્યો છું.' વિમળશાને થયું કે મેં આવાં દેરાં તો બંધાવ્યાં પણ મારી પછવાડે કપૂત જાગે તો મારા દેરાંની ય આવી દશા થાય—ગંગાનો હાંકારો શિથિલ પડતો ગયો—પછી તે અંબાજી પાસે ગયો. તેને અંબાજી પ્રસન્ન હતાં. તેમણે કહ્યું: બેટા માગ માગ.—વિમળશાએ કહ્યું : માજી બીજું કાંઈ ન માગું, માગું એક નખ્ખોદ—હવે ગંગાનો હાંકારો નિઃશ્વાસ જેવો થઇ ગયો હતો—બીજીવાર કહ્યું:માગ માગ.—ફરી વાર પણ નખ્ખોદ માગ્યું. ત્રીજીવાર પણ નખ્ખોદ માગ્યું—ડોસા ફરી નીરવ શાન્તિમાં પડ્યા.

આખા ઘરમાં મૃત્યુ જેવી શાન્તિ છવાઈ રહી.

—રામનારાયણ પાઠક

બધી ચિન્તા શા માટે કરો છો? કાંઇ હું અશક્ત કે નિરાધાર નથી થઈ ગઈ. અને મારે ભાઈ જેવો ભાઇ છે!

ડોસાએ નજર ફેરવ્યા વિના જ જાણે હજી મનમાં જ વિચાર કરતાં હોય તેમ કહ્યું: એ હવે આપણો નથી રહ્યો.–ડોસા બોલવા માંડયાં તેથી ઉત્સાહમાં આવી ગંગાએ કહ્યું: હોય, એવું તે હોય.–ડોસાએ ફરી કહ્યું: હા, એ આપણો ન્હોય. એ ગયો જ સમજો.–એ વખતે ઓટલા પરથી અવાજ આવ્યો: એ, મુકુન્દ ગયો છે.

મુકુન્દે પોતાના જેવા સુધરેલા માણસને કોઈ મિત્ર, કોઈ વિનોદનું સાધન નહીં એવી સ્થિતિમાં ગામડામાં કેવી મુશ્કેલી પડે છે તે ઘણી જ નિખાલસતાથી મિત્રોને તેણે રસ્તે કહ્યું અને મિત્રોએ તેને સામાન વિના પણ સાથે આવવા આગ્રહ કર્યાથી તે ટ્રેઈનમાં જ તેમની સાથે તે ચાલ્યો ગએલો. તેણે એક્કાવાળા સાથે કહેવરાવ્યું હતું કે પોતે ગયો છે. તે સંદેશો એક્કાવાળાએ બરાબર રઘનાથ ભટને ત્યાં પહોંચાડયો. એકકાવાળાનું વાક્ય પ્રસ્તુત વાતચીતમાં એવું મળી ગયું કે રઘનાથ કે ગંગાને કશું પૂછવાનું રહ્યું નહીં.

ગંગાએ જોયું કે હવે દલીલને અવકાશ નથી. તેણે પિતાને વધારે શાન્તિનો સમય આપવા પથારી વગેરે કેટલુંક ઘરનું કામ કર્યું તે ફરી રઘનાથની પાસે બેઠી. આ વખતે રઘનાથ જ પહેલા બોલ્યા: આપણે અંબાજી ગયા હતા તે યાદ છે?–વિષયાન્તરની આશાથી ગંગાએ કહ્યું: હા.

'શીમણી' બનતી હતી, પવન સોંસરવો નીકળી જતો હતો, ને શુક્રના તારાનું મીઠું તેજ, બરફ પડે તેમ, પૃથ્વી પર ઠંડીના કટકા જેવું પડતું હતું. જ્યાં બાગનો છેડો હતો ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબનું એક રોનકદાર મકાન હતું ને તેની બંધ બારી તથા બારણામાંથી દીવાનો ઉજાસ બહાર પડતો હતો.

ભાવિક મનુષ્ય દાતારનું શિખર જોઈ જેમ શ્રદ્ધાથી આનંદ પામે તેમ વૃદ્ધ ડોસો આ મકાનના લાકડાની કમાન જોઈ આનંદ પામ્યો. કમાન પર એક જરીપુરાણા પાટિયામાં નવા અક્ષર લખ્યા હતા: ' પોસ્ટ ઑફિસ '.

ડોસો ઑફિસની બહાર પડથાળ પર બેઠો. અંદરથી કંઈ ચોક્કસ અવાજ આવતો ન હતો, પણ બે ચાર જણ કામમાં હોય તેમ વ્યાવહારિક ' ઘુસપુસ ' થતી હતી.

'પોલિસ સુપરિન્ટેન્ડન્ટ' અંદરથી અવાજ આવ્યો. ડોસો ચમક્યો પણ પાછો શાંત બની બેઠો. શ્રદ્ધા અને સ્નેહ એને આટલી ઠંડીમાં ઉષ્મા આપી રહ્યાં હતાં.

અંદરથી અવાજ પર અવાજ આવવા લાગ્યા. કારકુન અંગ્રેજી કાગળના સરનામાં બોલી બોલી પોસ્ટમેન તરફ નાખતો જતો હતો.

કમિશ્નર, સુપરિન્ટેન્ડન્ટ, દીવાન સાહેબ, લાયબ્રેરિયન—, એમ એક પછી એક અનેક નામ બોલવાનો અભ્યાસી કારકુન ઝપાટાબંધ કાગળો ફેંક્યે જતો હતો.

એવામાં અંદરથી એક મશ્કરીભર્યો અવાજ આવ્યો:

કોચમીન અલી ડોસા !

## ૧૭

# પોસ્ટ ઑફિસ

પાછલી રાત્રિનું ભૂરું આકાશ, માનવજીવનમાં અનેક સુખદ યાદગીરી ચમકી રહે તેમ, નાના મોટા તારાઓથી ચમકી રહ્યું હતું. ઠંડા પવનના સુસવાટાથી પોતાના જૂના અને ફાટેલા ઝબ્બાને શરીરે વધારે ને વધારે લપેટી લેતો એક વૃદ્ધ ડોસો શહેરના મધ્ય ભાગમાં થઈને જતો હતો. સ્વાધીન અવસ્થા ભોગવતાં કેટલાક ઘરોમાંથી આ વખતે ઘંટીનો મધુર લાગતો અવાજ, સ્ત્રીઓના તીણા સ્વર સાથે, શહેરની એકાંત રાત્રિમાં, ડોસાનો મદદગાર હોય તેમ, સાથે ને સાથે આવતો હતો. એકાદ કુતરાનો અવાજ, કોઈક વહેલા ઊઠનારનાં પગરખાંનો છેટેથી સંભળાતો શબ્દ કે કોઈ અકાળે જાગેલા પક્ષીનો સ્વર : એ સિવાય શહેર તદ્દન શાંત હતું. લોકો મીઠી નિદ્રામાં ઘેરાતા હતા અને શિયાળાની ઠંડીથી રાત્રિ વધારે ને વધારે ગાઢ બનતી હતી. કહે નહીં છતાં કતલ કરી નાંખે એવા મીઠા મનુષ્યના સ્વભાવ જેવી શિયાળાની ઠંડી, કાતિલ હથિયારની માફક, પોતાનો કાબુ સર્વત્ર ફેલાવી રહી હતી. વૃદ્ધ ડોસો ધ્રૂજતો ને શાંત રીતે ડગુમગુ ચાલતો શહેરના દરવાજા બહાર થઈ, એક સીધી સડક પર આવી પહોંચ્યો ને ધીમે ધીમે પોતાની જૂની ડાંગના ટેકાથી આગળ વધ્યો.

સડકની એક બાજુ ઝાડોની હાર હતી, ને બીજી બાજુ શહેરનો બાગ હતો. અહીં ઠંડી વધારે હતી ને રાત્રિ વધારે

'શીમણી' બનતી હતી, પવન સોંસરવો નીકળી જતો હતો, ને શુક્રના તારાનું મીઠું તેજ, બરફ પડે તેમ, પૃથ્વી પર ઠંડીના કટકા જેવું પડતું હતું. જ્યાં બાગનો છેડો હતો ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબનું એક રોનકદાર મકાન હતું ને તેની બંધ બારી તથા બારણામાંથી દીવાનો ઉજાસ બહાર પડતો હતો.

ભાવિક મનુષ્ય દાતારનું શિખર જોઈ જેમ શ્રદ્ધાથી આનંદ પામે તેમ વૃદ્ધ ડોસો આ મકાનના લાકડાની કમાન જોઈ આનંદ પામ્યો. કમાન પર એક જરીપુરાણા પાટિયામાં નવા અક્ષર લખ્યા હતા: 'પોસ્ટ ઑફિસ'.

ડોસો ઑફિસની બહાર પડથાળ પર બેઠો. અંદરથી કંઈ ચોક્કસ અવાજ આવતો ન હતો, પણ બે ચાર જણ કામમાં હોય તેમ વ્યાવહારિક 'ઘુસપુસ' થતી હતી.

'પોલિસ સુપરિન્ટેન્ડન્ટ' અંદરથી અવાજ આવ્યો. ડોસો ચમક્યો પણ પાછો શાંત બની બેઠો. શ્રદ્ધા અને સ્નેહ એને આટલી ઠંડીમાં ઉષ્મા આપી રહ્યાં હતાં.

અંદરથી અવાજ પર અવાજ આવવા લાગ્યા. કારકુન અંગ્રેજી કાગળના સરનામાં બોલી બોલી પોસ્ટમેન તરફ નાખતો જતો હતો.

કમિશનર, સુપરિન્ટેન્ડન્ટ, દીવાન સાહેબ, લાયબ્રેરિયન–, એમ એક પછી એક અનેક નામ બોલવાનો અભ્યાસી કારકુન ઝપાટાબંધ કાગળો ફેંક્યે જતો હતો.

એવામાં અંદરથી એક મશ્કરીભર્યો અવાજ આવ્યો: :ચમીન અલી ડોસા!

વૃદ્ધ ડોસો હતો ત્યાંથી બેઠો થયો; શ્રદ્ધાથી આકાશ સામે જોયું; આગળ વધ્યો ને બારણા પર હાથ મૂક્યો!

ગોકળભાઈ!

કોણ ?

કોચમીન અલી ડોસાનો કાગળ કીધો ના ?........હું આવ્યો છું!—જવાબમાં નિષ્ઠુર મજાકભરેલું હાસ્ય આવ્યું.

સાહેબ! આ એક ગાંડો ડોસો છે. એ હંમેશા પોતાનો કાગળ લેવાને પોસ્ટ ઑફિસે ધક્કો ખાય છે.

કારકુને આ શબ્દો પોસ્ટ માસ્તરને કહ્યા, ત્યાં તો ડોસો પોતાના સ્થાન પર પાછો બેસી ગયો હતો. પાંચ વર્ષ થયાં એ જગ્યાએ બેસવાનો એને અભ્યાસ હતો.



અલી મૂળ હોશિયાર શિકારી હતો. પછી ધીમે ધીમે એ અભ્યાસમાં એવો કુશળ બન્યો હતો કે હંમેશાં જેમ અફીણીને અફીણ લેવું પડે તેમ અલીને શિકાર કરવો પડે. ધૂળની સાથે ધૂળ જેવા બની જતા કાબરચીતરા તેતર પર અલીની દૃષ્ટિ પડે કે તરત તેના હાથમાં તેતર આવી જ પડયું હોય! એની તીક્ષ્ણ દૃષ્ટિ સસલાની બોમાં જઈ પહોંચતી. આસપાસના સૂકા, ભૂરા, પીળા 'કાગડા'ના કે રાંપડાના ઘાસમાં સંતાઈને સ્થિર કાન કરી બેઠેલા ચતુર સસલાના ભૂરા, પીળા રંગને ક્યારેક ખૂદ શિકારી કુતરા જુદો પાડી ન શકતાં આગળ વધી જતાં ને સસલું બચી જતું; પરંતુ ઈટલીના ગરુડ જેવી

અલીની દૃષ્ટિ બરાબર સસલાના કાન પર ચેોંટતી: ને બીજી જ પળે તે રહેતું નહીં. વળી ક્યારેક અલી મચ્છીમારનો મિત્ર પણ બની જતો.

પણ જ્યારે જીવનસંધ્યા પહોંચતી લાગી ત્યારે આ શિકારી અચાનક બીજી દિશામાં વળી ગયો. એની એકની એક દીકરી મરિયમ સાસરે ગઈ. એના જમાઇને લશ્કરમાં નોકરી હતી તેથી તે પંજાબ તરફ તેની સાથે ગઇ હતી; અને જેને માટે પોતે જીવન નિભાવતો હતો તે મરિયમના છેલ્લાં પાંચ વર્ષ થયાં કાંઈ સમાચાર હતા નહીં. હવે અલીએ જાણ્યું કે સ્નેહ અને વિરહ શું છે. પહેલાં તો એ તેતરનાં બચ્ચાંને આકુળવ્યાકુળ દોડતાં જોઈ હસતો. આ એનો—શિકારીનો આનંદ હતો.

શિકારનો રસ એની નસેનસમાં ઊતરી ગયો હતો. પરંતુ જે દિવસે મરિયમ ગઈ ને તેને જિંદગીમાં એકલતા લાગી, તે દહાડાથી અલી શિકારે જતાં શિકાર ભૂલી સ્થિર દૃષ્ટિથી અનાજનાં ભરચક્ક લીલાં ખેતર તરફ જોઈ રહેતો! અને જિંદગીમાં પહેલી વખત સમજાયું કે કુદરતમાં સ્નેહની સૃષ્ટિ અને વિરહનાં આંસુ છે. પછી તો એક દિવસ અલી એક ખાખરના ઝાડ નીચે બેસી ! હૈયા ફાટ રોયો. ત્યાર પછી હંમેશાં સવારમાં ચાર બજ્યે ઊઠીને એ પોસ્ટ ઑફિસે આવતો. એનો કાગળ તો કોઈ દિવસ હોય નહીં; પણ મરિયમનો કાગળ એક દિવસ આવશે એવી ભક્તના જેવી શ્રદ્ધામાં ને આશાભર્યા ઉલ્લાસમાં તે હંમેશાં સૌથી પહેલો પોસ્ટ ઑફિસે આવી બેસતો.

પોસ્ટ ઑફિસ—કદાચ જગતમાં સૌથી રસહીન મકાન—એનું ધર્મક્ષેત્ર—તીર્થસ્થાન બન્યું. એક જ જગ્યા અને એક જ ખૂણે તે હંમેશાં બેસતો. એને એવો જાણ્યા પછી સૌ હસતા, પોસ્ટમૅન મશ્કરી કરતા: ને ક્યારેક મજાકમાં એનું નામ લઈ, એને એ જગ્યા પરથી પોસ્ટ ઑફિસના બારણા સુધી કાગળ ન હોય છતાં, ધક્કો ખવડાવતા. અખૂટ શ્રદ્ધા ને અનંત ધૈર્ય હોય તેમ એ હંમેશ આવતો ને દરરોજ ઠાલે હાથે પાછો જતો.

અલી બેઠો હતો એટલામાં એક પછી એક પટાવાળાઓ પોતપોતાની ઑફિસોના કાગળો લેવા આવવા લાગ્યા. ઘણું કરીને પટાવાળા એ વીસમી સદીમાં અધિકારીઓની સ્ત્રીઓના ખાનગી કારભારી જેવા છે; એટલે આખા શહેરના દરેકેદરેક ઑફિસરનો ખાનગી ઈતિહાસ અત્યારે વાંચતો!

કોઈના માથા પર સાફો, તો કોઈના પગમાં ચમચમાટી કરે તેવા બૂટ: એમ સૌ પોતપોતાનો વિશિષ્ટ ભાવ દર્શાવતા હતા. એટલામાં બારણું ખૂલ્યું. દીવાના અજવાળામાં સામેની ખુરશી પર તુંબડા જેવું માથું ને હંમેશનો દિલગીરીભર્યો, ઉદાસીન જેવો ચહેરો લઈ પોસ્ટ માસ્તર બેઠા હતા. કપાળ પર, મોં પર કે આંખમાં ક્યાંય તેજ ન હોય ત્યારે માણસ ઘણું કરીને ગોલ્ડસ્મિથનો 'વિલેજ સ્કુલમાસ્તર', આ સદીનો કારકુન કે પોસ્ટ માસ્તર, હોય છે.

અલી પોતાની જગ્યાએથી ખસ્યો નહીં.

'પોલિસ કમિશ્નર'–કારકુને બૂમ પાડી, ને એક થનથનાટ કરતા જુવાને પોલિસ કમિશ્નરના કાગળ લેવા હાથ આગળ ધર્યો.

'સુપરિન્ટેન્ડન્ટ' બીજો એક પટાવાળા આગળ આવ્યો: —અને આમ ને આમ એ સહસ્રનામાવલિ, વિષ્ણુભક્તની જેમ, કારકુન હમેશાં પઢી જતો.

અંતે સૌ ચાલ્યા ગયા. અલી ઊઠ્યો, ને પોસ્ટ ઓફીસમાં ચમત્કાર હોય તેમ તેને પ્રણામ કરી ચાલ્યો ગયો ! અરે ! સૈકા પહેલાનો ગામડિયો !

આ માણસ ગાંડો છે ?— પોસ્ટ માસ્તરે પૂછ્યું.

હા—કોણ ? અલી ના ?—હા સાહેબ; પાંચ વરસ થયાં ગમે તેવી ઋતુ હોય છતાં કાગળ લેવા આવે છે ! એનો કાગળ ભાગ્યે જ હોય છે !—કારકુને જવાબ આપ્યો.

કોણ નવરું બેઠું છે ?—હંમેશ તે કાગળ ક્યાંથી હોય ?

અરે સાહેબ, પણ એનું મગજ જ ચસ્કી ગયું છે ! તે પહેલાં બહુ પાપ કરતો. એમાં કોઈક સ્થાનકમાં દ્રોષ કર્યો ! ભાઈ, કર્યાં ભોગવવાં છે !—પોસ્ટમેને ટેકો આપ્યો.

ગાંડા બહુ વિચિત્ર હોય છે.

હા, અમદાવાદમાં એક વખત ગાંડો જોયો હતો. તે આખો દિવસ ધૂળના ઢગલા જ કરતો: બસ બીજું કાંઈ નહીં. એક ગાંડાને હમેશાં નદીને કાંઠે જઈ સાંજે પત્થર પર પાણી રેડવાની ટેવ હતી !

અરે એક ગાંડાને એવી ટેવ હતી કે આખો દિવસ આગળને પાછળ ચાલ્યા જ કરે ! બીજો એક કવિતા ગાયા કરતો ! એક જણ પોતાને ગાલે લપાટો જ માર્યા કરતો, ને પછી કોઈક મારે છે એમ જાણી રોયા કરતો !

આજે પોસ્ટ ઑફિસમાં ગાંડાનું પુરાણ નીકળ્યું હતું. હમેશાં આવું એકાદ પ્રકરણ છોડી એના પર બેચાર મિનિટ વાત કરી આરામ લેવાની ટેવ લગભગ બધા જ નોકરવર્ગમાં, દારુની ટેવ જેમ, પેસી ગઈ છે. પોસ્ટ માસ્તર છેવટે ઊઠ્યા ને જતાં જતાં કહ્યું: ગાંડાની પણ દુનિયા લાગે છે! ગાંડા આપણને ગાંડા માનતા હશે;—અને કદાચ ગાંડાની સૃષ્ટિ કવિની સૃષ્ટિ જેવી હશે!

છેલ્લો શબ્દ બોલતાં પોસ્ટ માસ્તર હસીને ચાલ્યા ગયા. એક કારકુન વખત મળ્યે જરા ગાંડાઘેલાં જોડી કાઢતો ને એને સૌ ખીજવતા. પોસ્ટ માસ્તરે પણ છેલ્લું વાક્ય એટલા જ માટે હસતાં હસતાં એના તરફ ફરીને કહ્યું હતું. પોસ્ટ ઑફિસ હતી તેવી શાંત બની રહી.



એક વખત અલી બે ત્રણ દિવસ સુધી આવ્યો નહીં. પોસ્ટ ઑફિસમાં અલીનું મન સમજી જાય એવી સહાનુભૂતિ કે વિશાળ દૃષ્ટિ કોઈનામાં ન હતી, પણ એ કેમ ન આવ્યો એવી કૌતકબુદ્ધિ સૌાને થઈ. પછી અલી આવ્યો. પણ તે દિવસે એ હાંફતો હતો, ને એના ચહેરા પર જીવનસંધ્યાનાં સ્પષ્ટ ચિહ્ન હતાં.

આજે તો અલીએ અધીરા બનીને પોસ્ટ માસ્તરને પૂછ્યું: માસ્તર સાહેબ, મારી મરિયમનો કાગળ છે?

પોસ્ટ માસ્તર તે દિવસે ગામ જવાની ઉતાવળમાં હતા, અને તેનું મગજ આ સવાલ ઝીલી શકે એટલું શાંત નહોતું:

ભાઇ તમે કેવા છો ?

મારું નામ અલી !—અલીનો અસંબદ્ધ જવાબ મળ્યો.

હા; પણ અહીં કાંઈ તમારી મરિયમનું નામ નોંધી રાખ્યું છે ?

નોંધી રાખોને ભાઈ, વખત છે ને કાગળ આવે, ને હું ન હોઉં તો તમને ખપ આવે ! પોણી જિંદગી શિકારમાં ગાળી હોય તેને શી ખબર કે મરિયમનું નામ એના પિતા સિવાય બીજાને મન બે પૈસા જેટલી કિંમતનું છે !

પોસ્ટ માસ્તર તપી ગયા: ગાંડો છે કે શું ? જા, જા, કાગળ આવશે તો કોઈ ખાઈ નહીં જાય !—પોસ્ટ માસ્તર ઉતાવળમાં ચાલ્યા ગયા, ને અલી ધીમે પગલે બહાર નીકળ્યો. નીકળતાં નીકળતાં એક વખત ફરીને પોસ્ટ ઑફિસ તરફ જોઈ લીધું ! આજે એની આંખમાં અનાથતાનાં આંસુની છાલક હતી; અશ્રદ્ધા નહતી, પણ ધૈર્યનો અંત આવ્યો હતો ! અરે ! હવે મરિયમને કાગળ ક્યાંથી પહોંચે !

એક કારકુન એની પાછળ આવતો લાગ્યો. અલી તેના તરફ ફર્યોઃ ભાઈ !

કારકુન ચમક્યો. પણ તે સારો હતો.—કેમ ?

જુઓ; આ મારી પાસે છે.—એમ કહી પોતાની પાસે એક જૂની પતરાની ડાબડી હતી તેમાંથી અલીએ પાંચ ગીની કાઢી. કારકુન ભડક્યો.

ભડકો નહીં. તમારે આ ઉપયોગી ચીજ છે. મારે હવે તેનો ઉપયોગ નથી. પણ એક કામ કરશો ?

શું ?

આ ઉપર શું દેખાય છે ?—અલીએ શૂન્ય આકાશ સામે આંગળી ચીંધી.

આકાશ.

ઉપર અલ્લા છે તેની સાક્ષીમાં તમને આ પૈસા આપું છું. તમારે મારી મરિયમનો કાગળ આવે તો પહોંચાડવો.

કારકુન આશ્ચર્યમાં સ્થિર ઊભો ! ક્યાં ? ક્યાં પહોંચાડવો ?

મારી કબર ઉપર.

હેં !

સાચું કહું છું. આજ હવે છેલ્લો દિવસ છે !—અરેરે, છેલ્લો ! મરિયમ ન મળી. કાગળ ન મળ્યો.—અલીની આંખમાં ઘેન હતું. કારકુન ધીમે ધીમે તેનાથી છૂટો પડી ચાલ્યો ગયો. તેના ખીસામાં ત્રણ તોલા સોનું પડ્યું હતું !



પછી અલી કોઇ દિવસ પાછો દેખાયો નહીં. અને તેની ખબર કાઢવાની ચિંતા તો કોઈને હતી જ નહીં. એક દિવસ પોસ્ટ માસ્તર જરાક અફસોસમાં હતા. એમની દીકરી દૂર દેશાવર માંદી હતી, ને તેના સમાચારની રાહ જોતા એ શોકમાં બેઠા હતા.

ટપાલ આવીને કાગળોનો થોકડો પડ્યો. રંગ ઉપરથી પોતાનું કવર છે એમ ધારી પોસ્ટ માસ્તરે ઝપાટાબંધ એક

કવર ઊંચકી લીધું, પણ એના પર સરનામું હતું : ‘કોચમીન અલી ડોસા !’

વીજળીનો આંચકો આવ્યો હોય તેમ એમણે તે નીચે નાંખી દીધું ! દિલગીરી અને ચિંતાની થોડી ક્ષણમાં એમનો અધિકારીનો કડક સ્વભાવ જતો રહી માનવસ્વભાવ બહાર આવ્યો હતો. એમને એકદમ સાંભર્યું કે એ પેલા જ ડોસાનું કવર,—અને કદાચ એની દીકરી મરિયમનું.

લક્ષ્મીદાસ !—એમણે એકદમ બૂમ પાડી.

લક્ષ્મીદાસ તેજ માણસ કે જેને અલીએ છેલ્લી ઘડીએ પૈસા આપ્યા હતા. કેમ સાહેબ ?

આ તમારા કોચમીન અલી ડોસા !—આજ હવે ક્યાં છે એ ?

તપાસ કરશું.

તે દિવસ પોસ્ટ માસ્તરના સમાચાર ન આવ્યા. આખી રાત્રિ શંકામાં વિતાવી, બીજે દીવસે સવારમાં ત્રણ વાગ્યાના તે ઑફિસમાં બેઠા હતા. ચાર વાગે ને અલી ડોસા આવે કે હું પોતે જ તેને કવર આપું. એવી આજ એમની ઈચ્છા હતી.

વૃદ્ધ ડોસાની સ્થિતિ પોસ્ટ માસ્તર હવે સમજી ગયા. આજ આખી રાત તેમણે સવારે આવનાર કાગળના ધ્યાનમાં ગાળી હતી, પાંચ પાંચ વર્ષ સુધી આવી અખંડ રાત્રિઓ ગાળનાર તરફ એમનું હૃદય આજે પહેલવહેલું લાગણીથી

ઊછળી રહ્યું હતું. બરાબર પાંચ વાગ્યે બારણા પર ટકોરો પડ્યો. પોસ્ટમેન હજી આવ્યા નહતા; પણ આ ટકોરો અલીનો હતો એમ લાગ્યું. પોસ્ટ માસ્તર ઊઠ્યા. પિતાનું હૃદય પિતાના હૃદયને પિછાને તેમ આજે તે દોડ્યા; બારણું ખોલ્યું.

આવો અલીભાઈ! આ તમારો કાગળ.—બારણામાં એક વૃદ્ધ, દીન ડોસો લાકડીના ટેકાથી નમી ગએલો ઊભો હતો, છેલ્લાં આંસુની ધાર હજી એના ગાલ પર તાજી હતી, અને ચહેરાની કરચલીમાં કરડાઈના રંગ પર ભલમનસાઈની પીંછી ફરેલી હતી.

તેણે પોસ્ટ માસ્તર સામે જોયું ને પોસ્ટ માસ્તર જરાક ભડક્યા, ડોસાની આંખમાં મનુષ્યનું તેજ ન હતું!

કોણ સાહેબ? અલી ડોસા—લક્ષ્મીદાસ એક બાજુ રફથી સરીને બારણા પાસે આવ્યો.

પોસ્ટ માસ્તરે તે તરફ લક્ષ ન આપતાં બારણા તરફ જ જોયા કર્યું. પણ ત્યાં કોઈ ન લાગ્યું. પોસ્ટ માસ્તરની આંખ ફાટી ગઈ! બારણામાં કોઈ જ હતું નહીં, એ શું? તે લક્ષ્મીદાસ તરફ ફર્યો.

હા, અલી ડોસા! કોણ? તમે છોના?

જી, અલી ડોસા મરી ગએલા છે! પણ એનો કાગળ લાવો મારી પાસે!

હેં! કે દિ'? સાચું—લક્ષ્મીદાસ?

જી હા, એને તો ત્રણેક મહિના થઈ ગયા !—સામેથી એક પોસ્ટમૅન આવતો હતો તેણે બીજો અરધો જવાબ વાળ્યો.

પોસ્ટ માસ્તર દિઙ્મૂઢ બની ગયા. હજી મરિયમનો કાગળ બારણામાં પડ્યો હતો ! અલીની મૂર્તિ એમની નજર સમક્ષ તરી રહી. લક્ષ્મીદાસે, અલી છેલ્લી વખતે કેમ મળ્યો હતો તે પણ કહ્યું. પોસ્ટ માસ્તરના કાનમાં પેલો ટકોરો ને નજર સમક્ષ અલીની મૂર્તિ બંને ખડાં થયાં ! એમનું મન ભ્રમમાં પડ્યું : મેં અલીને જોયો, કે એ માત્ર શંકા હતી, કે એ લક્ષ્મીદાસ હતો ?

. . . .

પાછી રોજનીશી ચાલી: પોલિસ કમિશ્નર ! સુપરિટેન્ડન્ટ ! લાયબ્રેરિયન—કારકુન ઝપાટાબંધ કાગળ ફેંક્યે જતો હતો.

પણ દરેક કાગળમાં ધડકતું હૃદય હોય તેમ પોસ્ટ માસ્તર આજે એવી નજરે એ તરફ જોઇ રહ્યા છે ! કવર એટલે એક આનો ને કાર્ડ એટલે બે પૈસા એ દૃષ્ટિ ચાલી ગઈ છે. ઠેઠ આફ્રિકાથી, કોઈ વિધવાના એકના એક છોકરાનો કાગળ એટલે શું ? પોસ્ટ માસ્તર વધારે ને વધારે ઊંડા ઊતરે છે.

મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અરધું જગત શાંત થઈ જાય.

સાંજે લક્ષ્મીદાસ ને પોસ્ટ માસ્તર ધીમે પગલે અલીની કબર તરફ જતા હતા. મરિયમનો કાગળ સાથે જ હતો.

કબર પર કાગળ મૂકી પોસ્ટ માસ્તર ને લક્ષ્મીદાસ પાછા વળ્યા.

લક્ષ્મીદાસ ! આજે સવારે તમે જ સૌથી વહેલા આવ્યા કાં ?

જી હા.

પણ—ત્યારે...ત્યારે સમજાયું નહીં કે......

શું ?

હા, ઠીક. કાંઈ નહીં. પોસ્ટ માસ્તરે ઉતાવળે વાત વાળી લીધી. પોસ્ટ ઑફિસનું આગણું આવતાં પોસ્ટ માસ્તર લક્ષ્મીદાસથી જુદા પડી વિચાર કરતાં અંદર ચાલ્યા ગયા. એમનું પિતા તરીકેનું હૃદય અલીને ન સમજવા માટે ડંખતું હતું. ને આજે હજી પોતાની દીકરીના સમાચાર ન હતા માટે પાછા સમાચારની ચિંતામાં તે રાત્રિ ગાળવાના હતા. આશ્ચર્ય, શંકા ને પશ્ચાતાપના ત્રિવિધ તાપથી તપતાં એ પોતાના દીવાનખંડમાં બેઠા, ને પાસે કોલસાની સગડીમાંથી મધુર તાપ આવવા લાગ્યો.

—ધૂમકેતુ



[પ્રશ્નાવલિ : ૧૬ : આ આખી વાર્તા ઉપરથી તમે લેખકનો આશય કલ્પી શકતા હો તો તે સમજાવો. આપણા ગ્રામજીવન સાથે આ વાર્તા સંકળાએલી છે એમ જુદા જુદા પ્રસંગોનો ઉલ્લેખ કરી સાબિત કરો. ગંગા અને રઘનાથ તરફનું મુકુન્દરાયનું વર્તન તિરસ્કારયુક્ત શા માટે હતું ? ગંગાનો સ્વભાવ એની સામાજિક સ્થિતિને અનુકૂળ હતો એ સમજાવો. કોલેજિયન તરીકે મુકુન્દરાયનું રેખાચિત્ર દોરો. કોલેજમાં ભણવાથી એના વિચાર ને વર્તનમાં કયાં કયાં અનિષ્ટ તત્વો પ્રવેશ પામેલાં તમને લાગે છે ? પોતાને ગામ એક દિવસ રહ્યો તે દરમિયાન એ તત્ત્વોએ દેખા દીધી હોય એવા પ્રસંગો વર્ણવો. એના વર્તનની રઘનાથ ઉપર શી અસર થઇ ? એમને અંબાજીના યાત્રાનો પ્રસંગ કેમ યાદ આવ્યો ? વિમળશા અને પોતાની વચ્ચે એમને શું સામ્ય લાગ્યું ?

૧૭ : અલી કોચમીનને એક શિકારી તરીકે વર્ણવો. એના જીવનમાં શાથી પરિવર્તન થયું ? એ રોજ સવારે પોસ્ટ ઑફિસ શા માટે જતો ? એની અને બીજાની દૃષ્ટિમાંનો ભેદ બરાબર સમજાવો. અલીએ પોસ્ટ ઑફિસ આવવાનું કેમ બંધ કર્યું ? જે કાગળની તે પાંચ વર્ષથી રાહ જોતો હતો તેને વિશે તેણે શી ગોઠવણ કરી ? જે વર્તણૂક પહેલાં મશ્કરીને પાત્ર મનાતી તે પોસ્ટમાસ્તરને કયારથી ને શેને લીધે સાર્થ લાગવા માંડી ? નીચનાં વાકયોનો અર્થ કરો : શ્રદ્ધા અને સ્નેહ...રહ્યાં હતાં (પૃ. ૩૮૯); એને જિંદગીમાં... આંસુ છે. (પૃ. ૩૯૧); આજે એની આંખમાં...અંત આવ્યો હતો. (પૃ. ૩૯૫); મનુષ્ય પોતાની દૃષ્ટિ...થઈ જાય (પૃ.૩૯૯).]

# ના ટ ક

[ નોંધ : આપણે ત્યાં નાટકોનું સાહિત્ય હજી વિકાસ પામે છે. મૂળથી જ રંગભૂમિની દશા ઊતરતી કોટિની હોવાથી નાટયકારની પ્રેરણાનું એ મુખ્ય સાધન નહીં જેવું કામ કરતું હતું. શિષ્ટ સાહિત્યકારોએ પોતાનાં નાટકો એકાદ બે અપવાદ સિવાય રંગભૂમિ પર ભાગ્યે જ ભજવાવ્યાં છે. અહીં ઉતારેલાં નાટકોમાંથી 'શંકિત હૃદય'નું નાટક તખતા ઉપર બહુ લોકપ્રિય બન્યું છે, પરંતુ તે પણ કોલેજમાં ભણતા શિખાઉ નટોના સ્તુત્ય પ્રયાસથી. આપણી રંગભૂમિ શિષ્ટ નાટકો જેટલી શિષ્ટ બનશે ત્યારે જ સાહિત્યનું આ ઉમદારૂપ વિકાસ પામશે ને પ્રજાજીવન પર અદ્ભુત અસર કરવાનું પોતાનું કર્તવ્ય યથાર્થપણે બજાવશે.

**૧૮ : જગદીપકુમાર :** એમના પિતાએ પ્રસિદ્ધ કરેલા 'ભવાઈ સંગ્રહ'માંના એક દુહામાંની કથાપરથી સર રમણભાઈ નીલકંઠે 'રાઇનો પર્વત' નામનું આ રસિક નાટક રચ્યું છે. એક મહત્વકાંક્ષા પોષવાને જાલકાએ રચેલી કપટજાળ, નીતિવાન રાઇનો તેમાંથી છૂટવાનો સંકલ્પ, એને પરિણામે પર્વતરાય સંબંધી ભોપાળાનું પ્રાગટ્ય, રાણી લીલાવતીની શીયળરક્ષા, રાઇનો જગદીપ તરીકે રાજ્યાભિષેક—આ સર્વ પ્રસંગો, પાત્ર અને અવસરની જરૂરિયાત લક્ષમાં રાખીને, કુશળતાથી આલેખાયા છે.

સુધારક રમણભાઈની સુધારકવૃત્તિ અહીં દેખા દે છે અને પર્વતરાયની બાળવિધવાપુત્રી વીણાવતીનું જગદીપ સાથેનું લગ્ન, ખટપટીઓના સ્વાર્થી ને શાસ્ત્રોક્ત મનાતા વિરોધ છતાં, સમસ્ત પ્રજાજનો પાસે સ્વીકારાવે છે.

**૧૯ : રક્ષા :** રા. બટુભાઈ ઉમરવાડિયાએ ગૂજરાતીમાં એકાંકી નાટકો લખવાની પહેલ ન કરી હોય તો પણ તેમાં તેમણે અદ્દ્ભુત સફળતા મેળવી છે. હવે તો એમણે સાહિત્યપ્રવૃત્તિનો બહિષ્કાર કર્યો છે પરંતુ જ્યારે તેઓ લખતા હતા ત્યારે એમની કલમની પ્રસાદી હંમેશ રસમય અને આનંદદાયી નીવડતી. એમનું લખાણ વાંચતા કોઈને ભાગ્યે જ કંટાળો આવ્યો હશે. તે જ પ્રમાણે એકાંકી નાટકો પણ એમના જ. એ લખવાની કળા એમણે સિદ્ધહસ્ત કરી છે. 'રક્ષા' નાટકમાં એક અલૌકિક વ્યક્તિત્વવાળી સ્ત્રીનું ચરિત્રનિરૂપણ કરવા ઉપરાંત લગ્નના મહત્વના પ્રશ્નમાં આપણા સમાજે જે જડતા બતાવી છે, પોતાના ધોરણ અને રૂઢિઓમાં ફેરફાર કરવા વિશે જે ઉદાસીનતા દાખવી છે, તેનું પરિણામ કેવું કરુણ આવે છે તે બતાવ્યું છે. પોતાના લગ્ન સંબંધે નિરાશ થઈને રક્ષા બીજી દિશામાં પોતાનું મન વાળવાનો પ્રયાસ કરે છે છતાં તેમાં તે નિષ્ફળ જાય છે. પોતાના સાચા પ્રેમનું પાત્ર જોતાં તે ફરી વિહ્વળ બને છે ને આખરે આપઘાત કરે છે.

**૨૦: શંકિત હૃદય:** રા. રમણલાલ વસંતલાલ દેસાઈ નવસારી પ્રાંતના વહીવટદાર તરીકેના વ્યવસાયી જીવનમાંથી પણ આપણા

સાહિત્યની સમૃદ્ધિને અર્થે સારો સમય ફાજલ પાડતા આવ્યા છે. એક કુશળ નવલકથાકાર તરીકે તેમણે સારી નામના મેળવી છે. 'શંકિત હૃદય' નાટક વડોદરા કોલેજના વિદ્યાર્થીઓએ સફળતાથી રંગભૂમિ પર ભજવ્યું પછી તો એણે નાટકશાળાના શોખીનોનું જુદે જુદે સ્થળે સારું ધ્યાન ખેંચ્યું છે. નાટકના આમુખમાં રા. મંજુલાલ મજમુદાર લખે છે તેમ આ નાટક, પોતાની એક અનુકૂલ પળે કવિએ પાડી લીધેલો સાંપ્રત સમાજનો એ સ્નેપશોટ છે. પ્રેમ અને પ્રેમીઓના મનમાં ઉદ્‌ભવતી શંકા—એ સનાતન, સર્જનજૂના પ્રશ્નો આ નાટકના વસ્તુનું મધ્યબિંદુ હોવા છતાં એમાં આધુનિક સમાજના વિવિધ તત્ત્વો અને પાત્રોની વાસ્તવિક પિછાણ આપવામાં આવી છે.]

૧૮

## જગદીપકુમાર

[પૂર્વકથા: કનકપુરના રાજા રત્નદીપદેવનો અધર્મથી વધ કરાવીને પર્વતરાય ગાદી બેઠો ત્યારથી રત્નદીપની પત્ની અમૃતદેવી પોતાના પુત્ર જગદીપને લઈને મોસાળ જઈ રહી હતી. તે દરમિયાન પર્વતરાયને પોતાની નાનકડી બાળકી વીણાવતીને મરણ પથારીએ પડેલી તેની માતાના આગ્રહને વશ થઈ પરણાવવી પડી. લગ્ન પછી આઠ દિનમાં પુત્રીના વૈધવ્યના સમાચાર સાંભળી રાણી રૂપવતીએ દેહ છોડયો. પોતાની બાળા મોટી થતાં પ્રેમની પીડા ન અનુભવે તે માટે તેને એક અલાયદા ટાપુ પર એક બંગલામાં રાખી.

દુનિયા સાથેનો તેનો બધો સંબંધ તોડી નાંખ્યો, ને લોકોમાં એમ જાહેર કર્યું કે કુંવરી મરણ પામી છે. પર્વતરાયે વૃદ્ધાવસ્થામાં બીજી વાર લગ્ન કર્યું. એની રાણી લીલાવતી અનુપમ સૌંદર્યવાળી હોવાથી રાજાએ યૌવન ફરીથી પ્રાપ્ત કરવાને ફાંફાં મારવા માંડયાં.

બીજી તરફ પુત્રને ફરીથી રાજા થએલો જોવાની હોંસવાળી અમૃતદેવી કનકપુરથી થોડે દૂર આવેલી કિસલવાડીમાં માળણ તરીકે આવીને વસી. એણે જાલકા નામ ધારણ કર્યું; પોતાના પુત્રને રાઈને નામે ઓળખાવ્યો. ફૂલ આપવાને બહાને તે રાજમહેલમાં પ્રવેશ પામી. પર્વતરાયના વાળ કાળા કરવાની અને ઘોડેસ્વાર થવા જેટલી શક્તિ ફરીથી આણવાની તેણે, પોતાની પાસેની ઔષધિને બળે, કબુલાત કરી. એના બદલામાં રાજાએ તેને રાજ્યનો ચોથો ભાગ આપવાનું વચન આપ્યું. જાલકાના ઈલાજની જાદુઈ અસરની ખાતરી કરવાને રાજા પોનાના પ્રધાન શીતલસિંહ સાથે એક રાતે કિસલવાડીમાં ગયા. ત્યાં ચોકી કરતા રાઈના બાણથી પર્વતરાયના પ્રાણ અકસ્માત ગયા. રાજાના મરણની જવાબદારી માથેથી દૂર કરવાના હેતુથી અને પોતાનો અંતિમ હેતુ સિદ્ધ કરવાના ઈરાદાથી જાલકા શીતલસિંહ પાસે એમ જાહેર કરાવે છે કે રાજા એક પરદેશી વૈદની દેખરેખ હેઠળ જુવાની ફરીથી પ્રાપ્ત કરવા પ્રયોગ કરે છે ને તે છ માસ પછી નવા સ્વરૂપમાં પ્રગટ થશે. રાઈને પર્વતરાય તરીકે જાહેર થવા જોરજુલમથી સમજાવવામાં આવ્યો; આખરે માતાના આગ્રહને તે વશ થયો.

જ્યારે જાહેર થવાનો દિવસ પાસે આવ્યો ત્યારે મહેલના ઓરડા, રસ્તા, વગેરેથી જાણકાર કરવાને શીતલસિંહ રાઇને છૂપે વેશે પ્રભાપુંજ મહેલમાં લઈ ગયો. રાણીના આવાસ આગળ અનુપમ સૌંદર્યવાળી રાણીને રાજાના સ્વાગતની તૈયારી કરતી જોઈ તે મુગ્ધ બન્યો. તે વખતે શીતલસિંહે તેને સમજાવ્યું કે પર્વતરાય થતાં તેને લીલાવતીના પતિ પણ થવું પડશે. રાઇને કમકમાં આવ્યાં; તેની નૈતિક ભાવનાને આ અસહ્ય લાગ્યું. તેનું મન વિચાર ચગડોળે ચઢ્યું.]

[ ૧ ]

## રાઈનો સંકલ્પ

સ્થળ: કિસલવાડી પાસે નદીનો કિનારો.

[ રાઈ રેતીમાં ફરતો પ્રવેશ કરે છે. ]

**રાઈ:** શીતલસિંહે કહ્યું તેમાંની એક વાત તો ખરેખરી સાચી છે. તે એ કે લીલાવતીનું સૌંદર્ય અનુપમ છે. એવું સૌંદર્ય મેં આજ સુધી કોઈ સ્ત્રીનું જોયું નથી. હું વસ્તીમાં કદી રહ્યો નથી, તેથી કદાચ એમ હશે. પરંતુ, લીલાવતીનું સૌંદર્ય અતીવ મનોહર છે એ તો નિ:સંદેહ છે. એવા સૌંદર્યના ઉપભોગ માટે પર્વતરાયે યૌવનપ્રાપ્તિની ઈચ્છા કરી હોય તો તે ક્ષમા કરવા યોગ્ય છે, પણ ગએલું યૌવન કદી પાછું આવતું નથી એ નક્કી છતાં પર્વતરાયે લીલાવતી સાથે લગ્ન કરી તેનું સૌંદર્ય નકામું કરી નાખ્યું એ શું વાજબી હતું ?

[ અનુષ્ટુપ ]

સૌંદર્યકેરી સંપત્તિ સ્વર્ગથી અહીં ઊતરે;
દુર્વ્યય કરવા તેનો અધિકાર ન કોઈને.

લીલાવતીનું લગ્ન કોઈ યુવાન વીર નરેન્દ્ર સાથે થયું હોત તો તેમનું જીવન કેવું ધન્ય થાત અને દુનિયાંનાં દંપતીરત્નોનું ઔજ્જ્વલ્ય કેવું પુષ્ટ થાત! હું પર્વતરાય તરીકે નહીં પણ જગદીપ તરીકે ગાદીએ હોત તો લીલાવતી જેવી રાણી—[ખંચાઈને] અરે! આ શું! પર સ્ત્રી વિશે લાલસાભર્યા વિચારને હું મારા ચિત્તમાં પ્રવેશ કરવા દઉં છું! આહ! શીતલસિંહ! તેં સૌન્દર્યમોહનો કીડો મારા ચિત્તમાં મૂકયો! અરે! પણ, મેં એ કીડાને ટકવા કેમ દીધો! ટકવા દીધો તો આમ ઊપડી આવ્યો! પણ ત્યારે, શું મારે સૌન્દર્ય એ વસ્તુનો જ તિરસ્કાર કરવો?

[ ઇન્દ્રવજ્રા ]

જે સૃષ્ટિકેરા યશની પતાકા, જે પ્રેરણાઓતણી ખાણ મોંઘી,
જેના ત્રિલોકે ગુણગાન થાય, સૌન્દર્ય તે શું મુજ દ્વેષયોગ્ય?

લીલાવતીનું સૌન્દર્ય પરમ આદરને યોગ્ય છે. પણ, આદર પછી, કયી વૃત્તિ! અહો! શું એ આદર આ ગૂંચવણ ઉત્પન્ન કરે છે? ના! ના! સૌન્દર્યને અને આ ગૂંચવણને શો સંબંધ છે? મારે પર્વતરાય થવું પડે ત્યારે પર્વતરાયની રાણી લીલાવતીનું શું કરવું એ જ પ્રશ્ન છે. લીલાવતી સુન્દર હોય કે ન હોય પણ એ પ્રશ્ન તો એનો એ જ છે. શું

હું એવો દુર્બલ છું કે એ સૌન્દર્ય તરફના આદરને લીધે મારાથી નિર્ણય થઈ શકતો નથી? એમ હોય કેમ! સૌન્દર્ય તરફનો આદર એ તો ઉદાર વૃત્તિ છે. એ અધમ વૃત્તિ નથી. પરંતુ, વૃત્તિઓનું પૃથક્કરણ અત્યારે શું કામ આવે છે! [અટકીને] હું કેવો મૂર્ખ! મને સૂઝયું નહીં કે પર્વતરાય થતાં મારે તેની રાણીના પતિ થવું પડશે! જાલકા મને 'શાહી અને કાગળનો પંડિત' કહે છે તે ખોટું છે? જાલકાએ અને શીતલસિંહે તો મને ગાદીનો માલીક બનાવતાં રાણીનો સ્વામી પણ બનાવવા ધારેલો જ, પણ, એમણે એ વાત મારાથી ગુપ્ત રાખી! એમને મન ખૂલ્લું હતું તેનો મને ખ્યાલ પણ ન આવ્યો એવી મારી પંડિતતા!

જાલકાએ જાણેલું તે મેં ન જાણેલું એટલો એની વ્યવહારકુશળતાએ મારી પંડિતતાનો પરાભવ કર્યો, તો મારી પંડિતતાનો એ વિજય છે કે એણે ઈચ્છયું તે મેં નથી ઈચ્છયું, અને હું તે નહીં ઈચ્છું. [અટકીને] શું મારી ઈચ્છાનો હવે અવકાશ નથી, અને હું બંધાઈ ગયો છું? શીતલસિંહે કહ્યું કે પર્વતરાય થવાની મારી કબૂલતમાં પર્વતરાયના બધા સંબંધો અને બધા વ્યવહારોનો સ્વીકાર આવી જાય છે. શું પવતરાય થવાનું કબૂલ કરતી વેળા મેં લીલાવતીના સ્વામી થવાની ધારણા કરેલી એમ જ મનાશે? મારા કપટમાં કામવાસનાનો અંશ નહોતો એ વાત શું કોઈ નહીં માને? તે વખતની મારા મનની સ્થિતિ તે કોણ જાણે? હા! આ જ સ્થાન હતું. આ નદી બધું જાણે છે!

[ હરિગીત ]

ઓ! રંગિણી ! તું સાક્ષી છે તે સર્વ મારા તર્કની,
સંકલ્પને સંદેહ મારા તેં સુણ્યા તે રાત્રિએ.
લાવું જગતને તારી પાસે તો ખરું શું તું ન કહે ?
કંઈ કંઈ યુગોનું મૌન તુજ મુજ અર્થ તું તોડે ન શું ?

અને મારા મનની એ વિશુદ્ધતા મનુષ્યો કદાચ કબૂલ ન કરે માટે શું એ વિશુદ્ધતા મારે મૂકી દેવી? ત્યારે, પર્વતરાય થવું અને લીલાવતીના સ્વામી ન થવું એમ શી રીતે કરવું ? [અટકીને] એ તો કેવળ અશક્ય છે. કાંતો બન્ને થવું કે કાંતો એકે ન થવું એ બે જ માર્ગ છે. કોઈ વચલો માર્ગ છે જ નહીં. વચલો માર્ગ ખોળવો એ ભ્રાન્તિ છે. તો સામાસામા બે માર્ગમાંથી ગમે તે માર્ગે આંખો મિંચી ધસડાઈ જવું ? મને ધસડી જઈ શકે એવો કોઈ વાયુવેગ છે ?...ધસડાવાનું કહેવું એ માત્ર જવાબદારીમાંથી બચવાનું બહાનું છે. મારા પુસ્તકજ્ઞાનથી લખેલો સિદ્ધાંત કેવો અણીની વેળાએ સહાયકારક થયો ! સિદ્ધાંત થયો. હવે, નિર્ણય કરું કે એમાંથી કયો માર્ગ લેવો. લીલાવતીનું સ્વામીપણું મૂકી દેતાં પર્વતરાયપણું જશે, કનકપુરની ગાદી જશે, ગૂજરાતનું રાજ્ય જશે, ગૂર્જરો પરનું આધિપત્ય જશે, દ્રવ્ય–સુખ–વૈભવના ભંડાર જશે, પુરુષાર્થના પ્રસંગ જશે, સંકલ્પ કરી મૂકેલી ધારણાઓ જશે, બાલકાના મનોરથ જશે, સ્નેહીઓના સંબંધ જશે. [આંખો મીચીને ક્ષણભર સ્તબ્ધ ઊભો રહે છે. આંખો ઉઘાડીને ]

[ઉપજાતિ]

જાઓ ભલે જીવન–આશ સર્વ ?
ઉત્પાત થાઓ ! ઉપવાસ થાઓ !
થાઓ તિરસ્કાર ! વિનાશ થાઓ !
ન એક થાજો પ્રભુ ! પ્રીતિનાશ.

[ઘુંટણીએ પડીને] પતિતોદ્ધારક પ્રભુ !

[અનુષ્ટુપ]

સન્મતિ પ્રેરી છે જેવી, આપજો બળ તેહવું;
કે હું સર્વસ્વ છોડીને તમને વળગી રહું.

[ઊભો થઈને] હવે મને ભીતી નથી. શંકા નથી. મારા કર્તવ્યનો માગ સ્પષ્ટ અને સીધો દેખાય છે. આજે હું ઘણે મહિને નિરાંતે ઊંઘીશ. [જાય છે.]

[૨]

## વિશુદ્ધ સંકલ્પનું પાલન

[સ્થળ : પ્રભાપુંજ મહેલમાં રાણીના આવાસમાંનું શણગારેલું અને દીવાની રોશનીવાળું શયનગૃહ. રાણી લીલાવતી સુશોભિત વસ્ત્રાલંકારથી સજ્જ થઈ ઊભેલી પ્રવેશ કરે છે. તે પછી રાઈ સવારીવાળે પર્વતરાયને વેશે પ્રવેશ કરે છે, અને, થોડી ક્ષણ બોલ્યા વિના ઊભો રહે છે.]

**રાઈ :** [બેઠેલે સાદે] દેવી કુશલ છો ?

**લીલાવતી :** [ઓવારણાં લઈને] મહારાજ ! દરબારમાં જતાં પહેલાં અહીં આવવાની મારી યાચના આપે સ્વીકારી તે

બહુ કૃપા કરી, અને, મારે વગર કહ્યે મહેલમાં દર્પણો મૂકવાની રજા કહેવડાવી તેથી આપે મારા હૃદયનો મંત્ર જાણી લીધો એ જોઈ હું ઉલ્લાસવંત થઈ. પરંતુ. આપ પધારો ત્યારે મારે દ્વારમાં ઊભાં ન રહેવું અને અંદર ઊભા રહેવું એવી કઠણ આજ્ઞા આપે મોકલીને હું કુશલ ક્યાંથી હોઉં ?

**રાઈ** : બારણું સાંકડું ને ક્ષોભનો પ્રસંગ તેથી—

**લીલાવતી** : [ નીચું જોઇને ] તેથી તો વિશેષ લાભ.

**રાઈ** : રાણી—

**લીલાવતી** : [ગળગળી થઈને] હજી 'રાણી' ને 'દેવી' ને આ બધું અન્તર ! છ છ માસના વિરહના અભ્યાસમાં આપે મારે માટે એક પ્રેમવચન પણ ઘડી રાખ્યું નથી ? આપ આમ સ્તબ્ધ કેમ ઊભા છો ? મારી પરીક્ષા કરવા ધારી છે ? મારી તે પરીક્ષા શી ? હું તો સ્ત્રી છું, અધીરી છું, અને, અધીરી સ્ત્રી આખરે પહેલ કરે જ. આપ બોલતા કેમ નથી ? મારો શો અપરાધ થયો છે ?

**રાઇ** : તમારો કંઈ અપરાધ નથી. પણ, હું સહસ્રધા અપરાધી છું.

**લીલાવતી** : એવાં નર્મવચનો જવા દો. એથી હું ભય પામું છું.

**રાઈ** : એ નર્મવચન નથી, ખરી હકીકત છે. હું મારા અપરાધ ગણાવીશ એટલે ખાતરી થશે.

**લીલાવતી** : મારે એવી ગણતરીને શું કરવી છે ? હું તો આપના અનુગ્રહોની ગણતરી કરવા ઉત્સુક છું.

**રાઈ** : અનુગ્રહ કરવાનો મારો અધિકાર નથી.

**લીલાવતી :** [હરિગીત]

આ દર્પણો પ્રતિબિંબ લે સહુ જડ ચરાચર વસ્તુનાં,
જો તેમ આ મુજ હૃદયની મુદ્રા ગ્રહે નિજ અન્તરે,
તો દાખવું હું ચાલતો અધિકાર કેવળ આપનો,
પ્રત્યેક તેના બિન્દુમાં—પ્રત્યેક તેના રન્ધ્રમાં.

હવે વધારે ન ટળવળાવો પ્રાણનાથ !

**રાઈ :** રાણી ! ભૂલો છો, હું તમારો પ્રાણનાથ નથી.

**લીલાવતી :** [આંસુ ઢાળતી]—અભાગીઆ હૃદયે આપના પ્રેમ વિશે શંકા કરી હતી તેની સજા તેને થવી જ જોઇએ. પરંતુ શું મારા પ્રત્યેનો પ્રેમ આપના હૃદયમાંથી એવો લુપ્ત થઈ ગયો છે કે શેષ કંઇ રહ્યું જ નથી ?

**રાઈ :** હું કહું તો ધૈર્ય રાખશો ?

**લીલાવતી :** આધાર ખસી જાય ત્યાં ધૈર્ય શી રીતે ટકે ? પરંતુ, આપ કહો તે સાંભળવું એ મારો ધર્મ છે.

**રાઈ :** હું પર્વતરાય નથી.

**લીલાવતી :** હેં ! ત્યારે મારા પ્રિય સ્વામી ક્યાં છે ?

**રાઈ :** તેઓ ૭ માસ પર સ્વર્ગવાસી થયા છે. હું માત્ર તેમનો વેશ ધરીને આવ્યો છું.

**લીલાવતી :** હા ! પ્રભુ !

[મૂર્છા પામી નીચે પડે છે. રાઈ લીલાવતીને પડતાં પડતાં પોતાના બે હાથ પર ઝીલી લે છે.]

**રાઈ :** અહો ! જે સ્પર્શથી દૂર રહેવા મેં ઝીણી ઝીણી સાવચેતીઓ લીધી તે સ્પર્શ આખરે મારી મેળે વહોરી લેવો

પડયો ! આવાસના દ્વારમાં આવકાર વેળાએ અકસ્માત પાસે ન આવે માટે અંદર ઊભા રહી મળવાની લીલાવતીને સૂચના કરી; દર્પણો પાસે એ મને સાથે લઈ ન જાય માટે મહેલમાં દર્પણો મૂકવાની રજા વગર માગ્યે મોકલાવી; પણ એના આ અચેતન શરીરને ભોંય પર પડવા દઉં એવી ક્રૂરતા કેમ થાય ! એને હવે સ્વસ્થતાની જરૂર છે. [લીલાવતીને ઊંચકીને પલંગ પર સુવાડે છે.] પવનથી એને કાંઈ કરાર થશે. [પંખો લઈ પવન નાંખે છે.] ક્ષણમાં શરીર કેવું કરમાઈ ગયું છે ! અને તે છતાં, સૌન્દર્યલક્ષ્મી કેવી અખંડિત રહી છે ! અંગોના સ્પર્શમાં શી કોમલતા છે ! દેહલતાનું શું લાવણ્ય છે ! ગૌરવર્ણની શી ઉજ્જ્વલતા છે ! અને, અહો ! કેવી સ્થિતિ !

[ શાર્દૂલવિક્રીડિત ]

જેવી કો મણિમાલ નિર્જન વને સ્વામી વિનાની પડી,
ઊંચાં રત્નની તોય મૂલ્ય વિણની ઝાંખી અટૂલી થઈ;
ચૈતન્યેથી વિહીન તોય પશુઓ જેને તજે ભીતિથી,
તેવી આ યુવતી અહીં પડી અને–બીતો હું પાછો હઠું !

પણ મને બીક શાની ! મારા પગ કેમ ધ્રૂજે છે ! શું હું જંગલનું પશુ છું ? શું સૌન્દર્ય જોઈ હું બીહું છું ? આ સૌન્દર્યની સન્મુખ મારે થવાનું છે એ જાણીને જ હું અહીં આવ્યો છું. પર્વતરાયના મૃત્યુની ખબર લઈ જનાર બીજું કોઈ હશે તો તે લીલાવતીને અનિવાર્ય આઘાત કરી બેસશે, અને, મારા આવ્યાં પહેલાં આવેલી એવી ખબરથી

રાજ્યની લગામ કોઈના પણ હાથમાં રહેવી મુશ્કેલ થઈ પડશે એમ વિચારી મેં જાતે આ વાત પ્રકટ કરવાનું માથે લીધું, અને હવે મને વિહ્વલતા કેમ થાય છે ? આ સૌન્દર્ય–ચન્દ્રિકામાં શું મારા સંકલ્પતારકો ઝાંખા થઈ ગયા ?—આપજો બળ એહવું—એ કયા શ્લોકની લીટી મને અત્યારે યાદ આવી ? કાવ્યો મુખપાઠ કરવાથી ગમે ત્યારે સ્મૃતિમાં ઊપડી આવે છે. અરે ! ના, એ તો તે પ્રસંગની મારી પ્રાર્થનાનું ચરણ છે ! એ બળનો પ્રવેશ કેવો પ્રિયંકર છે ! હવે મારા સંકલ્પ ઉદ્દીપ્ત થયા અને સબળ થયા. સૌન્દર્ય એ તો પ્રભુની વિભૂતિ છે. એમાં ભયકારક શું છે ? સૌન્દર્યનો આનન્દથી, પવિત્રતાથી કે શક્તિથી વિરોધ શા માટે થવા દેવો જોઈએ ? અરે ! મારી મોહવશતામાં હું આને મૂર્છામાંથી જાગ્રત કરવાનું પણ ભૂલી ગયો છું. [જલપાત્રમાંથી પાણી લઈ લીલાવતીના મોં પર છાંટે છે.] લીલાવતી ! જાગ્રત થાઓ ! લીલાવતી !

[ લીલાવતી આંખો ઉઘાડી આસપાસ જુએ છે અને પછી બેઠી થાય છે. ]

**લીલાવતી:** તમે કોણ છો ? મને યાદ આવ્યું [ પલંગ પરથી ઊતરે છે ] મને ખરું કહો. આપ મશ્કરી તો નથી કરતા ?

**રાઈ:** ઈશ્વર સાક્ષી છે. હું કહું છું તે બધું ખરું છે. [ગજવામાંથી કાગળ કહાડીને] બધી હકીકત વિસ્તારથી મેં આ કાગળમાં લખી છે. બીજા ખંડમાં જઈ પરિજનોને સમીપ રાખી શાંત ચિત્તથી એ વાંચશો, અને એમાં ગણાવેલા

મારા અપરાધ પર ક્ષમાવંત થશો. [ લીલાવતીને કાગળ આપે છે. ] જેવાં સકલ ગૂર્જરપ્રજાનાં આપ માતા છો તેવાં મારાં પણ માતા છો. [રાઈ જાય છે.]

[ તે પછી લીલાવતી જાય છે. ]

[ ૩ ]

## જગદીપ-વીણાવતી

[ રાણીને સત્ય હકીકતથી વાકેફ કર્યા પછી દરબારમાં પણ રાઈ પોતાને જગદીપકુમાર તરીકે જાહેર કહે છે. પોતાનો રાજા નિષ્પક્ષપાતપણે સંપૂર્ણ સ્વતંત્રતાથી પ્રજા ચૂંટી શકે એ હેતુથી તે પંદર દિવસ શહેર બહાર જઈ રહેવાનું નક્કી કરે.છે. તે દરમિયાન એક સાંજે નદીકિનારે એક લાવણ્યવતી સુંદરીની હોડી ઊંધી વળી જતાં તે એને ઉગારે છે. વધારે વાતચીત થાય તે પહેલાં એ સુંદરીને એની સખી ત્યાંથી લઈ જાય છે, છતાં સૌંદર્યમુગ્ધ જગદીપ એને વીસરી શકતો નથી. એ સુંદરી–પર્વતરાયની વિધવા પુત્રી વીણાવતી–પણ એને ભૂલી શકતી નથી. પોતાના આવાસ અને બહારના જગતને સાંકળનાર એક ગાયના ડોકમાંની ઘુઘરીનો આશ્રય લઇને પ્રેમીઓ સંદેશા ચલાવવાની તરકીબ સફળતાથી રચે છે. સંદેશાને પરિણામે એક ખુશનુમા રાતે તેઓ મળવાનો સંકેત કરે છે. ]

[સ્થળ: વીણાવતીના મહેલની વાડી માંહેની ભૂમિ. કોટની પાસે અંદરની બાજુએ પીપળાના ઝાડ આગળ ઊભેલી વીણાવતી પ્રવેશ કરે છે. ]

**વીણાવતી :** હજી કેમ આવ્યા નહીં? આવશે ખરા કે નહીં? આટલી મોડી રાત્રે આ પીપળા ઊપરથી ચડીઊતરીને અહીં આવવા મેં એમને બોલાવ્યા; પણ, એટલું બધું સાહસ એ કરશે? ગાયની કોડીમાં મારા પત્ર નીચે તો લખી મોકલ્યું હતું કે 'ગમે તેમ કરીને પણ આવીશ.' પણ, એવું શું છે કે મને મળવા સારુ ગમે તેમ કરીને પણ એ આવે? ત્યારે, એવું શું છે કે એમને મળવા સારુ હું પરિજનોને ઊંઘતાં મૂકી, છાનીમાની આ એકાન્ત સ્થળે આવી ઊભી છું? એવું શું છે? હૃદય! એનો ઉતર તો તું જ દઈ શકે, તું મને અહીં ખેંચી લાવ્યું છે.

[ઉપજાતિ]

તેં જે ક્ષણેથી દઈ ફેંકી શાન્તિ,
ગ્રહી અજાણી નવી કોઈ વૃત્તિ;
ત્યાંથી છૂટયું તું મુજ તંત્રમાંથી,
ને હું બની છું તુજ તંત્રવશ્ય,

[ઊંચે જોઈને] અહો! આ ઝાડમાંથી કોણ ડોકીઉં કરી રહ્યું છે? અરે! એ તો ચન્દ્ર છે. ચન્દ્ર! મારી આ વિવશતા જોવાનું તને કુતૂહલ થાય છે! અને આ શું?

[અનુષ્ટુપ્]

જેહના દર્શનાર્થે હું ઔત્સુક્યે અધીરી ઊભી,
તેની પાસે મને લે શું અન્તરાયો થકી ઊંચે?

[પીપળાના ઝાડ ઉપરથી અવાજ સંભળાય છે:]
સુન્દરી! અન્તરાયોનું સામ્રાજ્ય હવે ઊતરી ગયું છે?

**વીણાવતી** [ચમકીને]: અરે! મારાં વચન કોણે સાંભળ્યાં?
[ઝાડના થડને અડકીને ઊભી રહી ઊંચું જુએ છે, જગદીપ ઝાડને થડેથી નીચે ઊતરે છે.]

**જગદીપ** [ઊતરતાં ઊતરતાં]: એ વચનામૃતનો જે પિપાસુ હતો તેણે જ પાન કર્યું છે. [નીચે ઊતરી ઝાડના થડને અડકી વીણાવતી પાસે ઊભો રહે છે.] અને, એ પાને તેને અધિક તૃષાતુર કર્યો છે. પરંતુ, એ અમૃતના સરોવર પર કાંઈ છાયા કેમ દેખાય છે?

**વીણાવતી**: મને ચિંતા થતી હતી કે કોટ બહાર ઝૂલતી આ ઝાડની ડાળીઓ ઘણી ઊંચી છે તેને શી રીતે પહોંચીને ઝાડ પર ચઢાશે.

**જગદીપ**: ઝાડ પર ચડતાં હું નાનપણથી શીખ્યો છું, પણ, મને ખ્યાલ નહોતો કે એ કુશળતા કોઈ દિવસ સ્વર્ગનું દર્શન કરાવશે.

**વીણાવતી**: આપ અતિશયોક્તિનાં વાક્ય બોલો છો.

**જગદીપ**: મારું હૃદય બોલાવે છે તે કરતાં એક અક્ષર પણ વધારે નથી બોલતો. હૃદયને જે વિષય કહેવાનો છે તે અતિશય એમાં તો આપને વાંધો ન જ હોય!

**વીણાવતી**: આપ કયા વિષય વિશે કહો છો તે સાદી ભાષામાં કહો. તે વિના આ કોટની અંદર રહેનારને શી સમજણ પડે?

**જગદીપ :** આ કોટની બહારની ભાષામાં આ વિષયને પ્રેમ કહે છે. આ કોટની અંદર એને માટે કદાચ બીજો કોઈ શબ્દ હશે.

[વીણાવતી નીચું જોઈ રહે છે; પછી, ઝાડના થડની છાલ પર નખથી 'મૂંઝવણ' શબ્દ લખે છે. ]

**જગદીપ :** [વાંચીને] તરુણી ! એ મૂંઝવણનું ખરું નામ પ્રેમ છે એમ હવે જાણ્યું તો પછી એનો જ સ્વીકાર કરવો ઘટે છે.

**વીણાવતી :** ખરો શબ્દ સ્વીકાર્યા પછી પણ ખોટાએ કરેલી મુશ્કેલી ખસતી નથી.

**જગદીપ :** પ્રેમ આગળ કોઈ મુશ્કેલીઓ ટકતી નથી.

**વીણાવતી :** મારી પરવશતાનો તમને ખ્યાલ નથી. હું રાજપુત્રી છું, પણ ભિખારણ જેટલી પણ સ્વેચ્છાની માલિક નથી.

**જગદીપ :** તમે રાજપુત્રી ! કયા રાજાનું આંગણું આવાં અણમૂલ પગલાંથી ધન્ય થયું છે ?

**વીણાવતી:** પિતાને આંગણે મારો સંચાર હોત તો આ પ્રશ્ન ઉત્પન્ન જ ન થાત, પરંતુ મહારાજ પર્વતરાયને પોતાની પુત્રીને દૂરના એકાન્તમાં પૂરી રાખવી ગમે છે.

**જગદીપ:** તમે પર્વતરાયનાં પુત્રી ! તેમનાં કુંવરી તો ગત થયાં છે એમ લોકો જાણે છે !

**વીણાવતી:** મારી આસપાસ આ કોટ ઉપરાંત ભેદના બીજા શા શા પડદા વિંટાળેલા છે તે હું જાણતી નથી, પણ

હું પર્વતરાયની પુત્રી વીણાવતી છું અને હજી ગત થઈ નથી એટલું તો જાણું છું.

**જગદીપ:** ઓહો ! પ્રેમ ! તને કેવાં તોફાન સૂઝે છે ! ક્યાં પર્વતરાયની પુત્રી વીણાવતી અને ક્યાં રત્નદીપનો પુત્ર જગદીપ !

**વીણાવતી:** તમે રત્નદીપદેવના પુત્ર ! તમે અહીં શી રીતે ?

**જગદીપ:** એ અપરાધનો વૃત્તાન્ત વર્ણવીશ ત્યારે તમે અર્પેલો પ્રેમપ્રસાદ રાખવાનો મારો અધિકાર નહીં રહે.

**વીણાવતી :** [ વસંતતિલકા ]

આ વાડીમાં વિવિધ જે કુસુમો ઊગે છે,
દે છે સુગંધ, પણ, તે નહીં પાછી લે છે;
ને ક્હાડતાં મધુર જે રવ પક્ષી આંહીં,
લેતાં ન ખેંચી ફરી તે નિજ કંઠ માંહીં.

**જગદીપ:** પ્રિયા ! તું એ કુસુમો અને પક્ષીઓ સાથે ઊછરી છે, અંતે તેમના જ વર્ગની છે. તેની પેઠે તારું પ્રેમદાન પણ અલોપ્ય છે તે હું જાણું છું. પરંતુ તારા પિતા પ્રતિ થએલો મારો અપરાધ હું ગુપ્ત રાખી તારું પ્રેમદાન અકુંઠિત થવા દઉં એ ન્યાય્ય નથી.

**વીણાવતી:** જેના ગુણને હું પૂજું છું તેના અપરાધ જાણવાની મને શી જિજ્ઞાસા હોય ?

**જગદીપ:** [જમીન તરફ જોઈને] અરે ! આ મારા પગ સાથે શું અથડાયું ? [ વાંકો વળી જમીન પરથી વસ્તુ હાથમાં લઈ] માછલીના કાંટા જેવું જણાય છે ! અને, એમાં રેશમી દોરી પરોવેલી છે !

**વીણાવતી:** એ કાંટો મારા કંઠમાં બાંધ્યો હતો તે છૂટીને પડી ગયો. એ જાળવી રાખવાનો છે.

**જગદીપ:** એવું એનું શું મૂલ્ય છે ?

**વીણાવતી:** એ અમૂલ્ય છે. જે મગરમચ્છે જીવતાં આપણો પ્રથમ મેળાપ કરાવ્યો, અને, પોતે મુઆ પછી પણ આપણો ફરી મેળાપ કરાવ્યો તેના અંગમાંનો એ કાંટો છે.

**જગદીપ :** એમ છે તો એની બહુ આદરથી રક્ષા કરવી જોઈએ. પરંતુ, મગરમચ્છે શી રીતે એ ધન્ય કાર્ય કર્યું ?

**વીણાવતી :** સમુદ્રમાંથી ભરતી સાથે મગરમચ્છ નદીમાં ચાલ્યો આવેલો, અને, નદીના પટ ઉપરનો પેલો ઝૂલતો ઝાંપો તોડીને તે વાડીની હદમાં પેઠેલો. મારી હોડી નીચે તેનું અંગ આવતાં હોડી ઊંધી વળેલી.

**જગદીપ :** એની સેવા અતુલ છે.

અનુષ્ટુપ્ ]

પ્રેમસ્ફુલિંગ લાવેલો વડવાનલમાંથી એ;
રોપવા આપણી માંહે તોડિયાં જડ બંધનો.

એણે ઝાંપો તોડચો ન હોત તો આ બંધ વાડીમાં મારો પગસંચાર ક્યાંથી થાત ? અને, એણે હોડી ઉથલાવી પાડી આ વાડીમાંની અપ્સરાને મારી તરફ જલમાર્ગે પ્રેરિત કરી નહોત તો હું એ દિવ્ય મૂર્તિની પ્રાપ્તિ ક્યાંથી કરત ? આ કાર્યમાં એના જીવનનું બલિદાન થયા પછી એનું શબ જ્યાં આપણા પુનઃસમાગમનું નિમિત્ત થઈ ભસ્મીભૂત થયું છે

ત્યાં આપણે સ્મરણ સ્તમ્ભ ઊભો કરીશું અને તે ઉપર લેખ કોતરાવીશું કે

[તોટક]

હળવાં ભરજો પગલાં અહીંઆ, કચરાતી રખે રજ આ સ્થળની;
ભરી ભસ્મ અલૌકિક એ રજમાં, વડવાગ્નિકણો જહીં પ્રેમ સ્ફુરે.

પરંતુ, પ્રેમની અમૂલ્ય કીર્તિ સૌંદર્ય સાથેના યોગમાં રહેલી છે. માટે, એ પ્રેમદૂતના આ અવશેષને આ ગૌર કંઠ ઉપર આપેલી ધન્ય પદવીએ તેને ફરી સ્થાપિત કરવો જોઈએ.

[ જગદીપ મગરમચ્છનો કાંટો વીણાવતીને કંઠે બાંધે છે. તેમ કરતાં વીણાવતીના કંઠ પર જગદીપના હાથ રહેલા છે તે વેળા બન્નેની આંખો સામસામી મળે છે, અને, તેવી સ્થિતિમાં તેઓ ક્ષણભર ઊભાં રહે છે. ]

**વીણાવતી** : વહાલા ! તું મારી આંખોમાં શું જોઈ રહ્યો છે ?

**જગદીપ** : પ્રિયતમ વીણા ! મેં આજ સુધી જે દીઠું નથી તે અત્યારે તારી આંખોમાં જોઉં છું.

[વસંતતિલકા]

સીમા અભેદ્ય નડતી મુજને અધે જે,
તે ચક્ષુ આ તુજ મહીં થતી લુપ્ત દેખું;
નિસ્સીમ દર્શન થતું તુજ ચક્ષુમાં જે,
તેથી અગમ્ય ઘટના થતી આજ ગમ્ય.

[ અનુષ્ટુપ્ ]

ઘેરો અગમ્યતાનો જે દશે દિશ ફરી વળ્યો,
ખસી જતો નિહાળું આ પ્રેમાર્દ્ર નયનો મહીં.

**વીણાવતી** : મારી આંખો મારા દિલદારને કોઈ પણ રીતે કામ આવતી હોય તો તે કહાડીને આપી દેવા હું તૈયાર છું.

**જગદીપ** : મારે તો આખી વીણા જોઇએ છે. એના કયા અંગની કિંમત વધારે કરું અને કયા અંગની ઓછી કરું ?

**વીણાવતી** : [ઊંચે જોઇને] આ ચન્દ્રને આજે જંપ નથી. ઝાડ પરથી નીકળી આવીને એણે છાયાનું આવરણ આપણા પરથી ખસેડી દીધું છે. આપણે બીજા કોઈ ઝાડની છાયાનો આશ્રય લઇએ કે જ્યાં મહેલમાંથી દૃષ્ટિગોચર ન થવાય.

**જગદીપ** : પ્રેમપ્રતિજ્ઞાથી પાવન થએલું આ સ્થળ છોડતાં પહેલાં અહીં તારી સુકોમલ અંગુલીએ મુદ્રા ધારણ કરાવવી ઘટે છે. મારી પાસે આ વેળા સુવર્ણ પણ નથી અને રત્ન પણ નથી; પરંતુ, પ્રેમરસની અમૂર્ત મુદ્રાથી તારી અંગુલી અંકિત કરવાની અનુજ્ઞા માગું છું.

[વીણાવતી પોતાનો જમણો હાથ લાંબો કરી આંગળીઓ ધરે છે. જગદીપ ઘુંટણીએ પડી વીણાવતીની અંગુલી પર ચુંબન કરે છે.]

**જગદીપ** : [ઊભો થઈને] સ્વર્ગમાં અમૃતનો આસ્વાદ છે એની હવે મને પ્રતીતિ થઈ. હવે, પેલા ઝાડની છાયામાં જઈ પ્રભાત આપણો વિયોગ કરાવે તે પહેલાં હું મારું વૃત્તાન્ત નિવેદન કરી મારા હૃદય પર રહેલો ભાર હલકો કરું.

[બન્ને જાય છે.]

—રમણભાઇ

## ૧૯

## રક્ષા

### : પ્રવેશ ૧ :

[ સ્થળ : નટવરલાલનું દીવાનખાનું. સમય : એક રવિવારની સવાર. નટવર, પ્રદ્યુમ્ન અને મંદાકિની બેઠાં છે. પ્રદ્યુમ્ન હમણાં જ મુસાફરી કરી આવ્યો હોય તેમ જણાય છે. ]

**પ્રદ્યુમ્ન** : અલ્યા ગયે ઉનાળે હું આવ્યો ત્યારે તો તું લહેર કરતો હતો.

**નટવર** : હા, છતાં આ ઉનાળે સ્થિતિ જુદી છે. એ લહેર કરવાના દિવસો હવે વહી ગયા.

**પ્રદ્યુમ્ન** : એવું શું છે ?

**નટવર** :[ મંદાકિની તરફ હાથ કરતો ] આ સ્ત્રીઓનો જ પ્રતાપ તો, બીજું શું ? એ લોક જ્યાં જાય ત્યાં કંઈ નવું જૂનું કર્યા વિના તો રહેજ નહીં. સ્ત્રીજાતિએ પુરુષોને જેટલા હેરાન કર્યા છે તેટલા બીજા કોઈએ નહીં કર્યા હોય.

**પ્રદ્યુમ્ન** : કેમ, ભાભીએ આ બધું શું કર્યું છે એમ ?

**નટવર** : એ કંઈ એકલી સ્ત્રી છે. અહીં તો હવે બધે જ ત્રિયારાજ્ય બેઠું છે. અત્યાર લગી ઘરમાં તો હું સ્ત્રીનો ગુલામ હતો જ પણ હવે તો ઑફિસમાં પણ સ્ત્રીનો અમલ ચલાવે છે.

**પ્રદ્યુમ્ન**: હું કંઈ સમજ્યો નહીં.

**નટવર:** એમાં સમજવાનું નથી; વેઠવાનું છે. અમારા શેઠ ફરીથી પરણ્યા છે ને હવે પસ્તાય છે.

**પ્રદ્યુમ્ન:** કેમ ?

**નટવર:** કેમ શું ? પરણતા પહેલાં તો શેઠ સ્ત્રી, સ્ત્રી કરતા હતા. એમને મન કે એમના સોનેરી પીંજરામાં એ પંખી પુરાઈ રહેશે ને ત્યાં એઠું એઠું મધુર ટહુક ટહુક કરશે; પણ એ તો એમને માથે છાણાં થાપે છે એટલે હવે પસ્તાય છે.

**પ્રદ્યુમ્ન:** પણ તેમાં તારે શું ?

**નટવર:** કારણ એનું રાજ્ય એમનાં ઘરમાં જ નથી પૂરું થતું. બહારનો વહીવટ પણ એણે હાથ કરી લીધો છે.

**પ્રદ્યુમ્ન:** એમ ! સ્ત્રી વહીવટ કરે એ તો નવાઈની વાત.

**નટવર:** અરે ! નવાઈની વાત શું ? એ જાતેજ નવાઈ છે. ગજબ છોકરી છે. માનીશ ? અહીંના બધા વેપારીઓને પાણી ભરાવે છે. એક અડસટ્ટો ખોટો ન પડે. કોણ જાણે વેપારી હિસાબ પણ ક્યાંથી શીખી આવી છે.

**પ્રદ્યુમ્ન:** તેં પૂછ્યું નહીં !

**નટવર:** પૂછ્યું તો હતું જ; પણ કહે કે 'નટવરલાલ, કામ કામને શીખવાડે છે. તમે પણ ધ્યાન દઈ ને કામ કરો તો તમને પણ એ બધું આવડે.'

**પ્રદ્યુમ્ન:** હત્તારી, તને ધબ્બો માર્યો.

**નટવર:** એ કૈં નવાઈનો ધબ્બો ન્હોતો, ભાઈ, એવા ધબ્બા તો રોજ પડે છે; ને બધાને. એના આગળ કોઈ જ ડાહ્યું નહીં.

બધાની ભૂલ કાઢે. મારા એકલાની ઓફિસમાંથી દસ જણે તો રાજીનામાં આપ્યાં. પેલો બુઢ્ઢો કેશીઅર બિચારો આજ વીસ વરસથી ગુલામી ખેડતો હતો. તેને દશમે દહાડે જ નાળિયેર આપ્યું; ને કોને ક્યારે જવું પડશે એની કોઈને ખબર ન પડે. સાંજે ઘેર આવીએ ત્યારે દહાડો રળ્યા.

**પ્રદ્યુમ્ન:** પણ એક સ્ત્રી તે વળી કેટલું કામ કરી શકે કે તમો મરદોનું લશ્કર આમ હારી જાઓ છો? એ તો થોડા દહાડા ધમપછાડા કરશે પછી બધું શાંત પડશે. સ્ત્રીઓ તો તારાઓ પેઠે ચમક્યા કરે. એની વળી આવડી બીક શી?

**નટવર:** ઉંહ, તને ખબર નથી. એ અઢાર વર્ષની છોકરી નવનેજાં પાણી ઉતારે છે. એ તો તારાઓ પેઠે ચમકે પણ છે અને પ્રચંડ સૂર્ય પેઠે તપે પણ છે.

**પ્રદ્યુમ્ન:** અરે, પણ એનું શરીર જ કેટલુંક ચાલે? સર્જાઈ ત્યારથી જતન કરી જળવાએલી અને સૈકાઓથી આરામ ને લાડમાં ઊછરેલી સ્ત્રીનું કોમળ શરીર વૈતરું વળી કેટલું વેઠી શકે?

**મંદાકિની:** પ્રદ્યુમ્નભાઈ તો હજી એવા ને એવા કવિ જ રહ્યા.

**પ્રદ્યુમ્ન:** ત્યારે શું એ ખરું નથી!

**નટવર:** તદ્દન ખોટું છે. તું તો શું પણ મિલનો મજબૂત કામદાર શરીર કસે છે તે કરતાં એ વધારે જહેમત કરે છે. એ ઘોડે બેસે છે, ટેનિસ રમે છે, ઘંટી ફેરવે છે; દસવીસ માઈલ ચાલી શકે છે અને મિલના સાંચા ફેરવવા હોય તો તેમાં પણ ના તો ન જ કહે. તું શું વાત કરે છે?

એક દહાડો અહીંથી ચારેક માઈલ દૂર એમનો વજીફો છે ત્યાં એ ગયાં હતાં, રાતે આઠ વાગે એમને ટેલીફોન મળ્યો કે મિલના મકાનનો એક ભાગ સળગી ગયો છે. તેં એ ગામ જવાનો રસ્તો જોયો હોય તો દિવસે જવાની પણ તું ના પાડે. એવું વેરાન છે કે ભરી બપોરે બીક લાગે. પણ એ તો તરત ઘોડેસ્વાર થઈ નીકળ્યાં ને અમારા ઇજનેર સાહેબ અહીં જ હતા પણ એ આવે તે પહેલાં એ આવી પહોંચ્યાં. હું તો મારા સારા નસીબે દસ મિનિટ પહેલા જઈ પહોંચ્યો હતો.

**પ્રદ્યુમ્ન:** પછી ?

**નટવર:** પછી શું ? તમને લાગે કે હમણાં જ ઘરમાંથી નીકળ્યા હોય એટલી સ્વસ્થતા.

**પ્રદ્યુમ્ન:** એટલે થાક પણ નહોતો ચઢ્યો ?

**નટવર:** થાક ? અરે ભલા માણસ, ઘોડાને છૂટો મૂકી દઈ એ તો બીમ ને સાંચા ગબડતા હતા ત્યાં ઊભાં ઊભાં કંઈ પથ્થરો ખસેડે; ઘડીમાં બંબાવાળાઓને હુકમો આપે, તો ઘડીમાં સળગતી મીનારત ઉપર ઊભાં રહી દોરડાંઓ ભેરવે. મેં તો ત્યારે જ જોયું કે પ્રચંડ શકિત એટલે શું ! ખરેખર, પ્રદ્યુમ્ન, સ્ત્રી કોઈ અદ્‌ભુત જીવ છે. પ્રસંગ મળે તો એ વિધાત્રીને પણ હરાવે. આપણે લોક આપણી સ્ત્રીઓને જાણતા નથી ને એને અનુકૂળ પ્રસંગ આપતા નથી.

**મંદાકિની:** પ્રસંગ આપો તો પુરુષને શરમાવાનું થાયને ?

**નટવર:** પ્રદ્યુમ્ન, આગના ભડકા રાતના અંધારામાં ફુંકાતા હતા ત્યારે જ મેં તો કુમળી ગણાતી એક સ્ત્રી શું કરી શકે છે એ જોયું. અદ્‌ભુત વિશ્વ-માયાનો અવતાર.

**પ્રદ્યુમ્ન** : તું એકાદ વાર્તા લખી કાઢ, નટવર. આ બધું વાર્તાને શોભે એવું છે.

**નટવર** : એવું જ છે. તું માનીશ ? મેં તો ફક્ત એચાર જ લાકડાં ગબડાવ્યાં હતાં છતાં મારે ત્રણ દિવસ ટરપીન્ટાઈન ઘસાવવું પડ્યું ને એ ભેરવી તો જાણે ગુલાબનાં ફૂલોની ગાદીમાંથી ઊઠી હોય એમ બીજે દહાડે હસતી રમતી ફરતી હતી.!!

**પ્રદ્યુમ્ન** : આવી મજબૂત સ્ત્રી હું તો ન પરણું. તે ભાભી, તમારી સ્ત્રીઓમાં તો એ મોટી પડછંગ પુરુષ જેવી લાગતી હશે; નહો?

**મંદાકિની**: પ્રદ્યુમ્નભાઈ તમે એમને જોયાં નથી એટલે આમ કહો છો બાકી જુઓ તો.........

**પ્રદ્યુમ્ન**: જોઉં તો શું ?

[ મંદાકિની જવાબ નથી આપતી.

**નટવર**: તો શું; બધા પેઠે તું પણ દિવાનો થઈ જાય. જા, બાપુ તારાં સારાં નસીબ છે કે તેં એને જોઈ નથી. જેણે એને જોઈ છે એ બધાને તપ કરવાં પડે છે. ને મારા તો પૂરા ભોગ છે. મારે તો રોજ એને જોવી, રોજ મળવું, સાથે બોલવું, બેસવું ને છતાં.........

**મંદાકિની**: કેમ, તમે તો કહેતા હતા કે પરણવું હોય તો એને ન પરણો.

**નટવર** : હા; એ પણ ખરું છે.

**પ્રદ્યુમ્ન** : કેમ ?

**નટવર**: કારણ હું એને લાયક નથી.

**પ્રદ્યુમ્નઃ** કોઈ પણ પુરુષને પોતાની જાતે આવું કહેતો મેં હજુ સાંભળ્યો નથી પણ એ એવી તે કેવીક છે કે તમે લોક આટલાં વખાણ કર્યાં કરો છો ?

**નટવર**: અલ્યા, હવે તારું આવી બન્યું લાગે છે. ભલા માણસ, શા સારુ તારી સુખી જિંદગીને હાથે કરી દુઃખી કરે છે ? ઈતિહાસની ક્લીઓપેટ્રાથી આ ચઢી જાય એમ છે; તેં પેલી દરિયાઈ સુંદરીઓની વાત નથી સાંભળી ?

**પ્રદ્યુમ્ન** : તમે લોક મને બનાવવાનો વિચાર કર્યો છે ખરું ને ભાભી?

**મંદાકિની** : ના, ખરી વાત છે. એમાં ખોટું કંઈ જ નથી.

[નટવર ઊભો થાય છે ને દિવાલ ઉપરથી એક છબી લઈ પાછો આવે છે. ]

**નટવર** : લે ન માનતો હોય તો આ જો.

**પ્રદ્યુમ્ન** : [ ઊભો થઈને ] આ તો ઈંદુભાઈની રક્ષા !

**મંદાકિની** : તમે એમને ઓળખો છો ?

**પ્રદ્યુમ્ન** : હા, નટવર, આ તારી શેઠાણી ?

**નટવર** : અલ્યા, એમને તું ક્યાંથી ઓળખે ?

**પ્રદ્યુમ્ન** : હું–હું–હું ઈંદુભાઈની પડોશમાં જ રહેતો હતો. એ તો ઈંદુભાઈની દીકરીને ?

**નટવર** : હા, ગઈ સાલ જ અમારા શેઠને પરણ્યાં.

[પ્રદ્યુમ્ન છબી તરફ મીંટ માંડી જોઈ રહે છે.]

**પ્રદ્યુમ્ન** : પણ રક્ષા શું આવી બેનમૂન થઈ છે ?

**નટવર** : કેમ, પહેલાં આવી નહોતી ?

**પ્રદ્યુમ્ન** : ના, આકર્ષક તો હતી જ, પણ આવી અદ્દ્ભુત થશે એમ કોઈએ ધાર્યું ન હોતું. [થોડીવાર પછી] નટવર એ સુખી છે ને ?

**નટવર** : મેં તો એટલું જોયું કે આપણે એને સુખદુઃખ કહીએ છીએ એ તો એના હિસાબમાં જ નથી.

**પ્રદ્યુમ્ન**: ત્યારે તારા શેઠ જોડે એનો સંબંધ કેવો છે ?

**નટવર**:: કેવો એટલે ?

**પ્રદ્યુમ્ન** : બેઉ સુખી છે ?

**નટવર** : પાછું તારું સુખ આવ્યું.

**પ્રદ્યુમ્ન** : નટવર, તું સીધો જવાબ આપ. બોલ, એ સુખી છે કે નહીં ?

**નટવર** : અરે, પણ શું જવાબ આપું ? એ બોલે છે, ચાલે છે, હરે છે, ફરે છે......

**પ્રદ્યુમ્ન** : મારે એ નથી જાણવું, એ તો એના નોકર પણ કરતાં હશે.

**નટવર** : ત્યારે ?

**પ્રદ્યુમ્ન** : શું માણસ દેખીને જ કહી ન શકે કે એક સ્ત્રી સુખી છે કે નહીં.

**નટવર** : સ્ત્રી ? હા, પણ આ સ્ત્રી નથી.

**પ્રદ્યુમ્ન** : એની અને શેઠની વચ્ચે પ્રેમ છે કે નહીં ?

**નટવર** : પ્રદ્યુમ્ન; પ્રેમ પેલા સુખ જેવો જ વિષય છે. બરાબર એક વરસ પહેલાં હું પણ બીજા લોક વિશે આવા જ સલાલ પૂછતો હતો, પણ આ બાઈએ મને

જુદાં જ ચશ્મા પહેરાવ્યાં છે. તું પૂછે છે કે પ્રેમ છે કે નહીં. વારુ; પણ કહે, પ્રેમ હોય તો શું થાય ?

પ્રદ્યુમ્ન : તું તો ગાંડા ગાંડા સવાલ પૂછે છે; આ મંદાકિની ભાભી માટે તને પ્રેમ છે કે નહીં ?

નટવર : વારુ, મને પ્રેમ છે કે નહીં એવી કોઇને કેમ ખબર પડે છે ?

પ્રદ્યુમ્ન : કેમ શું ? તારી રીતભાત; તારી વાતચીત તારી અંદરની લાગણી......

નટવર : જો પાછો. તું એવી ન દેખાય એવી વસ્તુને અંદર ના લઈ આવ. હં, રીતભાત, પછી ?

પ્રદ્યુમ્ન : તું તો બેવકૂફ છે. [મંદાકિનીને] ભાભી તમે કહો, એ લોકો સુખી છે ખરાં ? હું ખરેખર જાણવા માગું છું.

મંદાકિની : પણ એ કહે છે તે ખરું છે.

નટવર: જો પ્રદ્યુમ્ન, આ વાતમાં હું કૈં મશ્કરી નથી કરતો. એની વાતચીત, અને રીતભાત, એકમેક માટે ત્યાગ કરવાની વૃત્તિ—અરે તું કહે છે તેમ, પ્રાણ પાથરવા સુધીની તૈયારી, એ બધાં પ્રેમનાં લક્ષણ છે ખરું ને ?

પ્રદ્યુમ્ન: હા.

નટવર : ત્યારે આ બાઈ એના પાળેલા સીતારામ બિલાડાથી માંડી, હરિ ઘોડો, એના નોકરો, હું, એની મિલનો મેનેજર અને એના પતિ: બધા જોડે એ પ્રમાણે વર્તે છે. તારી વ્યાખ્યા પ્રમાણે તો એ બધા ઉપર એને પ્રેમ હોવો જોઇએ.

પ્રદ્યુમ્ન: પણ પ્રેમ પ્રેમમાં ફરક હોય ને ?

**મંદાકિની :** ચાલો, હવે આપણે આની આ વાત ક્યાં લગી કર્યા કરીશું ? પ્રદ્યુમ્નભાઈ બિચારા થાકીને આવ્યા હશે.

[મંદાકિની ઊભી થાય છે. પ્રદ્યુમ્ન છબી જોતો બેસી રહે છે.]

**નટવર :** કેમ અલ્યા, હજી તારી મૂર્છા નથી ઊતરી ? પણ ચાલ, હવે જરા તું આરામ લે.

[પ્રદ્યુમ્ન ઉત્તર નથી આપતો મંદાકિની અને નટવર બહાર જાય છે.]

**પ્રદ્યુમ્ન:** [સ્વગત] રક્ષા—તું ?

[જાણે ભૂતદર્શ્યો જોતો હોય તેમ જોઈ રહે છે.]

[પડદો પડે છે.]

° ° °

: **પ્રવેશ ૨** :

[બીજે દિવસે બપોરે ઇન્દુભાઈની રક્ષાને જોવાને ઉત્સુક બનેલો પ્રદ્યુમ્ન પોતાની જિજ્ઞાસાને રોકવાને અસમર્થ નીવડયાથી નટવરની મિલની ઑફિસમાં જાય છે. આ પ્રમાણે પોતાના કોઈ પણ કારકુનનો સમય કામ વિના ત્રાહિત માણસ બગાડે તે રક્ષાને પસંદ ન હોવાથી નટવર પોતાના મિત્ર પર ગુસ્સે થાય છે. પરંતુ એના આગ્રહને લીધે નટવર એને પાસેની ઓરડીના પડદા પાછળ છુપાવે છે. એટલામાં રક્ષા ત્યાં આવે છે ને વેપાર સંબંધી કેટલીક સૂચનાઓ આપી કાગળ પર સહી કરવા જાય છે ત્યાં પડદો ખસેડીને ઊભેલો પ્રદ્યુમ્ન નજરે પડતાં તે પોતાનું સ્વાસ્થ્ય ગુમાવે છે—તેની પેન પડી જાય છે—ને તે બહાનું કાઢીને

ચાલી જાય છે. નટવર હતાશ થાય છે. પ્રદ્યુમ્ન કોઈ પણ જાતની બીક ન રાખવા એને સમજાવે છે એટલામાં પટાવાળો નટવરને એક મિલના મેનેજરની ઊંચી પાયરીએ નીમ્યાનો રક્ષાનો હુકમ લઈને આવે છે. રક્ષાની વર્તણૂકનો ભેદ નટવર ઊકેલી શકતો નથી.]

. . .

: પ્રવેશ ૩ :

[સમય: રાત્રિ. આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશે છે. વિસ્તરતા બગીચાના ફૂલોની મહેકતી સુગંધ ચારેગમ પ્રસરી રહી છે. જાણે જગતને યૌવન સાંપડયું હોય તેમ કુદરત વિલસે છે. દૂરના વૃક્ષ પરથી કોઈ પંખી વિરહનું ગીત ગાતું હોય તેમ કરુણ સરોદે બોલે છે. એક ઓરડામાં વિશાલ ટેબલ પર વીજળીનો દીવો બળે છે; પાસે કાગળોના ચોડા પડયા છે અને નીચા મોંએ રક્ષા કામ કરે છે. થોડીવારે તે અટકી જાય છે; અને કંઈ વિચારમાં પડે છે. ઘડી પછી કલમ ફેંકી દે છે; ઊભી થાય છે; ને ગેલેરીમાં જઈ ઊભી રહે છે.]

**રક્ષા:** રાત્રિ કેટલી બધી સુંદર છે:

[તેનું હૈયું નિશ્વાસથી જરા નીચું પડે છે. અને દૂર કલ્પનાનો કોઈ પ્રદેશ હોય અને ત્યાં જવું હોય તેમ દૂરની દિશામાં જોઈ રહે છે. થોડીવારે]

આવી તો કેટલીએ રાતો ઊગતી હશે, પણ મારે તો એ બધી નકામી છે.

[જાણે દિલગીર થતી હોય તેમ એક ઈઝીચેર પર પડે છે. ચન્દ્રનું અજવાળુ તેના ડાબા હાથ પર પડે છે. રક્ષા તે જુએ છે ને સહસા ચમકી ઊઠે છે]

મારું શું આટલું બધું રૂપ છે? કામની ધમાલમાં મેં તો કોઈ દહાડો જોયું પણ નહીં. આટલા ટૂંકા વખતમાં મારું શરીર પણ કેવું વધી ઊઠ્યું [ડાબા હાથ પર જમણા હાથની આંગળીઓ ફેરવી] હાથ પણ કેવા ઘાટીલા થયા છે... [અજાણે છાતી તરફ નજર કરે છે. વળી ઊંડા વિચારમાં પડી જાય છે થોડીવાર પછી] પાછો એનો એ સવાલ: ભોક્તા વીણ કલા નહીં.

[મૂંઝાતી હોય તેમ ઊભી થાય છે ને ગેલેરીના કઠેરા પર હાથ મૂકી ઊભી રહે છે]

આ સત્તા ને વૈભવ બધું જ શુષ્ક છે. કોઈ માયાવી શક્તિથી દુનિયા બે વર્ષ પહેલાં હતી તેવી થઈ જાય તો કેવું સારું? પછી આ રમણીય રાત્રિ કેવી સુખી જાય...... વસુંધરા તારી દૈવી શક્તિઓ શું ખૂટી ગઇ છે? ફક્ત એક પળ માટે, કોઈ યોગી મહંત પણ નથી જડતો કે વખતના ચક્રને ફેરવી દઉં!

[થોડીવાર પછી - અંબોડો છોડે છે વાળ જોડે રમત કરે છે.]

આ વાળ પણ કેટલા સુંદર છે! એક વાળ...

[એટલામાં ટેબલ પર મૂકેલી ઘંટડી પર એક ટકોરો થાય છે. રક્ષા સ્વસ્થ થાય છે, વસ્ત્ર સમાં

કરે છે ને એક બટન ડાબે છે. જરા વારમાં બારણું ઉઘાડે છે ને એક પુરુષ પ્રવેશ કરે છે. અંદરનાં ખંડમાં ટેબલ પાસેની ખુરસી ખાલી જોઇને નવાઈ પામે છે, અને ચારે ગમ જુએ છે.]

**રક્ષા :** [ગેલેરીમાંથી] હું અહીં છું, ડૉકટર! મને આજે ઠીક નથી.

[રક્ષા ખંડમાં જાય છે અને ખુરશી પર બેસે છે.]

**ડૉકટર :** [સચિંત] ઠીક નથી! કેમ બાઈ સાહેબ, આજની નોંધ તો તદ્દન બરાબર છે. કંઈ જ નથી. પછી એમ કેમ?

**રક્ષા :** હા, કંઈ અસામાન્ય નથી, છતાં કોણ જાણે કેમ સખત માથું દુઃખે છે.

**ડૉકટર :** એસ્પીરીન આપું? એસ્પીરીનની ગોળી લેશો તો તરત ફેર પડશે.

**રક્ષા :** હા, લાવો, એથી હૃદય નબળું પડે છે, ખરું!

**ડૉકટર :** હાજી, કંઇ ધીરું પડે ખરું, પણ ફીકર જેવું,...

**રક્ષા :** ના, મારે એ જ જોઈએ છે. મારે હૃદય ધીરું જ પાડવું છે. લાવો, જોઉં.

[ડોકટર ગોળી અને પાણી આપે છે. રક્ષા ગોળી ગળી જાય છે.]

ડૉકટર! આજે હું ટેમ્પરેચર નથી લેવાની, ને શરીર પણ તપાસવું નથી.

**ડૉકટર :** પણ...

**રક્ષા :** ના, મને કૈં નહીં થાય.

**ડૉક્ટર**: ભલે, પણ રાતે હું પાછો તપાસ કરી જઈશ.

**રક્ષા**: ના, ના, કંઈ જરૂર નથી. ઊંઘ આવશે એટલે બધું શમી જશે. ડૉક્ટર ઊંઘમાં બધાં દરદ શમી જાય છે, એનું શું કારણ?

**ડાક્ટર**: કારણ કે મગજતંતુઓ......

**રક્ષા**: મગજતંતુઓ શાના? કારણ કે ઊંઘમાં માણસ ચાહે તેમ કરી શકે છે. ડૉક્ટર! ગરીબ લોકોમાં ઊંઘમાં તવંગર થાય છે માટે જાગતાં ગરીબાઈ નિભાવી લે છે. બસ સાહેબજી!

[ડૉક્ટર સલામ કરી બહાર જાય છે.]

[સ્વગત] ડૉક્ટર 'કંઈ નથી' કહે છતાં હૃદયનો રોગ સતાવે એ કેવું? આ વિજ્ઞાન સાવ નકામું છે, મારા જેવી સ્ત્રીની એક સાદી મનોકામના પૂર્ણ કરી ન શકે એ વિજ્ઞાન શા કામનું?

[થોડી વાર પછી એક બટન ડાબે છે અને એક સ્ત્રી હાજર થાય છે.]

વેણુકા, મારે સાદાં વસ્ત્ર નથી જોઈતાં, એ બહુ ખૂંચે છે, જા, મારે માટે રેશમી સાડી લઈ આવ—પેલા બાપુજીને ત્યાંથી લાવી હતી તે, અંદરની, ભૂરી. સુખડની પેટીમાં મૂકી છે. જરા ચુંથાય નહીં હોં!

[વેણુકા હમણાં જ માર્સમાંથી ખરી પડેલી હોય તેમ આશ્ચર્યમાં જોઈ રહે છે.]

જા, એમ જોયા ન કર. હા, મારે ભૂરી સાડી જોઈએ છે, ને વસંતને મોકલ. [વેણુકા જાય છે.]

[સ્વગત] બિચારી નવાઇ પામે છે—રક્ષા-મિલનાં પોણા બે રૂપિયાનાં લુગડાં પહેરનાર—ને અત્યારે રેશમી સાડીનું મન થાય તે નવાઈ થાયજ ને! [વસંત દાખલ થાય છે.]

**વસંત**: બા, મને બોલાવી?

**રક્ષા**: હા, વસંત! તું વાડીમાં જા, ને તને ગમે તેવાં સારામાં સારાં ફૂલો લઈ આવ જોઉં. તને તો ફૂલની પારખ છે તે સૌથી સારાં લાવજે હં. મારી વેણી માટે શોભે એવાં—મારે બધાં જ બટમોગરા જોઈએ છે.

**વસંત** : પણ બા અત્યારે લાવું કે સવારે?

**રક્ષા** : વસંત! સવારે જોઇતાં હોત તો સવારે કહેત.

**વસંત** : પણ બા, અત્યારે બટમોગરો એકકે સારો નહીં મળે—

**રક્ષા** : નહીં મળે? કેમ, કારણ? આટલી મોટી વાડીમાં એક બટમોગરો નહીં મળે? રોજ તો ઢગલાબંધ ઊતરે છે.

**વસંત** : પણ—બા, સાંજે જ નટવરભાઇનો માણસ આવ્યો હતો. તે વીણીવીણીને બટમોગરા લઈ ગયો.

**રક્ષા** : [સકંપ] નટવરભાઇનો માણસ! એ શું રોજ આવે છે?

**વસંત** : ના, બા, આ બે દિવસથી જ આવે છે.

**રક્ષા** ; [સ્વગત] એ? [વસંતને] વારું, વસંત ત્યારે ગુલાબ લઈ આવ. [વસંત જાય છે.]

એ જ હશે? મારી ભૂલ થઇ. મેં ધાર્યું હતું કે હર વખતની માફક જાગ્રતસ્વપ્ન હશે પણ એ જ છે. [થોડી વારે] કદાચ-હજી અહીં જ હશે? [ટેલીફોન તરફ નજર જાય છે.] બોલાવું? હા, હા; મને પૂછવા તો દે.

[ઊભી થાય છે ને ટેલીફોન કરે છે.]

હલો, કોણ નટવરલાલ ? હા, મારે તો—હં, આ વસંત શું ખરું કહે છે કે તમારે ત્યાં બટમોગરા ગયા'તા ! ગયા'તા એમ ! તો ઠીક. મેં તો જાણ્યું કે જૂઠું બોલે છે તેથી તમને અત્યારે બોલાવ્યા. પણ તમને બટમોગરાનો શોખ છે ખરો ! હં, તમારા મિત્ર ? કોણ ? પ્ર—પ્રદ્યુમ્ન હું એમને ઓળખું છું......એમ ? હા, હા, અમારી પાસે રહેતા હતા. તે પહેલાં કેમ ન આવ્યા ? જરૂર મોકલજો. કાલે ? હા—ના, હું કહેવડાવીશ, સાહેબજી. [ટેલીફોન મૂકી દે છે]

એ જ છે—કાલે બોલાવી ન શકી. પ્રસંગ મળે છતાં જે તરછોડે તે સ્ત્રી. આખરે પણ હું સ્ત્રી જ રહી. [ થોડીવારે ] એ જ છે અહા,

[આંખો મીંચી દે છે, થોડીકવારે રક્ષા ઊભી થાય છે.]

હું કેવા વિચારો કરું છું ? બે વર્ષની મહેનત બધી અધઘડીમાં ડૂબતી જાય છે. મારે આવા વિચારો કરવા ન જોઈએ. નસીબમાં એ સુખ હોત તો વળી......હું કેવી અધમ છું ? [જરાકવારે] મન પર આટઆટલી સખતાઈ કરું છું છતાંયે ભુલાતું જ નથી.

[ઘૂઘવતા મહાનદના પૂરમાં હોંશથી તણાતી હોય તેમ પડી રહે છે. પછી ઊઠે છે]

લાવ, કામમાં આ બધું ભૂલી જવાશે,

[ટેબલ પાસે જાય છે; ખુરશી પર બેસે છે અને એક પછી એક કાગળો જુએ છે એક કાગળ લઈ જુએ છે ]

સ્ત્રી માંદી છે તે રજા જોઈએ છે. હા આપો.

[લખે છે. બીજા ચારપાંચ કાગળો લઈ કંઈક લખે છે વળી એક કાગળ લઈ]

હમણાં લગ્ન કર્યાં છે તે પુરું નથી થતું [લમણા પર હાથ મૂકી] એ લોક કેટલાં સુખી હશે? અત્યારે કેવું મીઠું જીવન જીવતા હશે? અગાશીમાં એમની તૂટેલી ગોદડીમાં કેટલી હૂંફ હશે? એવી એક સુખી રાતનાસ્મરણ વડે હું ભવેભવના ભૂખમરા તરી જાઉં—એમને શું ખબર હોય કે મારી ન સમાતી લક્ષ્મી અહોનિશના મારા ઊના નિસાસાથી તપી ઊઠી છે ને એમનો ભૂખમરો ગમે તેવો તો યે ટાઢો છે! [નિઃશ્વાસ નાખે છે ને લખવા માંડે છે.] ભલે એને પગાર વધારી આપો.

[એટલામાં ટેબલ પરના ઘંટ પર ટકોરા થાય છે; રક્ષા બટન ડાબે છે, બારણું ખૂલે છે અને વેણુકા અંદર આવે છે.]

**વેણુકા:** બાઈ સાહેબ! આ સાડી ને ચોળી.

[રક્ષા સફાળી ઊભી થાય છે; અને વેણુકાના હાથમાંથી વસ્ત્રો લઈ લે છે.]

**રક્ષા :** તું જા. [વેણુકા જાય છે.]

તે વર્ષોનાં મારાં વસ્ત્રો! [રક્ષાની આંખો ભીની થાય છે.] વર્ષો સુધી મારી લાગણીઓ પેઠે આ બિચારાં પણ અહીંની સુખડની જેલમાં પુરાઈ રહ્યાં હતાં—ઓ બાપુજી, તમે જીવતા હોત તો આજે તમને શું થાત? ના, ના, સારું

થયું કે તમે મરી ગયા છો.

[ અજાણ્યે રક્ષાની આંગળીઓ વસ્ત્રમાં ભીડાય છે. ]

શું મોં લઈને હવે આ વસ્ત્રો પહેરી શકું? તે મરી ગએલાં દિવસોનાં ભૂત અત્યારે પણ મારી સામે ખડાં થાય છે...એ જોશે ત્યારે એને કેવું કેવું થશે?

[ વસંત ફૂલો સાથે દાખલ થાય છે, અને રક્ષાને ફૂલો આપે છે. રક્ષા ફૂલો અને વસ્ત્રો એકધ્યાને થઈ જોઈ રહે છે. એટલામાં વેણુકા આવે છે. ]

**વેણુકા:** બાઈ સાહેબ, શેઠ પૂછે છે કે તમને હવે કેમ છે?

[ ચિરસમાધિમાંથી જાગતી હોય તેમ જુએ છે. એના હાથમાંથી વસ્ત્રો અને ફૂલો પડી જાય છે. ]

**રક્ષા:** કો–ણ? શે–ઠ? [ જરા વારે ] કહે છે કે હવે સારું છે. [ સ્વગત ] શે–ઠ! [ રક્ષા હાથ વડે મોં ઢાંકી દે છે. ]

[ પડદો પડે છે. ]

• • •

## : પ્રવેશ ૪ :

[ ઑફિસમાં પ્રદ્યુમ્નને જોયો ત્યારથી કામના બોજા તળે દબાએલી એની પ્રેમજ્વાળા ફરી ભભૂકી ઊઠે છે ને રક્ષાના કુમળા હૃદયને બાળી મૂકે છે. એના તીવ્ર અસંતોષનો ચિતાર ગયા પ્રવેશમાં નાટ્યકારે આપ્યો છે. અનિચ્છાએ કરેલું લગ્ન નામંજૂર કરવાના માર્ગો તે વિચારે છે. સમાજની મર્યાદા જાળવવા ઇચ્છતી છતાં તેને સમાજનાં કૃત્રિમ બંધનો અન્યાયી ને અસહ્ય લાગે છે. પોતાની સખી મેના આગળ

તે પોતાનું મન મોકળું કરે છે ને સાચા જીવન અને પ્રેમનો માર્ગ અનુસરવાની ઇચ્છા દર્શાવે છે. સમાજના બંધનો મૂંગે મોંએ સહન કરતી બિચારી મેના આવી બંડખોર સૂચનામાં શી રીતે સહમત થાય રક્ષા! પોતાના ધર્મથી સ્થાપિત થએલા પતિ તરફ પ્રેમ બતાવી શકતી નથી–તેનું હૃદય તેમ કરવા દેતું નથી; જેના ઉપર એનું હૃદય વારી જાય છે તેની સાથે જીવનનાં મધુર સ્પપ્નો જીવવામાં સમાજ અંતરાયરૂપ થાય છે! કેટલી કરુણ દશા! મેના જાય છે પછી નટવર ત્યાં હાજર થાય છે. રક્ષા તેને તેના મિત્ર પ્રદ્યુમ્ન સાથે બીજે દિવસે સવારે સાત વાગે આવવા કહે છે.]

. . .

## : પ્રવેશ ૫ :

[સમય: સવારના સાતનો સુમાર; રક્ષાની વાડીમાં નટવર અને પ્રદ્યુમ્ન ઉતાવળે દાખલ થાય છે.]

**પ્રદ્યુમ્ન** : લાયબ્રેરીમાં નહીં તો બીજે ક્યાં?

**નટવર**: હોજ પાસે.

**પ્રદ્યુમ્ન** : તને બરાબર યાદ છે?

**નટવર**: હા, ભાઈ, હા. કેમ મેં કંઈ કાન ઘરેણે મૂક્યા હતા એમ?

**પ્રદ્યુમ્ન** : ને વખત પણ તને બરાબર યાદ છે? ભૂલ તો નથી ને?

**નટવર**: એ બોલતાં હોય ને મનને રમવા દઉં?

**પ્રદ્યુમ્ન** : ત્યારે અહીં કેમ નથી?

**નટવર**: તારો ઘોડો જરા થોભાવ તો ખરો, ભલા માણસ; આપણે એને શોધવા પડશે. અહીં તે કંઇ એક બે હોજ છે?

**પ્રદ્યુમ્ન:** ત્યારે કયો હોજ તે તેં પૂછ્યું કેમ નહીં ?
**નટવર:** કારણ આજથી મારે ઘેર બેસવું ન્હોતું.
**પ્રદ્યુમ્ન:** અં... એ તો એ તને નોકરીએ રાખે; હું તો... ચાલ, બાપુ, ચાલ, પાછો અહીં ઊભો શા માટે રહ્યો ?
**નટવર:** જો, એમ અધીરો ન થા, આ વિશાળ વાડીમાં એ ક્યાંના ક્યાં હશે. આપણે કોઈને પૂછવું પડશે.

[નટવર ચારે તરફ નજર કરે છે. પ્રદ્યુમ્ન વાડીની કુંજો જુએ છે.]

**પ્રદ્યુમ્ન:** વાડી સુંદર છે.
**નટવર:** બધું એમણે કર્યું. પહેલાં તો બધું વેરાન હતું.

[એટલામાં એક કુંજ પાસેના ખૂણામાં પ્રદ્યુમ્નને એક હોજ જણાય છે.]

**પ્રદ્યુમ્ન:** અલ્યા, એક હોજ તો અહીં પણ છે. ચાલ અહીં જઇએ.

[પ્રદ્યુમ્ન ક્ષણવાર અટકે છે. પળવારમાં]

**પ્રદ્યુમ્ન:** [અચિંતા, જોરથી ધ્રૂજતા અવાજે] નટવર !

[નટવર પ્રદ્યુમ્નના અવાજથી ગભરાઈ ઊઠે છે.]

**નટવર:** કેમ ?
**પ્રદ્યુમ્ન:** બધાં વસ્ત્રો પહેરી કોઈ નહાવા પડે ? ને એ જ વસ્ત્રો છે. કંઈક......

[બેઉ સચિંત જુએ છે. સૂર્યનાં કિરણો રક્ષાના સુંદર મોં ઉપર પ્રકાશે છે. બેઉ ઉતાવળે દોડી

જાય છે. રક્ષાનું મોં શાંત અને રમ્ય લાગે છે. એની આંખો બંધ છે. એના મોં પર નાનકડું હાસ્ય ફરકી રહ્યું હોય એમ દેખાય છે. પ્રદ્યુમ્ન લાંબે હાથે રક્ષાને કિનારે ખેંચી લે છે. તેનું શરીર અચેતન લાગે છે. નટવર તેની નાડ તપાસે છે ને પ્રદ્યુમ્ન સામે જુએ છે.]

**નટવર :** [સગદ્‌ગદ્] પ્રાણ નથી.

[પ્રદ્યુમ્ન રક્ષાના મૃત દેહને વળગી પડી મુક્ત કંઠે રુએ છે. રક્ષાની મુઠ્ઠી તરફ નટવરની નજર જાય છે. તેણે કંઈક કાગળ જેવું ઝાલ્યું હોય એમ લાગે છે. નટવર તે કહાડે છે ને જોઈ પ્રદ્યુમ્નને આપવા માંડે છે.]

તારો છે.

**પ્રદ્યુમ્ન:** વાંચ.

**નટવર:** [વાંચે છે] પ્રિયતમ! સમાજની છેલ્લીવાર આમન્યા તોડી તને હજારો ચુમીઓ મોકલું છું. કહે છે કે જિંદગીમાં મળતું નથી તે ઈશ્વર આપે છે માટે એની પાસે જાઉં છું. પ્રિયતમ, અહીં તને મળીશ નહીં માટે માફ કરજે. પણ તારી હાજરીમાં જે એક માર્ગે હું જઈ શકું તેને લોક પાપ કહે છે. મને પાપની બીક લાગતી નથી. લોક સાચા છે કે નહીં તે પણ હું કહી શકતી નથી, પણ કદાચ—કદાચ સાચાં હોય તો આપણો પ્રેમ પાપથી કલંકિત થાય ને હું કેમ કરી સાંખી શકું?

મેં બહુ વિચારો કર્યા છે, પણ હવે તો તને મળ્યા વગર હું જીવી શકું એમે ન્હોતું અને તને મળું એટલે તે મારી બધી સ્વસ્થતા જતી રહે એ તું કયાં નથી જાણતો? તેથી મળ્યા વગર જાઉં છું. તું પુરુષ છે તે વેઠી લે છે.

એક સાધુએ મને કહ્યું છે કે એ પ્રેમ ને પ્રકાશની ભૂમિ છે ને ત્યાં વસનારા બધાં સ્વતંત્ર છે એટલે ત્યાં જાઉં છું આપણે ત્યાં નિર્બાધ મળીશું. માટે તું વહેલો વહેલો આવી પહોંચજે. હું તારી ખૂબ–ખૂબ રાહ જોઈશ.

પ્રિયતમ, સદા તારી હતી ને તારી રહીશ. તું વિશ્વાસ રાખજે. તારી સ્મૃતિઓ સાથે લેતી જાઉં છું. ફરીવાર અનેક અનેક ચુમીઓ.

લિ૦ તારી રક્ષા.

તા૦ ક૦ આ તને મુર્ખાઈ લાગશે એ હું જાણું છું, પણ પ્રિયતમ આ ભૂમિમાં તો આપણે સુખી થાત જ નહીં; અહીં કોઈ કંઈ સમજતું નથી એટલે આમ કરું છું. મળીશું ત્યારે વધુ વાતો કરીશું. તું ઝટ આવી પહોંચ—રક્ષા.

[પ્રદ્યુમ્ન રક્ષાનો હાથમાં લઈ તે પ્રેમને પ્રકાશની ભૂમિ તરફ કોઇને ખોળતો હોય તેમ સજળ નયને જોઈ રહે છે. નટવર આંસુભીની આંખે રક્ષાના મૃત શરીરને અને મૃતવત્ થતાં પ્રદ્યુમ્નને જુએ છે.]

[પડદો પડે છે.]

—બટુભાઈ



૨૦

# શંકિત હૃદય

[૧]

## કુંજ-વિલાસ

[**પૂર્વ કથા** કુંજ અને વિલાસ પોતાના મિત્ર ચિદ્‌ઘનને ચન્દ્રિકા સાથે પરણાવવા મથે છે પરંતુ આખું જીવન દેશસેવામાં અર્પવાનો સંકલ્પ કરનાર ચિદ્‌ઘન અપરિણિત રહેવાનો નિશ્ચય જાહેરકરે છે, ને તેમના પ્રયત્નો મિથ્યા કરે છે. વિલાસ તરફ તેનું આકર્ષણ એક કમનસીબ પળે તેને ભાનભૂલો બનાવી નિદ્રાધીન વિલાસને ચુંબન કરવાની દુર્બુદ્ધિ સુઝાડે છે. કુંજ આ જોઈ જાય છે, ને તેના મનમાં શંકાનો કીડો જન્મ પામે છે. એ કીડો તેનું જીવન અસહ્ય કરી મૂકે છે; એક દિવસ તે વિલાસને નદીમાં હડસેલી દે છે; પરંતુ વિલાસ તરફનું તેનું આકર્ષણ તેને બચાવવા માટે કુંજને નદીમાં પડવા પ્રેરે છે. વિલાસ તેને હાથ ન આવતાં બીજી રીતે બચી જાય છે. કુંજને વિલાસનો વિયોગ અસહ્ય થઈ પડે છે, ને ગાંડો થઈ જાય છે. નદી કિનારે તેમ જ પર્વતની ભેખડે-ભેખડમાં તે ભટક્યા કરે છે. એક સ્થળે કોઈ સુંદરીના ગાયનનો સાદ આવતાં તે વિલાસનું સંગીત છે એમ માની તે ત્યાં જાય છે. ત્યાં હિંચકા પર બેસીને ગાતી વિલાસને તે જુએ છે.]

**કુંજ** : વિલાસ! હું આવું ?

**વિલાસ** : કોણ કુંજ ! આવો! આવો ! મારા પ્રાણ !

[કુંજ દોડી તેની પાસે જાય છે] અરે, બસ. એટલે જ. મને અડકશો નહીં.

**કુંજ** : વિલાસ ! એક વખત મને ભેટવા દે ! આ દેહનાં રોમરોમ ઉપર અંગારા ધીકે છે [આગળ વધે છે]

**વિલાસ** : અરે, જો, જો. મને અડશો તો હું ઊડી જઈશ; અલોપ થઇ જઈશ !

**કુંજ** : વિલાસ ! તું શું બોલી ? ઊડી જઈશ ? અલોપ થઈ જઈશ ? તું વિલાસ નથી ?

**વિલાસ** : નહીં જ ! હું તો વિલાસનું પ્રેત છું !

**કુંજ** : વિલાસ, તારું પ્રેત ? તું પ્રેત ? હું ભૂતને માનતો જ નથી.

**વિલાસ** : આપની માન્યતા ઉપર સત્યનો ક્યાં આધાર છે ? હું તો વાસનાદેહ ધરી ભટકું છું.

**કુંજ** : નહીં, નહીં, વિલાસ ! તારાં નાચતાંનચાવતાં નયનો હું ઓળખું છું. પૂર્વનાં દ્વાર ઉઘાડી ડોકીયું કરી જતી ઉષા તારા સ્મિતભર્યા અધર ઉપર આવીને હજી રમ્યા કરે છે ! મીઠી નીંદ પ્રેરતો તારી છાતીનો ધડકાર હું અહીંથી સાંભળું છું !

**વિલાસ** : [હસીને] તમે તો નવીન પ્રેમી બન્યા લાગો છો !

**કુંજ**: કાચમાં સંતાઈ રહેલી જ્વાલા પતંગની તરફ ભાળી હસ્યા કરે છે, એ કાચમાંથી ઝબકતી જ્યોત! તારા કાચને ગાળી દે અગર કાચમાંથી પ્રવેશ કરવાનો માર્ગ બતાવ !

**વિલાસ**: વહાલા ! આ શી વ્યાકુળતા ? આપ નથી જાણતા કે મારો કાચ તો તૂટી ગયો છે ? મને આ દેહે તો નહીં જ

અડકાય! જ્યોતિનો ખરો સ્પર્શ કરતા પહેલાં પતંગને દેહ બાળવો પડે છે, દેહને બદલવો પડે છે! આપ અહીં ક્યાં આવ્યા! અગ્નિ સાથેની રમત મૂકો! અને મારા—પતંગ! બગીચાનાં ગુલાબ ઉપર બેસો! મોગરાની સૌરભ લો! ચંપાથી દેહ ચીતરો! જુઈને ઝૂલે ઝૂલો! મારા દીપકને તો બૂઝવી જ નાખો!

**કુંજ:** દીપકને બુઝાવું! જે ઉષ્માથી હું જીવું છું તે ઉષ્માને ટાઢી પાડું? તું મને બગીચો સંભારે છે! એ બુલબુલ! મારો બગીચો ફીટી ગયો! મારું ગુલાબ પાછું બીડાઈ ગયું! મારો મોગરો ધૂળમાં ખરી પડયો! મારા ચંપકને રંગ ચડતો નથી! તે ધોળો પડી ગયો! અને જુઈના ઝૂલા ઉપર તો હવે ઘુવડે વાસો કર્યો છે.

**વિલાસ:** ઓ નાથ! આપની વ્યાકુળતા નથી જોવાતી! નથી ખમાતી! કોઈક બીજી વિલાસ ખોળી કહાડો! આપનાથી એકલાં નહીં રહેવાય!

**કુંજ:** બીજી વિલાસ? તું શું બોલી? બીજી વિલાસ? મારી એક જ વિલાસ છે! જાદુ ભરી, મસ્તી ભરી, એ મારી એકની એક વિલાસ! દેહમાં પ્રાણ એક છે! હૃદયમાં પ્રેમ એક છે! અને નયનમાં પ્રેમની એ એક જ પ્રતિમા ઊભી છે! બીજી વિલાસની વાત કરે છે? તું જ મારી પહેલી વિલાસ! તું જ મારી બીજી વિલાસ અને તું જ મારી ત્રીજી વિલાસ!

**વિલાસ:** [ હસતાં ] ચોથી ગણવી રહી ગઈ, એ વિલાસ મારી ખોટ પૂરશે.

**કુંજ:** આકાશમાંથી સૂર્ય હોલવાઈ જાય! તું કહે છે એક ગોળ ભડકો પ્રગટાવો! સૂર્યની ખોટ પુરાશે? મારી જ્યોત!
**વિલાસ:** સૂર્યને કલંક લાગે, સૂર્યમાં ધાબાં દેખાય, તો પછી એવા સૂર્યને રાત્રિના અંધકારમાં દાટી જ દેવો જોઈએ. સૂર્ય વગર ચલાવો! કલંકભર્યા, ઝંખવાતા, આંખો મટમટાવતા દુષિત સૂર્યને લઇ શું કરશો?
**કુંજ:** હેં વિલાસ! કોઈક જન્મમાં મેં તને નદીમાં ડુબાડી હતી?
**વિલાસ:** આપ એટલામાં ભૂલી ગયા? મારા ગયા જન્મમાં અને આપના આ જન્મમાં!
**કુંજ:** હા, હા. આ પાપી હાથે જ મેં તને હડસેલી દીધી! હૃદયમાં શંકાનો કીટ ભરાયો, અને મારા હૃદયને—મારા જીવનને કોરી નાખ્યું!
**વિલાસ:** શાની શંકા? કોના ઉપર? મને કહ્યું કેમ નહીં?
**કુંજ:** તને કહું? આંખે જોયું અને ઝેર ચઢ્યું!
**વિલાસ:** તો એ ઝેરભરી આંખ મારી પાછળ હજી કેમ દોડે છે? પ્રાણ! એ નયનને પાછાં વાળો!
**કુંજ:** આંખનું ઝેર તારી ચીસ સાંભળી ઊતરી ગયું? ઝેર ઊતરતાં આંખને તારા વગર જોવાનું બીજું શું રહે?
**વિલાસ:** મારી ચીસ સાંભળીને ઊતરેલું ઝેર પાછું મને કોઈ સાથે હસતી જોઈને ચઢે એમ છે. મને તો ચિતા ઉપર સૂતાં સૂતાં પણ હસવું આવે!
**કુંજ:** આંખમાં જો ઝેર ચઢશે તો હું આંખોને ફોડી નાખીશ. હૃદય તને હસતાં જોઈને શંકાથી ધબકશે તો એ

કુપાત્ર હૃદયને છાતી ચીરી બહાર કહાડી મારી ઠોકરે ચઢાવીશ. ઓ વિલાસ ! તું દૂષિત હોય જ નહીં. તારા કુંદનશા રંગમાં પાપની શ્યામ લકીરને સ્થાન જ નથી. વિલાસ ! મારું છીછરું, અછકલું મન તારા હૃદયસાગરની ઊંડાઈ શી રીતે પરખે ? ભૂલ થઈ પ્રિયે ! મારો ઓરડો ઉજ્જડ બની ગયો છે. બગીચો વેરાનથઈ ગયો છે ! મારા હૃદયમાં સ્મશાનની ભયંકર શૂન્યતા છે ! તું પાછી મારી સાથે નહીં આવે ? આવો, આવો મારા પ્રાણ ! હું મારા હાથનો ઝૂલો બનાવી તને હીંચોળતો લઈ ચાલીશ !

**વિલાસ :** એક તુચ્છ સ્ત્રીને માટે આટલું કલ્પાંત? આપ ભૂલો છો!

**કુંજ :** વિલાસ ! આવ, આવ, ઓ વિલાસ ! તારું મધુર નામ બોલતાં હું સદાય નવું જીવન પામ્યો છું ! હું વિલાસવિહીન પુણ્યનો બહિષ્કાર કરું છું. આવ, જેવી છે તેવી તું મારી છાતીમાં સમાઈ જા !

**વિલાસ :** [ આંસુ લૂછે છે ] ઓ સ્નેહના મજનૂન ! ઓ પ્રેમના પાગલ ! આવ, આવ, ઓ મારા કુંજ !

[ કુંજ દોડી ભેટવા જાય છે. ]

અરે, હાય ! આપ એટલે જ રહો ! મને નહીં અડકાય ! કુંજ ભૂલી ગઈ ! હું તો ભૂત છું !

**કુંજ :** અરે ! પાછું તોફાન ? ઓ વિલાસ ! તું ભૂત હોય તોયે મને ભેટવા દે !

**વિલાસ :** અરે, અરે, મને અડશો તો હું ઊડી જઈશ !

કુંજ : તને હું અડી ન શકું ? એકેએક અણુ તારા તરફ ખેંચાય છે. તું ના પાડશે તો સઘળા અણુ તૂટી જશે અને તને વળગી પડશે.

વિલાસ : [હસીને] તેમ થશે ત્યારે જ તમે મને ભેટી શકશો.

કુંજ : એટલે ?

વિલાસ : આપ આ દેહ છોડી દઈ મારે માટે ભૂત બનશો ત્યારે જ આપણે એક બીજાની સરસા આવી શકીશું.

કુંજ : જેને માટે હું જીવું છું તેને માટે હું મરી નહીં શકું?

વિલાસ : [ગભરાઈને] હાં, હાં, રખે એવો વિચાર કરતા! પ્રાણ! હવે જાઓ! સૂર્ય હમણાં ઊગશે! દિવસના પ્રકાશમાં તો અમે પીગળી જઈએ છીએ. મારો વાસ અહીં જ છે. પણ દિવસે ન આવશો. રાત્રે હું રાહ જોતી બેસીશ! જલદી, જલદી કરો! મને પીગળતી આપ નહીં જોઈ શકો! [હસીને] પગ નથી ખસતો, ખરું! [દૂરથી ચુંબન કરી] નાથ, બીજો ઈલાજ નથી. હું રાત્રે જરૂર અહીં ઊભી રહીશ

[કૂકડો બોલે છે.]

બસ, પ્રભાત થયું! આપ જશો કે હું સમેટાઈ જાઉં ?

કુંજ : હું જાઉં ? હા, હા, જો રાત્રે નહીં મળે તો હું એવો પુકાર કરીશ કે આખી તમારી પ્રેતસૃષ્ટિ જાગી જશે. [જતાં જતાં] ભૂત ? ન્હોય ?

• • •

[ ૨ ]

## ચિદ્દ્ઘન–ચન્દ્રિકા

[ પોતે કરેલી ભૂલનું ભાન થતાં ચિદ્દ્ઘનને અત્યંત પશ્ચાતાપ થાય છે. તે આપઘાત કરવા તૈયાર થાય છે. વનમાં ફરતાં તેને સર્પદંશ લાગે છે. પાસેના આશ્રમના ગુરુ—તે ચિદ્દ્ઘનના પિતા—ઝેર ચૂસીને એનું મૃત્યુ અટકાવે છે. પરંતુ ઝેર આંખે ચડે છે ને તે અંધ બને છે. ચન્દ્રિકા શશીકળાને નામે આશ્રમમાં જોડાઈને એની કાળજીપૂર્વક શુશ્રૂષા કરે છે—તે એટલે સુધી કે બેઉને એકબીજા વિના ચાલતું નથી. ગુરુપ્રતાપે ચિદ્દ્ઘનની દૃષ્ટિ ખૂલતી જાય છે. શશીકળા તેજ ચન્દ્રિકા એમ એક દિવસ એને ખબર પડે છે. શશીકળાની સેવાથી મુગ્ધ બનેલો ચિદ્દ્ઘન તેની સાથે લગ્ન કરવાને કબૂલ થાય છે. ]

સ્થળ : ગુરુના આશ્રમનું એક ઉપવન.

પાત્રો : ચિદ્દ્ઘન; ચંદ્રિકા; ગુરુ.

**ચિદ્દ્ઘન** : શશીકળા ! જો હું પાછો ભૂલો પડ્યો ! જ્યારે મારી આંખ હતી ત્યારે મારા પગમાં પૃથ્વી ને પાતાલ માપવાની શક્તિ હતી ! તું નાહક દુઃખી થાય છે ! મને આમ લઈને શા માટે ફરવા નીકળે છે ?

**ચંદ્રિકા** : મારે ખભેથી હાથ શું કામ ખસેડી લીધો ? હવે થોડું થોડું અજવાળું તો દેખાવા લાગ્યું છે ! ગુરુજી કહેતા હતા કે હવે એક અઠવાડિયામાં માણસ ઓળખતા

થઈ જશો ! પછી ભલે છુટ્ટા ફરજો ! હમણાં તો મને અડક્યા સિવાય ફરશો જ નહીં ! કદાચ તે દિવસ જેવું વાગી બેસે !

**ચિદ્‌ઘન** : શશીકળા ! મને વાગે એમાં તું કેમ દુઃખી થાય છે ? તે દિવસે હું પડી ગયો ત્યારે તું ડૂસકે ભરાઈ ગઈ ! મને તો વાગવા દેવું જ જોઇએ. મને ઘા પડે ત્યારે શાંતિ વળે છે ! મારા શરીરમાંથી લોહી વહે છે ત્યારે મને મારું પાપ ઢળી જતું હોય એમ લાગે છે ? તું મારા સુખમાં કેમ વચ્ચે આવે છે ?

**ચંદ્રિકા** : મને તો બળ્યું સમજાતું યે નથી કે તમે શું કરવા આમ રાતદિવસ કર્યા કરો છો ? પાપ અને દુ;ખ, ઘા અને જખમ એ બધું શું તમે સંભારો છો ? જરા હસો, કાંઈ ગાઓ, તમારી વાતો કહો ! તમને ગમે અને મને પણ ગમે !

**ચિદ્‌ઘન** : હું હસું ? હું ગાઉં ? હું મારી વાત કહું ? ઓ ઘેલી છોકરી ! મારું હાસ્ય શોષાઈ ગયું છે ! મારું ગાન બેસૂરું બની ગયું છે ? અને મારી વાત હું તને કહું ? શશીકલા, તેં અમાસની અંધારી રાત એકલી ઊભી રહીને નિહાળી છે ?

**ચંદ્રિકા** : ઘણી વખત નિહાળી છે ! મને પૂર્ણિમા કરતાં અમાસ જ વધારે ગમે છે ! તારાઓનાં ટોળેટોળાં ઉભરાઇ આવે છે ? હીરે મઢેલી ઓઢણી જેવું ઝબકઝબક થતું આકાશ એ મારી પ્રિય વસ્તુ છે ! આકાશની અદ્‌ભુત નિર્મળતા, અને તારાઓની ઓપેલી ઉજળાશ બગાડી નાંખતો ચંદ્ર મને જરા યે ગમતો નથી. ફીક્કો, માંદો !

મને તો એનું રડવું–હસવું જરાયે ગમતું નથી! કાળાશ બહુ સારી!

**ચિદ્‌ઘન** : તને અંધકાર ગમતો હોય તો તે મારામાં છે! માત્ર મારા આકાશમાં ચળકતા તારા નથી. ખાલી ખાલી ઊંડાણ અને અંધકાર સિવાય કાંઈ જ નથી.

**ચંદ્રિકા** : તો એકાદ તારાને આકાશમાં ઊગવા દો.

**ચિદ્‌ઘન** : છોકરી તારી જન્મતિથિ ક્યારે છે?

**ચંદ્રિકા** : એમ કેમ પૂછો છો?

**ચિદ્‌ઘન** : મારે કામ છે! મને નહીં કહે?

**ચંદ્રિકા** : શા માટે નહીં? એમાં શું? હું તો અષાઢની અમાસે જન્મી છું. મારી ઓગણીસમી જન્મતિથિ હજી હવે આવશે!

**ચિદ્‌ઘન** : છોકરી તું પરણી નથી?

**ચંદ્રિકા** : ના, મારે પરણવું જ નથી.

**ચિદ્‌ઘન** : કેમ?

**ચંદ્રિકા** : પુરુષો–મને ગમતા જ નથી. હું શું કામ પરણું?

**ચિદ્‌ઘન** : ત્યારે તું મારી આટલી સારવાર કેમ કરે છે?

**ચંદ્રિકા** : સેવા કરવી એ તો અમારો ખાસ ધર્મ છે.

**ચિદ્‌ઘન** : પણ અણગમતા પુરુષોની?

**ચંદ્રિકા** : પુરુષો અણગમતા હોય, પણ તેથી કાંઈ તેમની સેવા ઓછી અણગમતી ગણાય? અને કોણ જાણે કેમ, પણ તમારું કામ કરવાનો મને ઉમળકો જ થઈ આવે છે!

સેવા કરવામાં શો આનંદ છે તે મને તમારી સારવારમાં જ સમજાયો ! હું તો હવે તમારી સેવામાં જ મશગુલ રહીશ !

**ચિદ્ઘન :** શશીકળા, તારી સારવાર હું ન પામ્યો હત તો કદાચ મારી આંખ આટલી સુધરત પણ નહીં. હું તારો શો ઉપકાર માનું ? તારો શો બદલો વાળું ?

**ચંદ્રિકા** : મને સદા ય તમારી સેવા કરવા દેજો ! એ બદલો બસ થશે !

**ચિદ્ઘન :** પણ હું બરાબર દેખતો થઇશ ત્યાર પછી સેવાની કેવી રીતે જરૂર પડશે ?

**ચંદ્રિકા:** આવા સ્વાર્થી જ છો કે ? અત્યારે તો શશીકળા વગર ચાલતું નથી ! શશીકલા, મને પાણી આપ ! શશીકલા, મારી પાસે બેસ ! શશીકલા, કાંઈ ગા ! શશીકલા મને બાગમાં ફેરવ ! એમ આખો દહાડો શશીકલા, શશીકલા કર્યા કરો છો ! મારા વગર પછીથી ચાલશે ?

**ચિદ્ઘન:** [ સ્વગત ] આ છોકરી શું વિચાર કરે છે ? એકાન્ત ! એ ભયંકર એકાન્ત ! તારી અસર તળે કોણું ન પડે ! [પ્રકાશ] શશીકલા ! શશીકલા ! તું કેમ ઘેલી બની ગઈ છે ? હું જઈશ પછી બીજા કંઈક માણસો સારવાર માટે અહીં આવશે ! મને સદાય તારી સેવાની જરૂર પડે એવો નિર્ભાગી રાખવો છે ?

**ચંદ્રિકા:** આંખ સારી થશે પછી યે એકલા રહેશો ? ઘેલી શશીકલા સાંભરશે ખરી ?

**ચિદ્ઘન:** ઓ છોકરી ! ચાલ, હવે જલદી ચાલ્યા જઈએ ! બહુવાર થઈ ગઈ ! ચાલ બાપુડી, ચાલ !

ચંદ્રિકા: બળ્યું શું આટલી ઉતાવળ કરો છો! લાવો લાવો તમારો હાથ મારે ખભે મૂકો! [ચિદ્‌ઘનનો હાથ ખભે મૂકી] તમને સમજાય છે કે હું તમારાથી કેટલી નીચી છું?

ચિદ્‌ઘન: [હસીને] શશીકળા! તું આજે કેમ તોફાને ચઢી છે?

ચંદ્રિકા: તમે ભલે ડાહ્યા દેવ થઈને બેસો! મને તો તોફાન ગમે છે! તમે નાના હતા ત્યારે પણ આવા જ હતા?

ચિદ્‌ઘન: મારા નાનપણમાં તું મને ક્યાં ખેંચી જાય છે! એ નાનપણે ગયું! એ તોફાને ગયું: અને એ ચિદ્‌ઘને ગયો! તોફાને ચઢી ગએલું આ ચિદ્‌ઘનનું ઝાઝ સૌન્દર્યના પહાડા ખડકે અથડાયું અને તેનાં સુકાન ભાંગી ગયાં, સઢ ફાટી ગયા, અને એકાદ પાટીયું તરતું જ્યાં મોજું લઈ જાય ત્યાં ઘસડવાને બચ્યું છે! ભીંજાઈ ભીંજાઈને એ પણ ડૂબશે! ડૂબવાની જ આશામાં બેઠો છું.

ચંદ્રિકા: એ પાટીયાનું કદાચ વહાણ ભલે ન બને! પણ લાવોને આપણે તેની એક નાની નાવડી જ બનાવી તેમાં બેસીએ; બહુ મઝા પડશે? જુઓ આમ ગાતાં ગાતાં હોડીમાં ઝુલાશે! [ચિદ્‌ઘનના બે હાથ ઝાલી હલાવતી ગાય છે]

મારી નાની શી હોડી! ડોલે એ થોડી થોડી!
ઘેરાં વારિને હૈયે એ નિત્યે રમે!
ધીમી લહરે સમિર, ચૂમે નાવતણાં ચીર!
આછી હલકે એ નાવ મારી નાચતી નમે—મારી!

ચિદ્‌ઘન: શશીકલા! શશીકલા! મને તારી બીક લાગે છે! તું કોણ છે?

**ચંદ્રિકા** : હું કાળો કાળો ચોર છું !
**ચિદ્દ્ઘન** : હસવું જવા દે ! તું અત્યારે ભયંકર લાગે છે ! તું શું માંગે છે ?
**ચંદ્રિકા** : હું ચોરી કરવા માગું છું !
**ચિદ્દ્ઘન** : હું તારું મુખ જોઈ શકતો નથી. તારા ભાવ પારખી શકતો નથી, તારા બોલથી હું બહુ ડરું છું !
**ચંદ્રિકા** : મારા બોલથી ડરો છો ત્યારે મારું મુખ જોઇને કેટલા ડરશો ? એવી કાળી કાળી છું હું ! જુઓ ! ધારી ધારી ને જુઓ ! હું દેખાઉં છું ?
**ચિદ્દ્ઘન** : આછો આછો ભાસ થાય છે ! મારી અને અનંત આકાશની વચ્ચે કોઇક ઝાંખી ધુમ્મસની પૂતળી, ઘડી હાલતી ઘડી ઊડી જતી હું નિહાળું છું !
**ચંદ્રિકા** : એક દેખાય છે કે બે ? જો, જો ! પાછા ગળે પડશો, ને કહેશો કે મારી પૂતળી ખોઈ નાખી !
**ચિદ્દ્ઘન** : મારી અને આકાશની વચ્ચે એક જ પૂતળી છે ! એક જ એ તરછોડાએલી પૂતળી ! મને કહેતી કે 'એટલા જશો તો સ્વર્ગને પણ પૃથ્વી ઉપર પટકીશ !' સ્વર્ગ તો ન મળ્યું ! પણ હું પૃથ્વી પર પટકાયો ! નહીં નહીં ! પૃથ્વીને પણ લાયક ન રહ્યો ! કોઈ વામનનો વિરાટ પગ મને પાતાળમાં દાબ્યા કરતો લાગે છે હું સદાય નીચો ઊતરું છું. શશીકલા મને ભય લાગે છે કે તું મને ચાહે છે !
**ચંદ્રિકા** : એવું એવું નહીં બોલવાનું વળી ! હું તો આશ્રમની કન્યકા છું, સેવિકા છું ! એવું એવું શું બોલો છો ?

**ચિદ્‌ઘન** : હું ભૂલ્યો, શશી, હું નહીં કહું હવે મને કોઈ જ ન ચહાશો ! હું એજ માંગું છું ! રખડતો, રવડતો, તરછોડાયલો, એક સૂકા બળતા રેતીના રણમાં મને કેમ ન મરવા દ્યો ! મરતાં મારા શબને બાવળની પણ છાયા ન મળશો !

**ચંદ્રિકા** : ના, ના, એમ રડતા હો તો જરૂર ચાહીશ ! રડતાં ને રમાડવું મને બહુ જ ગમે છે ! છાના રહો ! છાના રહો, મારા [સ્વગત] બબ્યું હું યે શું કરું છું.

[ગુરુ આવે છે]

**ગુરુ** : ચંદ્રિકા ! ક્યાં ગઈ ? બહુ વાર થઈ ગઈ છે ?

**ચિદ્‌ઘન** ; ચંદ્રિકા ! શશી ! શશી ! તારો હાથ હું નહીં છોડું ! બોલ તું કોણ છે ?

**ચંદ્રિકા** : ખસો, ખસો, ! હાથ છોડો, ગુરુ આવ્યા !

**ગુરુ** : અરે, પગને ફેરવો પાછા ! ભૂતકાળનું કોઈ પુણ્ય પાંગરે છે !

[જાય છે]

**ચિદ્‌ઘન** : ખસું ? હાથ છોડું ? તું ચંદ્રિકા નથી એમ મને નહીં કહે ત્યાં સુધી હું હાથ નહીં છોડું ! ચંદ્રિકા ! ઓ ચંદ્રિકા ! કેમ બોલતી નથી ? મને સાથે રાખશે ? મને ઉદ્ધારશે ?

**ચંદ્રિકા** : વગર ઓળખે બાઝો છો તે ! હું તો આ ઉભી રહી ! કાંઈ જ બોલવાની નથી ! ચંદ્રિકા બીજાનું નામ જ નહીં હોય જાણે ? તમારે જ એકલાને જ ચંદ્રિકા હશે ?

**ચિદ્‌ઘન** : મારે જ, મારે એકલાને જ ચંદ્રિકા છે ! ઓ ચંદ્રિકા !

—**રમણલાલ દેસાઈ**



[ પ્રશ્નાવલિ : ૧૮: પ્રભાપુંજ મહેલમાં છૂપે વેશે જઈ આવ્યા પછી એના મનમાં ચાલેલી ધડમથલનો ચિતાર આપો. એના નિર્ણય ઉપર ટીકા કરો. જાલકા રાઇને ' શાહી અને કાગળનો પંડિત ' શા માટે કહેતી હતી ? રાણી લીલાવતીનું રેખાચિત્ર દોરો. જગદીપ અને વીણાવતીનો મેળાપ શી રીતે થયો ? એ મેળાપ શકય કરનાર માટે એમણે શો વિચાર કર્યો ? નીચેનાં શ્લોકો અથવા વાક્યોનો અર્થ કરોઃ જાલકાએ જાણેલું....નહીં ઇચ્છું (પૃ.૪૦૮); ધસડાવાનું કહેવું.... બહાનું છે (પૃ.૪૦૯); આ દર્પણો....રન્ધ્રમાં (પૃ.૪૧૨); ઓહો ! પ્રેમ ! ... સૂઝે છે ! (પૃ.૪૧૯); પ્રેમની અમૂલ્ય કીર્તિ......રહેલી છે (પૃ.૪૨૧)

૧૯: નટવરે પોતાની શેઠાણીનું જે ચિત્ર પ્રદ્યુમ્ન આગળ દોર્યું તેનો ટૂંક સાર આપો. એ તમને વાસ્તવિક લાગે છે ? નહીં તો એમાં ક્યાં ક્યાં ઊણપ છે ? રક્ષાનું દંપતીજીવન સુખી છે કે નહીં, તેનો સ્પષ્ટ જવાબ નટવર કેમ આપી શકતો નથી? રક્ષા બહારના વ્યવસાયમાં આટલું બધું ચિત્ત પરોવવા માટે શા સારુ મથતી હતી ? એમાં એને કેટલે અંશે સફળતા મળી ? એણે જે છેવટનું પગલું ભર્યું તે વિશે તમારો શો અભિપ્રાય છે ? ' રક્ષા જેવી પ્રતિભાશાળી સ્ત્રીનો સમાજે ભોગ લીધો' એ કથન ઉપર ટીકા કરો. ત્રીજા પ્રવેશમાં નાટ્યકારે દોરેલા રક્ષાના ચિત્ર પર વિવેચન કરો. નીચેનાં વાક્યોનો અર્થ કરો : એ તો તારાઓ......તપે પણ છે (પૃ,૪૨૫); વસુંધરા તારી દૈવી શક્તિઓ....ફેરવી દઉં ! (પૃ. ૪૩૩); એમને શું ખબર... તોયે ટાઢો છે. (પૃ. ૪૩૮).

વિલાસે પોતાની જાતને ભૂત તરીકે કેમ જાહેર કરી ?
ાસ ને કુંજના સંવાદ પરથી કુંજનું પાત્રાલેખન કરો.
કાના વિશિષ્ટ લક્ષણો રેખાચિત્ર દ્વારા બહાર આણો.
નાં વાક્યો બરાબર સમજાવો : જ્યોતિનો ખરો....પડે
પૃ. ૪૪૬), આકાશમાં સૂર્ય... મારી જ્યોત ! (પૃ. ૪૪૭)
. કલંક ... શું કરશો ? (પૃ. ૪૪૭); મારા શરીરમાંથી
ેમ લાગે છે (પૃ.૪૫૧); રખડતો રવડતો,...ન મળશો !
૫૬).]

## વિદ્યાર્થીઓને છેવટના બે બોલ

માધ્યમિક શાળાનાં ત્રણ વર્ષોમાં ગૂજરાતી સાહિત્યનો . પ્રાથમિક ખ્યાલ આપવાનો મારો પ્રયાસ આથી ૂર્ણ થાય છે. આ ત્રણે પુસ્તકોમાં શાળામાં ચાલેલા સિવાયના પાઠો જો તમે સમજપૂર્વક વાંચ્યા હશે તો ા હેતુ પાર પડેલો માનીશ. બી. એ. સુધી ગૂજરાતી ા—સાહિત્યનો એક ફરજિયાત પ્રશ્નપત્ર આપવાની ાઈ વિદ્યાપીઠની યોજનાનો અમલ થતાં સાહિત્યસુકુરના વિભાગો શાળામાં શીખનાર વિદ્યાર્થી એને જરૂરી પ્રાથમિક તૈયારી કરી રહ્યો હશે એમ હું ધારું એ યોજના અમલમાં આવે કે નહીં પરંતુ શાળામાં . કરેલા પાયા પર શાળા છોડ્યા પછી આપણા ત્યના વધુ નિકટ પરિચયરૂપી ઈમારત તમે બાંધશો એવી ઉમેદ ને શ્રદ્ધા છે. સાહિત્યનો એ સહચાર તમને ત્યસેવા કરવા પ્રેરો ને તમે ભાવિ યુગના પ્રભાવશાળી ત્યકારો બનીને ગૂર્જરગિરાનું ગૌરવ સહસ્રધા વધારો !

૧૦૮

# લેખકોની આછી પિછાણ

[ અહીં આપેલી માહિતી દી. બ. કૃષ્ણલાલ ઝવેરીના ગૂજરાતી સાહિત્યના ઈતિહાસના બે ગ્રંથો–Milestones in Gujarati Literature—તેમજ ગૂજરાત વર્નાક્યુલર સોસાયેટી તરફથી બે વર્ષથી પ્રગટ થતા 'ગ્રંથ અને ગ્રંથકાર'ને આધારે લીધી છે; કેટલાક લેખકો સંબંધી જરૂરી માહિતી મળી શકી નથી તેમને અથવા તેમના મિત્રોને તે પૂરી પાડવા વિનતિ છે. ]

• • •

**અખો** [જન્મ: ૧૬૧૫; મરણ: ૧૬૭૫] સત્તરમી સદીનો તત્ત્વજ્ઞાની કવિ. અમદાવાદનો વતની. ધંધો સોનીનો. સગાંઓનું મરણ, સ્નેહી સંબંધીઓમાંય પ્રામાણિકતા ને વિશ્વાસની ખામી, ટંકશાળમાં ચાંદીમાં બીજી ધાતુ ભેળવવાનો આરોપ—આવા આવા બનાવોથી તેને વૈરાગ ઉત્પન્ન થયો. વૈષ્ણવ ગુરુઓએ તેને સંતોષ નહીં આપ્યો. આખરે એક સંન્યાસી પાસે છૂપી રીતે કાશીમાં તેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું. દુનિયાનો દંભ ખૂલ્લો કરવામાં ને લોકોને પ્રભુપ્રાપ્તિનો સાચો માર્ગ બતાવવામાં તેણે આ જ્ઞાનનો ઉપયોગ કર્યો. એના મુખ્ય ગ્રંથો: અખેગીતા ગુરુશિષ્ય સંવાદ, અનુભવબિંદુ, અને છપ્પાઓ.

**અમીદાસ કાણકિયા,** એમ એ. એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. હાલનો વ્યવસાય: શિક્ષકનો. પ્રસ્થાન, કૌમુદી, વગેરે સામયિકોમાં એમનાં છૂટાં કાવ્યો પ્રગટ થાય છે.

**અરદેશર ફરામજી ખબરદાર** [જન્મ: ૧૮૮૧] ગૂજરાતના ગણ્યાગાંઠ્યા પારસી કવિઓમાંના એક. મૂળ વતન: દમણ; ધંધાર્થે કાયમનું રહેઠાણ: મદ્રાસ. બાળપણથી કાવ્યો રચવાનો શોખ. ભાવનગરની સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના અધ્યક્ષ. ગઈ સાલ એમની પચાસમી જન્મતિથિ ગૂજરાતીઓએ ઠેરઠેર ઊજવી. એમના મુખ્ય ગ્રંથો : કાવ્ય

રસિકા; વિલાસિકા; પ્રકાશિકા; ભારતનો ટંકાર; સંદેશિકા; કલિકા; ભજનિકા; દર્શનિકા.

**આનંદશંકર બાપુભાઈ ધ્રુવ** એમ. એ., એલએલ. બી.; બનારસ હિંદુ યુનિવર્સીટીના આચાર્ય ને પ્રો–વાઈસ-ચાન્સેલર. [જન્મ: ૧૮૬૯] મૂળ વતન: અમદાવાદ; હાલ, બનારસ. સંસ્કૃતના ખાસ અભ્યાસી. ઈ. સ. ૧૮૯૩થી સરકારી નોકરીમાં, સંસ્કૃતના અધ્યાપક તરીકે; ૧૯૨૦માં હિન્દુ યુનિવર્સીટીના આચાર્ય તરીકે પસંદગી. ૧૯૨૦ની અમદાવાદની સાહિત્ય પરિષદની સન્માન-કારિણી સમિતિના અધ્યક્ષ; ૧૯૨૮ની નડિયાદ સાહિત્ય પરિષદના પ્રમુખ. વસન્ત માસિકના એક સ્થાપક અને લાંબા સમય સુધી તંત્રી. એમના મુખ્ય ગ્રંથો : ધર્મ વર્ણન; આપણો ધર્મ; નીતિશિક્ષણ.

**ઈન્દુલાલ ગાંધી** [જન્મ : ૧૯૦૫] એમનાં છૂટાં કાવ્યો ખાસ કરીને કુમાર, કૌમુદીમાં પ્રગટ થાય છે. એમનું 'તેજરેખા' નામનું ખંડકાવ્ય આકર્ષક છે.

**કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા** [જન્મ ઇ. સ. ૧૮૯૦] વતન: સૂરત જીલ્લો. ધંધો: પહેલાં શિક્ષક ને પાટીદાર આશ્રમના ગૃહપતિ; પછીથી, દેશસેવા. મુખ્ય ગ્રંથો: ગોપકાવ્યો; ટૂંકી વાર્તાઓ; હૃદય-મંથન, વગેરે.

**કનૈયાલાલ માણેકલાલ મુનશી,** બી. એ., એલ એલ. બી., એડવોકેટ. [જન્મ: ૧૮૮૭] મૂળ વતન: ભરુચ; ધંધાર્થે મુંબાઈ. ૧૯૧૩માં એડવોકેટ થઇ વકીલાત શરૂ કરી. ગૂજરાતના જાણીતા નવલકથાકાર, નાટ્યકાર, નિબંધકાર, ને સફળ વક્તા. ૧૯૨૨માં, સાહિત્ય સંસદ સ્થાપી પોતાને તંત્રીપદે 'ગુજરાત' માસિક પ્રગટ કરવા

માંડયું. ૧૯૨૮ ની સાહિત્ય પરિષદનું સુકાન પોતાના હાથમાં લીધું. વિદ્યાપીઠની સેનેટ ને સિન્ડિકેટ અને ધારાસભાના અગ્રણી સભ્ય. ૧૯૨૭ના અરસામાં પ્રણાલિકા ભંગ કરીને એમણે શ્રીમતી લીલાવતી શેઠ જોડે વિધવાવિવાહ કર્યો. ૧૯૩૦ ને '૩૨માં રાજકીય ચળવળમાં ભાગ લેવાને વકીલાત છોડી દીધી. એમના મુખ્ય ગ્રંથો: મારી કમલા ને બીજી વાતો; વેરની વસુલાત; પાટણની પ્રભુતા; ગૂજરાતનો નાથ; રાજાધિરાજ; પૃથિવીવલ્લભ; કોનો વાંક; સ્વપ્નદ્દષ્ટા; ભગવાન કૌટિલ્ય; કાકાની શશી; ધ્રુવસ્વામિની દેવી; કેટલાક લેખો.

**કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી** [જન્મ: ઈ. સ. ૧૯૧૧] મૂળ વતન: ભાવનગર. ગૂજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ. એમની કૃતિઓ: વડલો; છૂટાં કાવ્યો, ખાસ કરીને સ્વદેશસેવાનાં, કુમાર ને બીજા માસિકોમાં છપાય છે.

**કેશવલાલ હ. શેઠ** [જન્મ: ઈ. સ. ૧૮૮૮] મૂળ વતન: ઉમરેઠ; ધંધાર્થે: અમદાવાદ. ખડાયતા મુદ્રણાલયના માલિક. 'ગુજરાતી પંચ' ને 'પ્રજાબંધુ' ના કેટલોક સમય સુધી નિયમિત લેખક. મુખ્ય ગ્રંથો: અંજલિ; રાસમંજરી; ફૂલછાબ.

**ગજેન્દ્રરાય ગુલાબરાય બુચ** એમ. એ. [જન્મ: ૧૯૦૨; મરણ: ૧૯૨૭] મૂળ વતન ગોંડળ. જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષ સૂરત કોલેજમાં અંગ્રેજીના અધ્યાપક. અંગ્રેજી, સંસ્કૃત અને ગૂજરાતી સાહિત્યનો એમનો અભ્યાસ ઘણો ઊંડો હતો. પ્રતિભાશાળી વક્તા; સમર્થ વિચારક; આશાજનક સાહિત્યકાર. પચીસ વર્ષની વયે અકાળ અવસાન. એમનાં કાવ્યો, પત્રો, લેખો ઈ. નો સંગ્રહ—ગજેન્દ્ર મૌક્તિકો—અ. રમણલાલ યાજ્ઞિકે એમના મરણ બાદ પ્રગટ કર્યો છે.

**ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી**, બી. એ., એલ એલ. બી. [જન્મ: ૧૮૮૫; મરણ: ૧૯૦૭ નડિયાદના મૂળ વતની.

મુંબઈની વરિષ્ટ અદાલતના એક કુશળ ધારાશાસ્ત્રી. મુખ્યત્વે નવલકથાકાર; કવિ, વિવેચક ને વિચારક પણ ખરા. આપણા સાહિત્યમાં એમનો સૌથી વિશેષ ફાળો એમની શકવર્તી નવલકથા—સરસ્વતીચન્દ્ર—ના ચાર ગ્રંથો. એમની બીજી કૃતિઓ: સ્નેહમુદ્રા; લીલાવતી જીવનકલા; દયારામનો અક્ષરદેહ.

**ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી [ધૂમકેતુ]** બી. એ. [જન્મ: ૧૮૯૨] ગોંડળના મૂળ વતની. હાલનું રહેઠાણ, અમદાવાદ. સ્વતંત્ર નવલિકાના લેખક તરીકે એમણે સારી ખ્યાતિ મેળવી છે. તે ઉપરાંત નવલકથાઓ પણ તેમણે રચી છે. તેઓ ખાનગી શિક્ષકનું કામ કરતા હોવાથી અભ્યાસ માટે વખત ફાજલ પાડી શકે છે, ને તેનો ઉપયોગ નવું સાહિત્ય સર્જવામાં સરસ રીતે કરે છે. એક મૌલિક વિચારક તરીકે પણ તેમણે સારું નામ કાઢ્યું છે. એમના ગ્રંથો: તણખા—બે મંડળો, રાજમુગટ; પૃથ્વીશ, પડઘા, પડછાયા.

**ચન્દ્રવદન ચીમનલાલ મ્હેતા**, બી. એ. [જન્મ: ૧૯૦૧] મૂળ વતન: સૂરત. એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ. નાટક ને રંગભૂમિનો ખાસ અભ્યાસ ને તે સુધારવાનો ધૂંકળી પ્રયાસ. સૉનેટનું રૂપ તેમણે સિદ્ધહસ્ત કર્યું છે. બીજી કવિતા પણ સરળ ને ભાવવાહી છે. એમની કૃતિ: યમલ. કાવ્યો, નાટકો. વ. સામયિકોમાં પ્રગટ થાય છે.

**ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ** [જન્મ ૧૯૦૧] મૂળ વતન: ગોધરા. અસહકારના સમયથી સરકારી કોલેજ છોડી વિદ્યાપીઠમાં જોડાયા. ઇતિહાસ એમનો પ્રિય વિષય, એમના ગ્રંથો: સીતાહરણ; ચીનનો અવાજ.

**જન્મશંકર મહાશંકર બુચ** [લલિત] [જન્મ: ૧૮૭૭] જૂનાગઢના મૂળ વતની. ગોંડળ, વડોદરા, વ. સ્થળે નોકરી

અર્થે ફરીને ૧૯૨૧ થી મુંબાઈની રાષ્ટ્રીય મહાવિદ્યાલયના ગૂજરાતી સાહિત્યના અધ્યાપક તરીકે મુંબાઈ વસેલા. એમનાં ગ્રંથો: લલિતનાં કાવ્યો; વડોદરાને વડલે.

**જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ**, એમ. એ. [જન્મ: ૧૮૮૧] મૂળ વતન: ખેડા જિલ્લામાં ડાસરા. રહેઠાણ: અમદાવાદ. ૧૯૨૦ થી સાર્વજનિક એડ્યુકેશન સોસાયેટીના આજીવન સ્વયંસેવક ને સૂરત કોલેજમાં ગૂજરાતીના અધ્યાપક. સનાતન ધર્મની પ્રવૃત્તિમાં તેઓ ખાસ રસ લે છે. એમના ગ્રંથો: થોડાંક છૂટાં ફૂલ; ઝરણાં ટાઢાં ને ઊન્હાં; પોયણાં.

**જીવાભાઇ અમીચંદ પટેલ** [જન્મ; ૧૮૭૮; મરણ: ૧૯૦૮]

**ઝવેરચંદ કાળીદાસ મેઘાણી**, બી. એ. [જન્મ: ૧૮૯૭] ચાલુ વ્યવસાય પત્રકારિત્વ અને ગ્રંથલેખન. અભ્યાસનો પ્રિય વિષય: લોકસાહિત્ય. એમણે કાઠિયાવાડના લોકસાહિત્યનું સંશોધન કરવામાં, તે પ્રગટ કરવામાં, ને મધુર, બુલંદ અવાજે લોકપ્રિય કરવામાં અથાગ પરિશ્રમ લીધો છે. એમણે સંપાદિત કરેલા ગ્રંથો: સૌરાષ્ટ્રની રસધાર—ચાર ભાગ; રઢિયાળી રાત—ત્રણ ભાગ; સોરઠી બહારવટિયા; દાદાજીની વાતો, વગેરે.

**ઝીણાભાઈ રતનજી દેસાઈ** [**સ્નેહરશ્મિ**] [જન્મ: ૧૯૦૩] સૂરત જિલ્લાના મૂળ વતની. એક વખતે ગૂજરાત વિદ્યાપીઠના રાજકારણના અધ્યાપક. અંગ્રેજી ને ગૂજરાતી સાહિત્યનો સારો અભ્યાસ. એમના કાવ્યોનો સંગ્રહ —અર્ઘ્ય—તૈયાર થાય છે.

**ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ** [જન્મ: ૧૮૮૮] હાલનો વ્યવસાય શિક્ષકનો. કવિતા માટે નૈસર્ગિક પ્રીતિ; મનોહર પ્રકૃતિનાં વિવિધ દૃશ્યો અવલોકીને કાવ્યમાં ઉતારનાર. એમનાં કાવ્યો બાળકોને ખૂબ આનંદ આપે છે. એમની કૃતિઓ: નવાગીતો—બે ભાગો; બે દેશગીતો.

ન્યાતના હોવા છતાં ધર્મની બાબતમાં એઓ સર્વ કોમને સમાન ગણીને માન આપતા. એમની કવિતામાં કૃષ્ણ જીવન-ચરિત્ર, તત્વજ્ઞાન ને ભક્તિપરાયણતા મોટે ભાગે નજરે પડે છે.

**નરહરિ દ્વારકાદાસ પરીખ** બી. એ., એલ એલ. બી. [જન્મ: ૧૮૯૧] વતન: અમદાવાદ. એમના પ્રિય વિષયો ગૂજરાતી સાહિત્ય, ઇતિહાસ, સંપત્તિશાસ્ત્ર. વ્યવસાય: ૧૯૧૭ પહેલાં વકીલાત, પછી દેશસેવા–ગ્રામપ્રવૃત્તિ. એમના ગ્રંથો આટલું તો જાણજો, ૧–૨; પૂર્વરંગ–કાકા કાલેલકર સાથે. વિદ્યાપીઠનો જોડણીકોશ તૈયાર કરવામાં તેમનો સરસ ફાળો.

**નર્મદાશંકર લાલશંકર દવે** [જન્મ: ૧૮૩૩; મરણ: ૧૮૮૬] આધુનિક યુગના આદ્ય કવિ; દલપતરામના સમકાલીન. મૂળ વતન: સૂરત. રહેઠાણ: સૂરત; મુંબાઈ. વ્યવસાય: શરૂઆતમાં શિક્ષક, પછી ઇતર નોકરી, પછી સાહિત્યસેવા. જીવનના પૂર્વાર્ધમાં પ્રખર સમાજસુધારક; એને અંગે 'ડાંડિયો' નામનું પત્ર થોડો વખત ચલાવેલું. પાછળથી એમણે જાહેર રીતે સુધારાનો પક્ષ છોડ્યો ને પોતાના વિચારો ધર્મવિચાર નામના પુસ્તકમાં પ્રગટ કર્યા; પૌરાણિક કથા કોશ, ગૂજરાતી શબ્દકોશ, વ. ક્ષેત્રોમાં એમણે એકલે હાથે અચંબો પમાડે એવું આદિકાર્ય કર્યું હતું. વળી તેઓએ ગૂજરાતી ગદ્યમાં રૂઢ ને સરળ છતાં અસરકારક બનાવવામાં સારો ફાળો આપ્યો હતો. એમના ગ્રંથો: નર્મકવિતા; નર્મગદ્ય; નર્મકોશ; નર્મકથાકોશ; ધર્મ વિચાર.

**નર્મદાશંકર બાલાશંકર પંડ્યા** બી. એ. [જન્મ: ૧૮૯૩] મૂળ વતની રાજપીપળા–નાંદોદ. વ્યવસાય: શિક્ષકનો; પાછળથી દેશ સેવાનો. અભ્યાસનો ખાસ વિષય: વૈષ્ણવ સાહિત્ય–ખાસ કરીને ચૈતન્ય સંપ્રદાયનું. બંગાળી–અંગ્રેજી પરથી એમણે કેટલાક ધાર્મિક ને નવલકથાના ગ્રંથોનો ગૂજરાતી અનુવાદ કર્યો છે.

**નવલરામ લક્ષ્મીરામ પંડયા** [જન્મ: ૧૮૩૬;મરણ: ૧૮૮૮] ગૂજરાતના આદ્યવિવેચક. કવિ નર્મદના સમકાલીન. મૂળ વતન સૂરત. ધંધો: સરકારી નોકરી, શિક્ષકની. તે સમયના સૌથી ઉત્તમ ગદ્યકાર. ગૂજરાત શાળાપત્રના તંત્રી. ગૂજરાતી પુસ્તકોની તટસ્થ સમાલોચના કરવાનું એમણે શરૂ કર્યું. એમણે એક સ્વતંત્ર નાટક—વીરમતી—અને એક ફ્રેંચ નાટકનો અનુવાદ—ભટનું ભોપાળું—રચ્યાં છે. એમના લેખો વ.નો સંગ્રહ નવલગ્રંથાવલિમાં કરવામાં આવ્યો છે.

**નાનાલાલ દલપતરામ કવિ** એમ. એ. [જન્મ: ૧૮૭૭] ગૂજરાતના જાણીતા કવિ દલપતરામના ચોથા પુત્ર. ૧૯૦૨થી સરકારી નોકરીમાં જોડાયા; ૧૯૦૪થી રાજકુમાર કોલેજ, રાજકોટમાં, અધ્યાપક; ૧૯૧૯માં એજન્સી એડ્યુકેશન ઑફિસર; ૧૯૨૧માં દેશસેવા કરવાની ઇચ્છાથી પ્રેરાઈ નોકરીનું રાજીનામું આપ્યું. આધુનિક યુગના અત્યંત લોકપ્રિય કવિ. એમનું આકાશગામી આદર્શોવાળું સાહિત્ય યુવકોમાં પ્રિય થઈ પડયું છે. એમના મધુર, સંગીતમય રાસોએ ગૂજરાતના સ્ત્રી વર્ગને મુગ્ધ કરી મૂકયો છે. ગૂજરાતીમાં ડોલન શૈલી દાખલ કરનાર તેઓ છે. ૧૯૨૭માં એમની પચાસમી જન્મતિથિ ગૂજરાતના મુખ્યનગરોમાં ભારે ઉત્સાહથી ઉજવાઈ. એમના મહત્વના ગ્રંથો: કેટલાંક કાવ્યો—૧, ૨; વસન્તોત્સવ; ઇન્દુકુમાર; નાના નાના રાસ—૧, ૨; જયાજયન્ત, સાહિત્યમંથન; સંસારમંથન; વિશ્વગીતા.

**પ્રીતમ** [જન્મ: ૧૭૩૦; મરણ ?] અઢારમી સદીનો ભક્ત કવિ. દુઃખી સંસારમાંથી ચિત્ત ખસેડીને તેણે તે કૃષ્ણભક્તિમાં પોરવ્યું. જ્ઞાન અને વૈરાગ્યનાં સુંદર પદો એણે લખ્યાં છે.

**પ્રેમાનંદ** [જન્મ: ૧૬૩૬; મરણ: ૧૭૩૪] સત્તરમી સદીનો મહાન ભાષાભકત કવિ. મૂળવતની વડોદરાનો; ધંધાથે રહેઠાણ:

સૂરત, વડોદરા, નંદરબાર. ધંધો: માંણભટનો. શ્રોતાઓનું મનરંજન કરવા માટે સંસ્કૃત ગ્રંથોને આધારે પોતાની કથા માટે પૌરાણિક આખ્યાનો રચવા માંડયાં. એના કાર્યમાં એને ભારે સફળતા મળી. મુખ્ય ગ્રંથો: ઓખાહરણ; ચન્દ્રહાસ-આખ્યાન; અભિમન્યુઆખ્યાન; રણયજ્ઞ; નળાખ્યાન; દશમસ્કંધ; સામળશાનો વિવાહ; મામેરું; સુદામા ચરિત્ર.

**બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા** બી. એ , એલ એલ. બી. [જન્મ: ૧૮૯૯] મૂળ વતન સૂરત; અભ્યાસ ને ધંધાને લીધે રોકાણ થોડો સમય અમદાવાદ ને મુંબઈ. વ્યવસાય: ૧૯૨૩થી '૨૬, સરકારી નોકરી; પછી વકીલાત. બી. એ. થયા પછી સાહિત્યપ્રવૃત્તિની શરૂઆત; 'ચેતન' માસિકના તંત્રી; 'સુદર્શન' સાપ્તાહિકના તંત્રી; ટૂંકી વાર્તાઓ, . વિવેચનના રસિક લેખો ને એકાંકી નાટકો અવારનવાર સામયિકોમાં પ્રગટ થતા. હાલ તેમણે સાહિત્યને વિશે સંન્યાસ ગ્રહણ કર્યો છે. એમના ગ્રંથો: રસગીતો; વાતોનું વન; મત્સ્યગંધા અને બીજાં નાટકો; માલાદેવી અને બીજાં નાટકો.

**બચુભાઈ પોપટભાઈ રાવત:** મૂળ વતન: અમદાવાદ; કેટલીક પેઢીથી નોકરીને કારણે વસવાટ અને ઉછેર ગોંડળમાં. એમના પ્રિય વિષયો: મુદ્રણકલા અને પત્રકારિત્વ. 'કુમાર' માસિકમાં સહતંત્રી; કુમાર કાર્યાલયના મુખ્ય સંચાલક. આ સંસ્થાદ્વારા એમણે ગ્રંથપ્રકાશનનો આદર્શ બીજા મુદ્રકો સારુ સફળતાથી રજૂ કર્યો છે.

**બળવંતરાય કલ્યાણરાય ઠાકોર** બી. એ [જન્મ: ૧૮૬૯] મૂળ વતન: ભરૂચ. નાતે બ્રહ્મક્ષત્રીય. ધંધો: ૧૮૮૯થી સરકારી નોકરી. ૧૯૦૪-૦૬ રાજકુમાર કૉલેજને [illegible] નોકરી [illegible] આપી. ૧૯૧૪ થી પૂનાની ડેક્કન કૉલેજમાં [illegible] ને અર્થશાસ્ત્રના અધ્યાપક; ૧૯૨૪ માં

સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા. ઈતિહાસ અને સાહિત્ય એમના પ્રિય વિષયો છે. એમણે કાવ્યો, નવલિકાઓ, ને નાટક રચ્યાં છે; તેવી જ રીતે વિવેચનના ગ્રંથો પણ લખ્યા છે. રાજકોટની ત્રીજી સાહિત્ય પરિષદ સફળતાથી ભરવામાં તેમનો ફાળો આગળ પડતો હતો. ત્યારપછી પણ સાહિત્ય પરિષદનું કાર્ય લોકપ્રિય ને ઉપયોગી બનાવવાનો પ્રયાસ તેમણે ચાલુ રાખ્યો છે. એમના મુખ્ય ગ્રંથો: ભણકાર–૧,૨; દર્શનિયું; ઊગતી જુવાની; અંબાલાલભાઈ; લિરિક; કવિતા શિક્ષણ; આપણી કવિતાસમૃદ્ધિ.

**ભાલણ** [જન્મ: ૧૪૩૯; મરણ: ૧૫૩૯] મૂળ વતન: પાટણ. સંસ્કૃતનો અભ્યાસ આ યુગમાં ફરીથી શરૂ થયો: એટલે ભાલણે સંસ્કૃતમાંથી ગૂજરાતીમાં ભાષાંતરો કરવા માંડયાં. બાણની કાદંબરીનો ગૂજરાતીમાં અનુવાદ કરીને ભાલણે ધાર્મિક સાહિત્યનો ચીલો છોડવામાં પહેલ કરી.

**ભોજો** [જન્મ: આશરે ૧૭૮૫; મરણ: ૧૮૫૦] જ્ઞાતે પાટિદાર; વતન કાઠિયાવાડ. તે બાળપણથી સાધુજીવન ગાળતો. એક સાધુએ ભક્તિનો માર્ગ સમજાવ્યા પછી ને જાતે સાધુમાં ખપવા લાગ્યો. તે વખતના સમાજની ને ધર્મની દુષ્ટ પ્રથાઓ ઉપર તેણે પોતાના પદોમાં સખત ચાબખા માર્યા છે. આથી ભોજાભક્તના ચાબખા વખણાય છે.

**મણિલાલ નભુભાઈ દ્વિવેદી** બી. એ. [જન્મ: ૧૮૫૮; મરણ: ૧૮૯૮] મૂળવતન: નડિયાદ. એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ પૂરો કરી કેળવણીખાતામાં જોડાયા. ગૂજરાતી શાળાઓના ડેપ્યુટી ઈન્સ્પેકટર અને ભાવનગરની શામળદાસ કોલેજના સંસ્કૃતના અધ્યાપક. તત્ત્વચિંતન એમનો પ્રિય વિષય. આર્યસંસ્કાર અને ભાવનાના તેઓ ખાસ હિમાયતી હતા.

**મણિશંકર રત્નજી ભટ્ટ [કાન્ત]** બી. એ. [જન્મઃ ૧૮૬૭; મરણ: ૧૯૨૩] એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારથી કવિતા માટે ખાસ શોખ; નાનપણથી તેઓ કવિતા રચતા, ખંડકાવ્યો લખવામાં એમને સારી ફતેહ મળી છે. 'વસંતવિજય' નામના કાવ્યે એમનું નામ સારા કવિઓની પંક્તિમાં મૂકી દીધું છે. ધર્મ સંબંધી એમના વિચારો કદી દૃઢ થઈ શક્યા નહોતા. એકવાર તો થોડા સમય માટે એમણે ખ્રિસ્તી ધર્મ અંગીકાર પણ કરેલો. એમના કાવ્યોનો સંગ્રહ 'પૂર્વાલાપ' નામે પ્રગટ થયો છે. એમના મરણ બાદ એમના મિત્ર પ્રો. બળવંતરાય ઠાકોરે એક સ્મારક ગ્રંથ પણ છપાવ્યો હતો.

**વિજયરાય કલ્યાણરાય વૈદ્ય**, બી. એ. [જન્મ: ૧૮૯૭] મૂળ વતનઃ ભાવનગર. કોલેજ શિક્ષણ પૂરું કરીને શ્રી. બટુભાઈ જોડે 'ચેતન' માસિક ચલાવ્યું બીજાં સામયિકોમાં ય લેખો લખવા માંડયા. અંગ્રેજી, સંસ્કૃત ને ગૂજરાતી સાહિત્યનો ઊંડો અભ્યાસ. શ્રી. મુનશીના ગૂજરાત માસિકના ઉપતંત્રી; ૧૯૨૪થી પોતાને સ્વતંત્ર તંત્રીપદે કૌમુદી નામનું ત્રિમાસિક પ્રગટ કરવા માંડ્યું. ગૂજરાતના અગ્રગણ્ય વિવેચકોની પંક્તિમાં તેમની ગણના. ૧૯૩૦ થી એ પત્રને માસિકના રૂપમાં ફેરવ્યું. એમનું પુસ્તકઃ પ્રભાતના રંગ.

**મનઃસુખલાલ મગનલાલ ઝવેરી** [જન્મઃ ૧૯૦૭] મૂળ વતન જામનગર એમના ગ્રંથો: સ્મૃતિભ્રંશ યાને શાપિત શકુન્તલા; ચન્દ્રદૂત. એમનાં છૂટાં કાવ્યો સામયિકોમાં પ્રગટ થાય છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી** [જન્મ ૧૮૬૯] મૂળ વતનઃ પોરબંદર. ત્યાં આઠ પેઢીથી એમના વડિલોની દિવાનગીરી. એમના પિતા નિસ્પૃહી, કર્તવ્યનિષ્ઠ અને એક ખરાબોલા મુત્સદ્દી.

ગાંધીજીમાં આ રાજકારણસંસ્કાર વિકાસ પામ્યા છે. પ્રારંભિક શિક્ષણ લઈને બૅરિસ્ટર થવા તેઓ વિલાયત ગયા ત્યાંથી પાછા ફરતાં રાજકોટ, મુંબાઈ, વકીલાત કરવા માંડી. એક મોટો કેસ મળતાં તેઓ દક્ષિણ આફ્રિકા ગયા ને ત્યાં વસતા હિન્દીઓના હકોના રક્ષણને માટે સત્યાગ્રહની ચળવળ શરૂ કરી. ૧૯૧૩–૧૪માં ત્યાંથી પાછાં ફરતાં તેમણે અમદાવાદમાં સાબરમતી આશ્રમ કાઢીને પોતાનો બધો સમય દેશસેવામાં ગાળવા નિશ્ચય કર્યો. ભાષાપ્રેમ, સાદી છતાં શુદ્ધ ભાષા માટેનો આગ્રહ, જોડણીના ક્ષેત્રમાંની અરાજકતા દૂર કરવાનો પ્રયાસ, ને માતૃભાષાની હિમાયત—આ બધાં વડે નવા સાહિત્યના સર્જનથી થઈ શકે તેથી વિશેષ સાહિત્ય સેવા તેમણે કરી છે. એક વખત એવો હતો કે જ્યારે એમનું નવજીવન ઘેરઘેર વંચાતું ને ગૂજરાતી ભાષાની ત્યાર સુધી ગૂઢ રહેલી શક્યતાઓ નજરે પડતાં લોકો વિસ્મય પામતા. એમના ગ્રંથો: આત્મકથા–બે ભાગ; હિન્દ સ્વરાજ્ય; દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ–બે ભાગ; નીતિ નાશને માર્ગે.

**મીરાંબાઈ** [જન્મ: ૧૪૦૩; મરણ ૧૪૭૦] જીવન સંબંધી માહિતીનો અભાવ; પરિણામે કાળનિર્ણય ને ઉપયોગી પ્રસંગો વિશે મતભેદ. નવા મત પ્રમાણે તેમનું લગ્ન બાબર સામે ટક્કર ઝીલનાર રાણા સંગના પુત્ર યુવરાજ ભોજ સાથે થએલું. રાણાની હયાતી દરમિયાન યુવરાજ દેવલોક પામ્યા, ને મીરાંબાઈ વિધવા થઇ. તેમણે કૃષ્ણભક્તિમાં પોતાનું જીવન વ્યતિત કરવાનો નિશ્ચય કર્યો. આ વલણ એના દિયેરને પસંદ ન પડતાં એણે મીરાંબાઈને ખૂબ ત્રાસ આપ્યો જેથી તે મેવાડ છોડીને દ્વારિકા આવીને વસી: ને ગૂજરાતની આદ્ય સ્ત્રીકવિની માનભરી પદવી પ્રાપ્ત કરી.

**રમણભાઈ મહીપતરામ નીલકંઠ,** બી. એ., એલ એલ. બી. [જન્મ: ૧૮૬૮; મરણ: ૧૯૨૮] એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ પૂરો કરી પોતાના વતન અમદાવાદમાં વકીલાત શરૂ કરી. કવિતા ને વિવેચન એમને શરૂઆતથી પ્રિય હતાં. સમાજસુધારાના તેમાં મહાન હિમાયતી હતા. નૈસર્ગિક વિનોદ ને કટાક્ષની વૃત્તિનો તેમાં ફાળો. તેમાં નડિયાદની બીજી સંસારસુધારા પરિષદના પ્રમુખ; મુંબાઈની આઠમી સાહિત્ય પરિષદના પ્રમુખ. એમના ગ્રંથો: કવિતા અને સાહિત્ય; ભદ્રંભદ્ર; રાઈનો પર્વત; હાસ્યમંદિર.

**રમણલાલ વસંતલાલ દેસાઈ** બી. એ., એલ એલ બી. [જન્મ: ૧૮૯૨] વડોદરા રાજ્યના વતની; હાલ વડોદરાના નવસારી પ્રાંતના વહીવટદાર. ૧૯૧૭થી માસિકોમાં લેખો પ્રગટ કરાવવા માંડયા. નાટયકાર ને નવલકથાકાર તરીકે તેઓ જાણીતા થયા છે, એમના ગ્રંથો: સંયુક્તા; શંકિતહૃદય; મહારાણા પ્રતાપ; પાવાગઢ; જયંત; શિરીષ; કોકિલા; હૃદયનાથ; સ્નેહયજ્ઞ; દિવ્યચક્ષુ.

**રવિશંકર સંતોષરામ ભટ્ટ** : હાલ તેઓ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા છે.

**રામનારાયણ વિશ્વનાથ પાઠક:** એમ. એ., એલ એલ. બી. [જન્મ: ૧૮૮૭] ૧૯૦૮ માં બી. એ.માં પ્રથમ વર્ગમાં; પાસ થયા. વિલ્સન કોલેજમાં ફેલો; ત્યાં સંસ્કૃત શીખવવાનું કાર્ય કર્યું. એલએલ. બી. થયા પછી વકીલાત શરૂ કરી. સાહિત્ય ને સમાજ સેવા માટે ખાસ શોખ. અસહકાર વખતે તેઓ ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા ને ત્યારપછી સાહિત્યપ્રવૃત્તિ ખૂબ વધારી. હાલ ઉચ્ચ કોટિનું સાહિત્ય પૂરું પાડતા 'પ્રસ્થાન' માસિકના તંત્રી

એમના મુખ્ય ગ્રંથો: કાવ્ય સમુચ્ચય, ભા. ૧–૨; કાવ્ય પરિચય, ભા. ૧–૨; દ્વિરેફની વાતો; સ્વૈરવિહાર.

**લીલાવતી મુનશી** [જન્મ: ૧૮૯૯] મૂળ વતન: અમદાવાદ. અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યનો ઘેર અભ્યાસ કરેલો. ૧૯૧૩માં પ્રથમ લગ્ન; મુખ્ય વ્યવસાય: અભ્યાસ. સ્ત્રીસ્વાતંત્ર્યની ધીકતી ભાવના. એમના પતિના અવસાન પછી એમણે ટૂંક સમયમાં જાણીતા સાહિત્યકાર શ્રીયુત કનૈયાલાલ મુનશી સાથે, સમાજનિંદાની પરવા કર્યા વિના, પુનર્લગ્ન કર્યું. ૧૯૩૦થી દેશસેવાના કાર્યમાં સક્રિય ફાળો આપવા માંડયો. એમના ગ્રંથો: રેખા ચિત્રો અને બીજા લેખો; કુમારદેવી; એ ઉપરાંત પ્રવાસવર્ણનના, તેમજ સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવનાવાળા લેખો ને ટૂંકી વાર્તાઓ સામયિકોમાં પ્રગટ થાય છે;

**સામળભટ** [જન્મ: આશરે ૧૬૪૦; મરણ: આશરે ૧૭૩૦] અમદાવાદ જીલ્લાનો વતની. ગરીબ છતાં ટેકીલો હોવાથી એણે કોઈ રાજાનો આશ્રય સ્વીકાર્યો નહીં. કોઈ બોલાવે નહીં ત્યાં સુધી કોઈને ત્યાં ન જવાની તેની પ્રતિજ્ઞા. માતર તાલુકાના એક પટેલ રખીદાસે તેને બોલાવી તેના જીવન-નિર્વાહ માટે કાયમની વ્યવસ્થા કરી, છતાં એણે એમના ગુણગાન કદી કર્યાં નહોતા. પ્રેમાનંદ કરતાં એની સાહિત્ય પ્રવૃત્તિ જુદા પ્રકારની હતી. એણે સ્વતંત્ર સામાજિક વાર્તાઓ લખી છે. બોધ આપવા ઉપરાંત એણે પોતાની વાર્તાઓમાં પોતાના સમયથી આગળ જઈને સમાજ સુધારાના આદર્શો રજૂ કર્યા છે. એ પોતાના છાપાઓ માટે જાણીતો છે. એના મુખ્ય ગ્રંથો: બત્રીશ પૂતળી; સૂડાબોતેરી; અંગદવિષ્ટિ; પદ્માવતી; મદનમોહના.

**સુરસિંહજી ગોહેલ [કલાપી]** [જન્મ: ૧૮૭૪; મરણ: ૧૯૦૦] ગુજરાતના એક જાણીતા રાજકવિ. લાઠી સંસ્થાનના ઠાકોર સાહેબ; રાજકુમાર કૉલેજમાં અભ્યાસ; હિન્દનો, ખાસ કરીને કાશ્મીરનો પ્રવાસ. ૧૮૯૫માં રાજ્યની કુલ સત્તા એમને સોંપવામાં આવી. એમનું લગ્ન રમાબાઈ સાથે થયું હતું. એમનું દંપતીજીવન સુખી હતું. લગ્ન પછી થોડા સમયમાં એમનું હૃદય રાણીની દાસી શોભનાએ જીતી લીધું. એ પ્રેમનો જુસ્સો તેઓ દબાવી શકયા નહીં. તે તેમણે જાહેર રીતે સ્વીકાર્યો, ને ૧૮૯૮ માં તેની સાથે લગ્ન કર્યું. આ પ્રસંગ એમણે પોતે હૃદયત્રિપુટીના કાવ્યમાં થોડેવત્તે અંશે આલેખ્યો છે. એમની કવિતા સરળ ને હૃદયંગમ છે. એમના મિત્ર રા૦ મણિશંકર ભટે એમની કવિતાનો સંગ્રહ 'કલાપીના કેકારવ'ને નામે પ્રગટ કર્યો.

**સુંદરજી ગો. બેટાઈ**, બી. એ. [જન્મ: ૧૯૦૪] મુંબાઈમાં એલ્ફિન્સ્ટન• કૉલેજમાં અભ્યાસ પૂરો કરી હાલ 'હિન્દુસ્થાન પ્રજામિત્ર'ની ઓફિસમાં તેમજ ગૂજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં (શિક્ષક તરીકે) કામ કરે છે. કૌમુદી, પ્રસ્થાન વગેરે સામયિકામાં એમના કાવ્યો છપાય છે.

**હરિલાલ હર્ષદરાય ધ્રુવ**, બી.એ., એલએલ. બી., પી.એચ.ડી. [જન્મ: ૧૮૫૬; મરણ: ૧૮૯૬] સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનું ઊંડું જ્ઞાન; ૧૮૮૯ માં સ્ટોકહોમમાં મળેલી ઓરીએન્ટલ કોન્ગ્રેસમાં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો. તેઓ તાંબાપત્રો અને શિલાલેખોમાં ખાસ રસ લેતા. એમણે કેટલાક સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર કરવા ઉપરાંત સ્વતંત્ર કાવ્યો ને નિબંધો પણ લખ્યાં છે. એમનો ગ્રંથ: કુંજવિહાર.

**હરિહર પ્રાણશંકર ભટ** [જન્મ., ૧૮૯૫] હાલ વતન: અમદાવાદ.

## પૌરાણિક ને ઇતર વ્યક્તિઓ વિશે ટૂંક માહિતી આપતો

# કથાકોશ

[નોંધ: પૌરાણિક પાત્રો વિશે વધુ માહિતી મેળવવી હોય તો જુઓ: નર્મકથાકોશ અને ગૂ. વ. સોસાયટીએ પ્રગટ કરેલો પૌરાણિક કથાકોશ, ૧–૫.]

**અશ્વત્થામા** ગુરુ દ્રોણાચાર્યના પુત્ર; એ વેદશાસ્ત્રની સાથે ધનુર્વિદ્યા ભણ્યા હતા. 'અશ્વત્થામા' હણાયાના અર્ધસત્ય સમાચાર યુધિષ્ઠિર પાસે સાંભળીને એના પિતાએ આયુધો મૂક્યાં; ને પછી તેઓ હણાયા. મહાભારત યુદ્ધના અંત સુધી અશ્વત્થામાએ અતુલ પરાક્રમ બતાવ્યું. પાંડવો પર, ને ખાસ કરી અર્જુન પર, એમને ખાસ વેર હતું એ ચિરંજીવ મનાય છે. ઉત્તરાના ગર્ભની હત્યા કરવાના પ્રયત્ન માટે કૃષ્ણે તેને શાપ આપ્યો. એને પરિણામે પિશાચ બ્રહ્મરાક્ષસ તરીકે નર્મદાને તીરે તે હજી ય ભટકતો મનાય છે.

**ઉગ્રસેન** મથુરાનગરીના યદુવંશી રાજા; કંસના પિતા.

**કાલિદાસ** જાણીતા સંસ્કૃત કવિ અને નાટ્યકાર. રઘુવંશ, મેઘદૂત, અભિજ્ઞાન શાકુન્તલ વગેરેના કર્તા

**કુબેર** ધનનું રક્ષણ કરનાર દેવ. નવનિધિના ભંડારી. મહાદેવનો મિત્ર; કૈલાસ પર્વત એમનું રહેઠાણ છે.

**કૃતવર્મા** એ નામનો યાદવ. એક અક્ષૌહિણી યાદવસેના લઇને કૃષ્ણે એને દુર્યોધનની મદદે મોકલ્યો હતો.

**ક્લીઓપેટ્રા** ઇસુખ્રિસ્ત પહેલાના સમયની ઇજિપ્તની સૌંદર્યવતી રાણી. જુલિયસ સીઝર એના અનુપમ લાવણ્ય પર મુગ્ધ બન્યો ને પોતાની સાથે રોમ લઈ ગયો. એના

મરણ બાદ તે ઈજિપ્ત પાછી ફરી, ને એન્ટનીને વશ કર્યો. એન્ટનીના મરણ બાદ તેણે ઝેર ખાઈ આપઘાત કર્યો.

**ઘટોત્કચ** [ઘટોત્કચ] હીડિંબા રાક્ષસીને કુખે પાંડુપુત્ર ભીમસેનથી જન્મેલો પરાક્રમી પુત્ર.

**ગર્ગાચાર્ય** યાદવોના ગોર; કૃષ્ણબળરામનાં નામ તેમણે પાડયાં હતાં.

**ગેરીબાલ્ડી** ઈટલીનો પ્રખ્યાત સેનાપતિ અને દેશભક્ત. ૧૯મી સદીના મધ્યભાગમાં ઓસ્ટ્રિયાની ઝૂંસરી ઈટલીમાંથી દૂર કરવા તેણે સફળ પ્રયત્ન કર્યો હતો.

**ચેમ્બરલેન,** મિ. જોસેફ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ઈંગ્લંડના લિબરલ પક્ષના એક રાજદ્વારી નેતા. ૧૮૯૫ પછી સંસ્થાનોના મંત્રીનો હોદ્દો તેમણે ભોગવ્યો હતો.

**જન્મેજય** પરીક્ષિત રાજાના પુત્ર, ભારતવર્ષ પર એમણે ૮૪ વર્ષ રાજ્ય કર્યું. ક્રોધમાં થએલી બ્રહ્મહત્યાનું નિવારણ કરવાને વૈશંપાયન પાસે એમણે આખું મહાભારત શ્રવણ કર્યું.

**જયદ્રથ** સિંધુરાજનો પુત્ર, એ દુર્યોધનની બ્હેન સાથે પરણ્યો હતો. એણે કપટથી અભિમન્યુને મરાવ્યો, ને પરિણામે બીજે દિવસે અર્જુનને હાથે તે હણાયો.

**ટેનીસન,** લોર્ડ આલ્ફ્રેડ. મહારાણી વિક્ટોરિયાના વખતના લોકપ્રિય રાજકવિ; ઈંગ્લંડના યુગપ્રવર્તક કવિઓમાંના એક.

**ટૉડ** મધ્યયુગના રજપૂતોનો વાર્તારૂપે ઇતિહાસ લખનાર; 'રાજસ્થાન' ના કર્તા. એમના ગ્રંથ પરથી અનેક ભાષાના અનેક લેખકોને ઐતિહાસિક નવલકથાઓ ને નાટકો લખવાની પ્રેરણા મળી છે.

**ત્રિશંકુ** અયોધ્યાનો સૂર્યવંશી રાજા: હરિશ્ચન્દ્રનો પિતા. વિશ્વામિત્રે પોતાના તપોબળથી એને સ્વર્ગમાં મોકલ્યો પરંતુ

ઈન્દ્રાદિ દેવતાઓએ એને નીચે નાખ્યો; એ વેળા વિશ્વામિત્રે પોતાની શક્તિથી તેને નીચે આવતાં અધવચ અટકાવ્યો. આથી રાજા આકાશ ને પૃથ્વી વચ્ચે લટકતો રહ્યો ને પછી એની નક્ષત્રમાં ગણના થઈ.

**દુઃશાસન** દુર્યોધનનો ભાઈ ને મુખ્ય સલાહકાર. દ્રૌપદીનાં ચીર ભરસભામાં ખેંચનાર. ગદાયુદ્ધમાં એ ઘણો કુશળ હતો.

**ધન્વન્તરિ** સ્વર્ગના દેવવૈદ. સમુદ્રમંથન વેળાએ નીકળેલા ચોદ રત્નોમાંનું એક.

**ધૃષ્ટદ્યુમ્ન** હોમકુંડમાંથી નીકળેલો દ્રુપદ રાજાનો પુત્ર. મહાભારત યુદ્ધમાં પાંડવપક્ષનો મહારથી.

**નચિકેતસ્** આરુણિ ઋષિનો પુત્ર. એ જ્યારે પાંચ વર્ષના હતા ત્યારે એના પિતા યજ્ઞ કરતા હતા. તે વેળા એને માટે સારી ગાયો રહેવા દઈને રોગિષ્ટ ગાયોનો ભોગ આપવાની તૈયારી કરતા જોઈને તેણે પૂછ્યું તમે મને કોને આપવા માગો છો ? ત્રણ વખત એનો એ પ્રશ્ન પુછાતાં ઋષિએ ગુસ્સામાં જવાબ આપ્યો 'યમને'. નચિકેતસ્ ઊઠીને યમપુરી ગયા. ત્યાં યમની ગેરહાજરીમાં એના દૂતોએ એને રોક્યો. ત્રણ દિવસ અન્નજળ વિના આ બટુક અતિથિને પોતાને બારણે ઊભેલો જોઇને યમરાયે તેને વરદાન માગવા કહ્યું. તેણે પિતા સાથે સમાધાન ઈચ્છ્યું. તે મળતાં આત્મજ્ઞાન માગ્યું. તેને બદલે લાંબુ આયુષ્ય, સુખ, ભોગ, ઇ. માગવાનું કહ્યું છતાં નચિકેતસ પોતાના નિશ્ચયમાંથી ચળ્યા નહીં. આખરે યમે તેમને જ્ઞાન આપ્યું.

**નાયડુ, શ્રીમતી સરોજિની.** સ્ત્રીઓનો, સમાજનો અને દેશનો મોભો વધારવાનો પ્રયાસ કરતી હિન્દની અનેક ચળવળમાં

તેઓ લાંબા સમયથી ભાગ લેતા આવ્યા છે. હિન્દુ-મુસ્લીમ ઐક્ય માટે ય તેમનો પ્રયાસ બહુ પ્રશંસનીય છે. દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓની સ્થિતિ યુરોપીય રહેવાસીઓને સમજાવીને મહાસભાના પ્રતિનિધિ તરીકે તેઓ ત્યાં ગયા હતા ને એ પ્રજાઓ વચ્ચેનો રંગદ્વેષ ઓછો કરી સારી લાગણી ફેલાવવામાં સફળતા મેળવી હતી. તાજેતરમાં અમેરિકામાં પ્રવાસ કરી ભાષણોદ્વારા હિન્દીઓની સ્વતંત્રતાની લડત માટે સહાનુભૂતિ મેળવી હતી. તેઓ એક સુંદર વક્તા છે ને અંગ્રેજી કાવ્યક્ષેત્રમાં ય સારી નામના મેળવી છે.

નિષેધ એક સમર્થ રાજા.

ફૉર્બસ ૧૮૪૬થી અમદાવાદના આસીસ્ટન્ટ જજ. કવિ દલપતરામને પોતાના પક્ષમાં લઇને ૧૮૪૮ માં ગૂજરાત વર્નાક્યુલર સોસાયેટી સ્થાપવામાં તેમણે અથાગ શ્રમ લીધો. જૂના હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કરવામાં ને લાયક કવિઓને અને ભાટોને ઉત્તેજન આપવામાં તેમણે પુષ્કળ પૈસો ખરચ્યો હતો.

બોઝ, સર જગદીશચન્દ્ર. હિન્દુસ્થાનના આધુનિક યુગના પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી.

ભગીરથ કપિલ મુનિના ક્રોધાગ્નિથી બળી મરેલા સગર રાજાના ૬૦ હજાર પુત્રોનો ઉદ્ધાર કરવાને તપશ્ચર્યા કરી ગંગાને સ્વર્ગમાંથી પૃથ્વી પર ઉતારનાર સગર રાજાનો વંશજ. એના ઉપરથી ગંગાનું બીજું નામ ભાગીરથી.

ભર્તૃહરિ ઉજ્જન નગરીનો રાજા; વિક્રમાદિત્યનો સાવકો ભાઇ, પોતાની પ્રિય રાણીને અમર કરવાની આશાથી તેણે

એને અમરફળ આપેલું તે રાણી પાસેથી તેના યાર પાસે, યાર પાસેથી વેશ્યા પાસે ને વેશ્યા પાસેથી રાજા પાસે પાછું આવતાં રાજાને સંસાર પર તિરસ્કાર વછૂટયો ને રાજપાટ વિક્રમને સોંપીને તેણે ભર યુવાનીમાં વૈરાગ્ય ધારણ કર્યો.

**મહેતા,** સર ફિરોજશાહ. ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીશીના તથા વીસમી સદીના પહેલા દાયકાના હિન્દના મહાન ધારાશાસ્ત્રી, રાજ્યદ્વારી નેતા અને વક્તા. જ્યાંસુધી મહાસભામાં વિનીતપક્ષનું જોર હતું ત્યાંસુધી એ રાષ્ટ્રીય સંસ્થાનું સુકાન લગભગ એમના હાથમાં હતું; ૧૯૦૭માં સૂરતમાં મહાસભાની બેઠક ભાંગી ત્યારથી એ સંસ્થા સાથેનો એમનો સંબંધ તૂટતો ગયો.

**માન્ધાતા** યુવનાશ્વ રાજાનો પુત્ર. એ રાજાને સો સ્ત્રી છતાં એક પણ સંતતિ નહોતી એટલે તે રાજપાટ છોડી એક દિન રખડતો રખડતો નર્મદાને તીરે ભાર્ગવઋષિના આશ્રમમાં આવી પહોંચ્યો. રાતે તરસ લાગતાં વેદી પરનું મંત્રેલું પાણી પીવાથી તેને ગર્ભ રહ્યો. આ ગર્ભ પૂરે માસે કૂખ ફાડીને બહાર આવ્યો ને ઈન્દ્રે પોતાનો અમૃતમય અંગૂઠો ધાવવા આપીને એનું પાલન કર્યું. આ માન્ધાતા સ્વપરાક્રમથી એક ચક્રવર્તી રાજા થયો ને પ્રજાને તેણે સુખ આપ્યું. દેવલોકોને જીતવાની દુર્મતિ સૂઝતાં તેમ કરવા જતાં તે સેના સહિત, મરણ પામ્યો.

**રામાનુજમ** મદ્રાસ ઈલાકાના વતની; ને હિન્દના એક અદ્ભુત ગણિતશાસ્ત્રી.

**રૉય, સર પ્રફુલચન્દ્ર.** આધુનિક યુગના જાણીતા હિન્દી રસાયણશાસ્ત્રી. પોતાની પ્રયોગશાળા કરતાં હાલ તેઓ ખાદીપ્રચાર તરફ વિશેષ લક્ષ આપે છે.

**વસુદેવ** શ્રી કૃષ્ણના પિતા; સુરસેન યાદવના જ્યેષ્ઠ પુત્ર. દેવકીના આઠમા બાળકનો જન્મ થતાં રાતોરાત યમુના નદી ઓળંગીને તેઓ નંદની પુત્રી સાથે અદલબદલ કરી આવેલા.

**વિઠોબા** વિઠ્ઠલ–વિષ્ણુની મૂર્તિ. મહારાષ્ટ્રમાં નામદેવ નામનો એક બાળક પોતાના પિતાને આ મૂર્તિની હંમેશ પૂજા કરતો જોતો. એ દૂધનો ભોગ ધરાવતો ને લઈ લેતો. નામદેવ એક વાર પિતાની ગેરહાજરીમાં સેવા કરવા બેઠો. તેણે મૂર્તિને ખરેખર દૂધ પીવાનો આગ્રહ કર્યો છરીથી આત્મઘાત કરવાની તૈયારી કરતા પોતાના બાળભક્તને મૂર્તિને વશ થઈ ને દૂધ પી ગઈ!

**વિશ્વકર્મા** બ્રહ્માના પુત્ર. જગત તથા તેમાંની વસ્તુઓનો ઘાટ ઘડનાર દેવ. દેવતાઓના શિલ્પી તેમ જ અસ્ત્રશસ્ત્ર બનાવનાર. એમણે આગ્નેયાસ્ત્ર શોધી કાઢ્યું હતું.

**વૈશંપાયન** વ્યાસના શિષ્ય. એમણે પરીક્ષિતના પુત્ર જન્મેજયને મહાભારત સંભળાવ્યું હતું.

**શકુનિ** દુર્યોધનનો મામો. તેને દુર્મતિ સુઝાડનાર એક ખાસ સલાહકાર.

**શલ્ય** નકુળ સહદેવનો સગો મામો; માદ્રીનો ભાઈ. કૌરવપક્ષનો અતિરથી યોદ્ધો. પોતાના સૈન્ય સાથે પાંડવોને સહાય કરવા એ જતો હતો ત્યારે વાટમાં એક વિશ્રામસ્થાનથી

પ્રસન્ન થઈ તેણે તે બંધાવનારને કંઈ આપવા ઈચ્છયું. તરત જ દુર્યોધને પ્રગટ થઈ કૌરવપક્ષમાં રહેવાની માગણી કરી. વચનથી બંધાએલા શલ્ય રાજાને ઘણી અનિચ્છા છતાં તે કબૂલ કરવી પડી.

**શિબિ** અયોધ્યાના એક ચક્રવર્તી રાજા. નવ્વાણુ યજ્ઞ કર્યા પછી સોમો યજ્ઞ તેઓ કરતા હતા ત્યારે, ઈન્દ્રને પદભ્રષ્ટ થવાની બીક લાગી એટલે કપોત પક્ષીનું રૂપ ધારણ કરીને જતા અગ્નિની પાછળ ઈન્દ્ર સેનપક્ષી થઈ પડયા. કપોત રાજાના ખોળામાં પેઠું. સેને રાજાને કહ્યું: 'મારું ભક્ષ મને સોંપી દો નહીં તો હું પ્રાણત્યાગ કરીશ.' શરણાગતને છોડવાની ના પાડતાં રાજાએ કપોતના જેટલા વજનનું નરમાંસ આપવા માગણી કરી જે સેનપક્ષીએ સ્વીકારી. રાજાએ પોતાનું માંસ જોખવા માંડયું—ને તેમ કરીને પોતાનો ટેક સિદ્ધ કર્યો; એટલામાં વિષ્ણુએ ખુશ થઈને રાજાને આલિંગન આપ્યું ને રાજાનું શરીર સારું થઈ ગયું.

**સિકંદર** મહાન સમ્રાટ અલેક્ઝાંડર. ઉનાળાના ખરા બપોરે પણ તડકામાં પોતાના પીપમાં ઉઘાડે દિલે બેસી રહેનાર સાધુ ડાયોજીનીસની સંતોષવૃત્તિ પર સિકંદર આફ્રિન બની ગયો હતો.

**સંજય** ધૃતરાષ્ટ્રનો મુખ્ય સારથી. એને વ્યાસે દિવ્યચક્ષુ આપ્યાં હતાં ને એથી તે યુદ્ધમાં બનતી સર્વ વાત ધૃતરાષ્ટ્રને કહેતો.

**હળધર** બળરામ; કૃષ્ણના મોટા ભાઈ. એમનું આયુધ હળ હતું; તેથી આ નામ.



# શ · બ્દ · કો · શ

## અ

**અક્ષય્ય** અવિનાશી; અખૂટ
**અક્ષૌહિણી** ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડા ને ૧૦૯૩૫૦ પાયદળની બનેલી લશ્કરી ટુકડી
**અગોપ** અલોપ; ગુપ્ત
**અગ્ન્યસ્ત્ર** જે અસ્ત્ર મૂકવાથી અગ્નિ વરસે તે
**અદલ** બરાબર; ખરું; યથાર્થ
**અનભિજ્ઞ** અજાણ; મૂઢ
**અનુગ્રહ** કૃપા; ઉપકાર
**અભિજિત** એક નક્ષત્ર; દિવસનું આઠમું મુહૂર્ત
**અભિસારિકા** સંકેત પ્રમાણે પ્રેમીને મળવા જનારી સ્ત્રી
**અમૃતનાથ** ચંદ્ર
**અમોઘ** નિષ્ફળ ન જાય તેવું; સફળ; અસરકારક
**અર્ક** સૂર્ય
**અર્ચિત** પૂજેલું; માન પામેલું
**અલ્ટીમેટમ** છેવટની ચેતવણી; ધમકી
**અર્ધાંગના** પરણેલી પત્ની
**અવિરત** વગર અટકે; સતત
**અહમેવ** અહંકાર; બડાઈ
**અશ્વત્થ** પીપળો
**અંગ્રેજાનુરક્ત** અંગ્રેજ પ્રતિ–ઉપર–આસક્ત
**અંતરાભિમુખ** આત્મા તરફ જેની દૃષ્ટિ વળેલી છે તે

## આ

**આધ્યાત્મિક** આત્મા સંબંધી; આત્મતત્ત્વવિષયક
**આફૂણિયે** પોતાની મેળે; એકાએક; સહજ.
**આમ્રમંજરી** મોરવાળી આંબાની ડાળી
**આર્દ્ર** કુમળું; મૃદુ
**આહ્‌લાદ** આનંદ; હર્ષ; કલ્લોલ

## ઈ

**ઈંઢોણી** ઉઢાણી; ઉઢરણી

## ઉ

**ઉતપતવું** ઉત્પન્ન થવું; જવું; ચાલતું થવું
**ઉત્પાત** વિનાશકારક આપત્તિ
**ઉદ્‌ભૂત** જન્મેલું; ઉત્પન્ન થએલું; દેખાય એવું થએલું
**ઉદાત્ત** ઉદાર; સખી દિલનું
**ઉદ્યોત** પ્રકાશ; તેજ; જ્યોતિ
**ઉપહાર** ભેટ; બક્ષિસ; પૂજાનો સામાન

**ઉપેક્ષા** અનાદર; બેદરકારી; ઉદાસીનતા
**ઉવાટ** આડો રસ્તો; અવળો માર્ગ; ખોટું

**ઐ**

**ઐશ્વર્ય** પ્રભુતા; મોટાઈ; સંપત્તિ

**ઓ**

**ઓજસ** તેજ; બળ; પ્રતિભા; ચૈતન્ય
**ઓસાણ** કટાકટીના વખતની હિંમત–જુસ્સો; ધીરતા
**ઓળગ** ફેરા–આંટા ખાવા તે

**ઔ**

**ઔચિત્ય** ઉચિતપણું; યોગ્યતા
**ઔજ્જ્વલ્ય** ઉજ્જવલતા
**ઔદાસીન્ય** ઉદાસીનતા

**ક**

**કટક** લશ્કર; સૈન્ય
**કપિધ્વજ** જેના રથ ઉપર વાનરનું ચિહ્ન છે તે; અર્જુન
**કર્દમભૂમિ** કાદવ–કીચડવાળી ભૂમિ
**કલ્પદ્રુમ** કલ્પવૃક્ષ; ઈચ્છેલું આપનાર સ્વર્ગનું ઝાડ
**કળણ** પગ મૂકતાં અંદર ગળી જવાય તેવું કાદવવાળું સ્થાન
**કંકોડી** સૂતક કાઢવા માટે સ્નાન વખતે માથામાં નંખાતી ભૂકી
**કાગસું** ગાડાના આગલા ભાગ આગળનું એક લાકડું; આડી
**કાસાર** સરોવર; તળાવ
**કીરટી** [ કિરીટી ] અર્જુન
**કુંભીપાક** એ નામનું એક નરક
**કૃતાંત** યમ; કાળ; મૃત્યુ
**કેશવપન** વાળ કપાવવા તે
**કૌમુદી** ચાંદની
**કયામત** મરણ બાદ ખુદા આગળ ઊભા થઈને જવાબ આપવાનો દિવસ
**ક્ષુબ્ધ** અસ્થિર; ક્ષોભ પામેલું; આકુળવ્યાકુળ
**ક્ષેપણકાળ** મિથ્યા ગુમાવવાનો સમય; નિંદા કરવાનો સમય

**ખ**

**ખમીર** જોશ; તાકાત
**ખલક** જગત; દુનિયા; માણસજાત
**ખવાબ** [ખ્વાબ] સ્વપ્ન
**ખવાસ** સેવાચાકરીનો ધંધો કરતી એક જાત; સ્વભાવ
**ખેહ** ધૂળ; રજ

ग

**गगनशुंबज** गगनरूपी घूमट
**गवाळो** सरसामान
**गह्वर** गुफा
**गळेस्थळ** એક બાજુનો લમણો અને ગાલનો ભાગ
**गुल थवुं** બુઝાવું; હોલાવું
**गोप्य** ગુપ્ત રાખવા યોગ્ય

घ

**घाहडमल्ल** ઘાયડમલ્લ; પહેલવાન

च

**चारुशीला** મનોહર શીલ-સ્વભાવ-ચારિત્ર્ય-શિયળવાળી

छ

**छब** અવાજ

ज

**जलशीकर** પાણીની છાંટ
**जीभाजोडी** બોલાબોલી; તકરાર
**जीवनलक्ष्यइंदु** જીવનના ધ્યેયનો ઈંદુ-ચંદ્ર
**ज्योत्स्नापंथ** ચાંદનીનો માર્ગ

झ

**झोक** ઘેટાંબકરાંનો વાડો

ठ

**ठेकारवुं** પહેરવું; ઠાઠમાઠથી સજ્જ થવું

त

**तमिस्र** અંધકાર
**तरकीब** વ્યવસ્થા; સંભાળ; માવજત
**तवारीख** ઇતિહાસ
**तंत** મમત; જિદ; ચર્ચા
**तंद्रा** આળસ; સુસ્તી; ઘેન
**ताजगी** તેજી; તંદુરસ્તી; તાજાપણું
**तादात्म्य** સમાનતા; એકતા
**तुरग** ઘોડો; અશ્વ
**त्रिया** સ્ત્રી

द

**दर्प** ગર્વ; અહંકાર
**दस्युडारतां** ચોર-લૂંટારા-અનાર્યને ડરાવનાર
**दिगंत** દિશાનો અંત; ક્ષિતિજ
**दीक्षित** દીક્ષા લીધી હોય એવું; યજ્ઞ કરાવનાર
**दुर्गम** જઈ શકાય તેવું મુશ્કેલીથી સમજી શકાય એવું
**दुर्धर्ष** અથડાઅથડી; હરીફાઈ
**दुर्जय** જીતવું મુશ્કેલ હોય તે
**दूधमल** પુષ્ટ; મજબૂત
**देहुदट** બધી દિશામાં
**दोजख** નરક
**द्युति** તેજ; કાંતિ

**ધ**

**ધમ્મિલ** ફૂલ ઈત્યાદિ સાથે ગૂંથેલો અંબોડો
**ધરિત્રી** પૃથ્વી
**ધ્વનિત** અવાજ વ્યંજનાવાળું
**ધ્રુવ** નિશ્ચળ; સ્થિર

**ન**

**નવોઢા** નવવધૂ; નવી–તરતની પરણેલી સ્ત્રી
**નિભ્રંછા** નિર્ભત્સના; તિરસ્કાર
**નિયંત્રણ** નિયમન; કાબૂમાં—મર્યાદામાં–રાખવું તે
**નિર્માણ** સર્જન; નસીબ
**નિર્મુખ** નિરાશ;થઈ પાછું ગએલું
**નિર્વેદ** અણગમો; વૈરાગ્ય
**નિષ્કર્ષ** સાર
**નિષ્ક્રિય** ક્રિયા રહિત
**નિષ્પર્ણ** પર્ણ રહિત

**પ**

**પક્ષ્મ** પાંપણ
**પખાળવું** પાણીથી ધોવું
**પડછંદ** પ્રચંડ
**પરજંગ** પલંગ
**પરિયટ** ધોબી
**પાગરણ** પથારીનો સામાન
**પાણીપંથો** પાણીના જેવી ગતિવાળો
**પારંગત** પૂરેપૂરું માહિતગાર
**પીયૂષ** અમૃત
**પુણ્યપ્રકોપ** ધર્મબુદ્ધિને લીધે ઊપજેલો ક્રોધ
**પુણ્યશ્લોક** જેનું નામ લેવાથી પુણ્ય થાય તેવો માણસ; નળ
**પુલકિત** રોમાંચિત
**પૌરુષ** પુરુષાતન
**પ્રકૃતિસૌંદર્ય** કુદરતની સુંદરતા
**પ્રતિકૃતિ** છબી; નકલ
**પ્રતિભા** કાંતિ; તેજ
**પ્રણિપત્ય** કાલાવાલા; આજીજી
**પ્રમોદ** આનંદ
**પ્રાગ્વાટ** પોરવાડ
**પ્લવંગ** વાંદરો; મૃગ

**ફ**

**ફેરમાસુ** ભલામણથી મળેલું; ઉમદા; નમૂનેદાર
**ફંદ** જાળ; ફાંદો; કારસ્તાન

**બ**

**બપૈયો** ચાતક
**બંદીજન** વખાણ કરનાર; ભાટ; ચારણ
**બાંધણી** ચુંદડી; વચ્ચે વચ્ચે બાંધીને જુદા જુદા રંગથી રંગેલું કપડું
**બિયાબાં** બિયાબાન, વેરાન; ભયંકર ને બીક લાગે તેવું

**ભ**

**ભગ્ન** હારેલું; હતાશ; ભાંગેલું

**ભવરણ** ભવ એ જ રણ; સંસારરૂપી સંગ્રામભૂમિ
**ભાસ્કર** સૂર્ય

મ

**મન્દાકિની** ગંગા; આકાશગંગા
**માનવાતીત** માનવથી પર થએલું
**માર્દવ** મૃદુતા
**મિરાત** પૂંજી; દોલત
**મુગ્ધા** ફૂટતી જુવાનીવાળી સ્ત્રી
**મુદા** આનંદ; ઉલ્લાસ હર્ષ
**મુમુક્ષા** મોક્ષની ઇચ્છા

ય

**યથાસ્થિત** યોગ્ય; બરાબર; જોઈએ તેવું
**યથેચ્છ** મરજી મુજબનું; ઇચ્છા પ્રમાણે
**યમસદન** યમ–મૃત્યુના દેવનું રહેઠાણ; યમધામ

ર

**રજત** ધોળાશ પડતું; રૂપાનું
**રન્ધ્ર** છિદ્ર
**રાધેય** કર્ણ
**રિક્ષા** માણસથી ખેંચાતી નાની બે પૈડાંની ગાડી
**રોઝ** ઘોડાને મળતું એક જંગલી પશુ

લ

**લગવગ** અવશ્ય; જરૂર
**લજવામણી** લજામણી,–સ્પર્શ માત્રથી સંકોચાઈ જનારી વનસ્પતિ જેવી
**લત** લગની; ટેવ
**લીહ** લીટી; હદ
**લુબ્ધ** લોભાએલું; મોહિત

વ

**વક્ષઃસ્થલ** છાતી
**વચટ** (વચેટ); વચલી; મધ્યમ
**વનસ્થલિ** અરણ્યનો પ્રદેશ
**વયસ્ય** મિત્ર
**વરવું** બેડોળ; કદરૂપું; બદસૂરત
**વર્ચસ** તેજ; બળ; પરાક્રમ; વીર્ય
**વસન** વસ્ત્ર
**વંચના** ઠગાઈ; ભ્રમ
**વાઙ્મય** સાહિત્ય
**વાડવ** બ્રાહ્મણ
**વાયુ–યાન** વાયુ વડે ચાલતું વાહન; વિમાન
**વાસ્તવ** સાચું; ખરેખરું વાજબી
**વિચક્ષણ** ચતુર; બુદ્ધિમાન
**વિચારસરણી** [વિચારશ્રેણિ] વિચારોની પરંપરા;
**વિજન** નિર્જન; વેરાન; એકાંત
**વિતથ** અસત્ય; મિથ્યા
**વિધુ** ચંદ્ર

વિધ્વંસ નાશ; ઉચ્છેદ
વિપથ કુમાર્ગ
વિરથ રથ વિનાનો
વિરંચિ બ્રહ્મા; પ્રજાપતિ
વિલક્ષણતા વિભિન્નતા
વિલાવું કરમાવું; નાશ પામવું
વિલુપ્ત લુપ્ત થઈ ગયેલું
વિશદ નિર્મળ; સ્પષ્ટ; શ્વેત
વિશિષ્ટતા વિલક્ષણતા; અસાધારણપણું
વિષમતા અસમાનતા
વીણાપાણિ જેના હાથમાં વીણા છે તે; નારદ
વેસર નથ; વાળી
વેણુ રેતી; ધૂળ
વૈખરી સ્પષ્ટ ઉચ્ચારાએલી વાણી; ધડાધડ ધાણી ફૂટે તેમ બોલતી વાણી
વૈયક્તિક વ્યક્તિને લગતું
વૈશ્વાનર અગ્નિ; પરમેશ્વર
વ્યવસાય કામકાજની ખટપટ; ઉદ્યોગ
વ્રખડાજ વરખડી; એક ઝાડ

શ

શાગિર્દ સહાયક; મદદગાર
શાશ્વત નિત્ય
શાંતિપ્રદ શાંતિ આપનાર
શિબિર તંબુ; છાવણી
શીઘ્ર ત્વરિત: જલદી
શુચિ પવિત્ર
શેરડી નાનો સાંઠો: ગન્નો: ઇક્ષુદંડ: પુંડ્રી
શેરદિલ બહાદુર: હિંમતવાન
શૈલ પર્વત: પહાડ: ગિરિ
શ્રોત્રિય વેદ ભણેલો બ્રાહ્મણ

સ

સત્ત્વશી સત્ત્વશીલ: વાગ્રસવાળી
સવ્યસાચી ડાબે હાથે પણ બાણ છોડી શકે તેવો: અર્જુન
સંકરતા મિશ્રણપણું: ભેળસેળપણું
સંમોહ મોહ: અજ્ઞાન: મૂર્છા
સાન્નિધ્ય સમીપતા: નજીક હોવાપણું: પાસેપણું
સિકત રેતાળું
સુરખ લાલ: રાતું
સોણલું [સોણું] સ્વપ્ન
સ્થૈર્ય સ્થિરતા
સ્નિગ્ધ ચીકણું; કોમળ; ચીકણું
સ્મર કામદેવ
સ્વયંભૂ પોતાની મેળેજ ઉત્પન્ન થએલું; બ્રહ્મા; શંકર; ભગવાન
સ્વારસ્ય સ્વાભાવિક રસ કે ઉત્તમતા; મજા; ખૂબી
સ્વાસ્થ્ય સ્વસ્થતા; નચિંતતા

હ

હાકોટા મોટા સાદ; બૂમ

**ભવરણ** ભવ એ જ રણ; સંસારરૂપી સંગ્રામભૂમિ

**ભાસ્કર** સૂર્ય

મ

**મન્દાકિની** ગંગા; આકાશગંગા

**માનવાતીત** માનવથી પર થએલું

**માર્દવ** મૃદુતા

**મિરાત** પૂંજી; દોલત

**મુગ્ધા** ફૂટતી જુવાનીવાળી સ્ત્રી

**મુદા** આનંદ; ઉલ્લાસ હર્ષ

**મુમુક્ષા** મોક્ષની ઈચ્છા

ય

**યથાસ્થિત** યોગ્ય; બરાબર; જોઈએ તેવું

**યથેચ્છ** મરજી મુજબનું; ઈચ્છા પ્રમાણે

**યમસદન** યમ–મૃત્યુના દેવનું રહેઠાણ; યમધામ

ર

**રજત** ધોળાશ પડતું; રૂપાનું

**રન્ધ્ર** છિદ્ર

**રાધેય** કર્ણ

**રિક્ષા** માણસથી ખેંચાતી નાની બે પૈડાંની ગાડી

**રોઝ** ઘોડાને મળતું એક જંગલી પશુ

લ

**લક્ષવસા** અવશ્ય; જરૂર

**લજવામણી** લજામણી,–સ્પર્શ માત્રથી સંકોચાઈ જનારી વનસ્પતિ જેવી

**લત** લગની; ટેવ

**લીહ** લીટી; હદ

**લુબ્ધ** લોભાએલું; મોહિત

વ

**વક્ષઃસ્થલ** છાતી

**વચટ** (વચેટ); વચલી; મધ્યમ

**વનસ્થલિ** અરણ્યનો પ્રદેશ

**વયસ્ય** મિત્ર

**વરવું** બેડોળ; કદરૂપું; બદસૂરત

**વર્ચસ** તેજ; બળ; પરાક્રમ; વીર્ય

**વસન** વસ્ત્ર

**વંચના** ઠગાઈ; ભ્રમ

**વાઙ્મય** સાહિત્ય

**વાડવ** બ્રાહ્મણ

**વાયુ–યાન** વાયુ વડે ચાલતું વાહન; વિમાન

**વાસ્તવ** સાચું; ખરેખરું વાજબી

**વિચક્ષણ** ચતુર; બુદ્ધિમાન

**વિચારસરણી** [વિચારશ્રેણિ] વિચારોની પરંપરા;

**વિજન** નિર્જન; [illegible] ન એકાંત

**વિતથ** અસ[illegible]

**વિધુ** ચંદ્ર

**વિધ્વંસ** નાશ; ઉચ્છેદ
**વિપથ** કુમાર્ગ
**વિરથ** રથ વિનાનો
**વિરંચિ** બ્રહ્મા; પ્રજાપતિ
**વિલક્ષણતા** વિચિત્રતા
**વિલાવું** કરમાવું; નાશ પામવું
**વિલુપ્ત** લુપ્ત થઈ ગએલું
**વિશદ** નિર્મળ; સ્પષ્ટ; શ્વેત
**વિશિષ્ટતા** વિલક્ષણતા; અસાધારણપણું
**વિષમતા** અસમાનતા
**વીણાપાણિ** જેના હાથમાં વીણા છે તે; નારદ
**વેસર** નથ; વાળી
**વેણુ** રેતી; ધૂળ
**વૈખરી** સ્પષ્ટ ઉચ્ચારાએલી વાણી; ધડાધડ ધાણી ફૂટે તેમ બોલતી વાણી
**વૈયક્તિક** વ્યક્તિને લગતું
**વૈશ્વાનર** અગ્નિ; પરમેશ્વર
**વ્યવસાય** કામકાજની ખટપટ; ઉદ્યોગ
**વ્રખડાજ** વરખડી; એક ઝાડ

**શ**

**શાગિર્દ** સહાયક; મદદગાર
**શાશ્વત** નિત્ય
**શાંતિપ્રદ** શાંતિ આપાનર
**શિબિર** તંબુ; છાવણી
**શીખ** વિદાય; આજ્ઞા
**શુચિ** પવિત્ર
**શેરડી** નાનો સાંકડો રસ્તો; પગવાટ; પગથી
**શેરદલેર** બહાદુર; હિંમતવાન
**શૈલ** પર્વત; પહાડ; ગિરિ
**શ્રોત્રિય** વેદ ભણેલો બ્રાહ્મણ

**સ**

**સવચ્છી** સવત્સી; વાછરડાવાળી
**સવ્યસાચી** ડાબે હાથે પણ બાણ છોડી શકે તેવો; અર્જુન
**સંકરતા** મિશ્રણપણું; ભેળસેળપણું
**સંમોહ** મોહ; અજ્ઞાન; મૂર્ચ્છા
**સાન્નિધ્ય** સમીપતા; નજીક હોવા પણું; પાસેપણું
**સિક્ત** છાંટેલું
**સુરખ** લાલ; રાતું
**સોણલું** [ સોણું ] સ્વપ્નું
**સ્થૈર્ય** સ્થિરતા
**સ્નિગ્ધ** લીસું; કોમળ; ચીકણું
**સ્મર** કામદેવ
**સ્વયંભૂ** પોતાની મેળેજ ઉત્પન્ન થએલું; બ્રહ્મા; ઈશ્વર; અનંગ
**સ્વારસ્ય** સ્વાભાવિક રસ કે ઉત્તમતા; મર્મ; ખૂબી
**સ્વાસ્થ્ય** સ્વસ્થતા; નચિંતતા

**હ**

**હાકોટો** મોટો ઘાંટો; બૂમ